# દેશી રાજ્યોનો પ્રશ્ન

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# દેશી રાજ્યોનો પ્રશ્ન

મોહનદાસ કરમચંદ ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

દેશી રાજ્યોના પ્રશ્ન વિષેનાં ગાંધીજીનાં જે લખાણો ને ભાષણો 'નવજીવન' તથા 'હરિજનબંધુ'માં પ્રસિદ્ધ થયેલાં તેમાંથી મહત્ત્વનાં પસંદ કરીને તેનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવેલો છે. જે લખાણો ને ભાષણો ગુજરાત કાઠિયાવાડનાં દેશી રાજ્યોને લગતાં હતાં તે બધાં લેવામાં આવ્યાં છે, અને ઇતર લખાણોમાંથી જેમાં રાજા પ્રજા વચ્ચેનો સંબંધ, રાજા તેમ જ પ્રજા ઉભયનાં કર્તવ્યો, ચક્રવર્તી સત્તાની ફરજ, વગેરે સર્વસામાન્ય વિષયોની ચર્ચા હતી તેટલાં જ લેવામાં આવ્યાં છે. આ જ વિષય પરનો ગાંધીજીનો અંગ્રેજી લેખસંગ્રહ થોડા વખત પર નવજીવન પ્રકાશન મંદિરે પ્રસિદ્ધ કર્યો છે તેમાં એ સર્વ લેખો, તેમ જ આ પ્રશ્નને લગતા મહત્ત્વના સર્વ દસ્તાવેજો વગેરે પણ આપવામાં આવ્યું છે. એ બધું ગુજરાતી પુસ્તકમાં આપવાની જરૂર ન હતી. છતાં આ ગુજરાતી સંગ્રહમાં કેટલાક લેખો એવા છે જે સ્વતંત્રપણે ગુજરાતીમાં લખાયેલા હોઈ અંગ્રેજીમાં નથી. લેખો ઐતિહાસિક ક્રમે ગોઠવેલા છે તેમાં ઉદ્દેશ એ રહેલો છે કે આ પ્રશ્નને અંગે ગાંધીજીના વિચારો કયે વખતે કેવા હતા, ને તેમાં પરિવર્તન થયું તો કેવા ક્રમે થવા પામ્યું, અને રાજસ્થાની પ્રજાની હિલચાલની દોરવણી જેટલે અંશે તેમને હાથે થઈ તેટલે અંશે એ હિલચાલનો વિકાસ કેવી રીતે થયો, એનો પણ ખ્યાલ વાચકને આપોઆપ મળી રહે. આ

લેખોમાં ઘણું એવું છે જે વરસો ઉપર કહેવાયું છતાં આજની સ્થિતિને પણ તેટલું જ લાગુ પડે છે. અને દેશી રાજ્યોની પ્રજાની સ્વતંત્રતાની હિલચાલ—જે સમગ્ર ભારતની સ્વતંત્રતાની હિલચાલનો જ એક અંશ છે—હજુ સમાપ્ત થઈ નથી, અને આજે કદાચ તેમાં વિરામ આવેલો દેખાતો હોય તોપણ તે આગળને માટેની તૈયારીનો જ કાળ છે. એ તૈયારી કેવી રીતે કરાય એનું વિવેચન પણ ગાંધીજીનાં પાછળનાં લખાણોમાં અનેક વાર કરેલું માલૂમ પડશે. એ અર્થમાં આ પુસ્તક દેશી રાજ્યોની પ્રજા ને તેના સેવકોને માટે માર્ગદર્શિકારૂપ થઈ પડશે, અને તેઓ પોતાને મુકામે પહોંચશે ત્યાં લગી તેમનો પંથ ઉજાળશે.

'હરિજનબંધુ'નું પ્રકાશન મોકૂફ રહ્યું અને ગાંધીજી તરફથી દર અઠવાડિયે થતું માર્ગદર્શન બંધ પડ્યું ત્યારથી તેમનાં લખાણોના સંગ્રહની માગણી વધી છે, ને એ સ્વાભાવિક છે. તેથી અમને જણાવતાં આનંદ થાય છે કે બીજા અનેક વિષયો પરના તેમના લેખસંગ્રહો તૈયાર થઈ રહ્યા છે, ને તે ક્રમે ક્રમે પ્રસિદ્ધ કરવામાં આવશે.

તા. ૨૦–૧૧–'૪૧

# અનુક્રમણિકા

## ૧

# 'ઝવેરાત ઉતારો'

[૧૯૧૬ના ફેબ્રુઆરીની ૧૪મીએ બનારસ હિંદુ યુનિવર્સિટીના ખાતમુહૂર્તના સમારંભ પ્રસંગે આપેલા ભાષણમાંથી]

હવે હું એક બીજા દેખાવ તરફ તમારું ધ્યાન ખેંચું છું. ગઈ કાલે જે મહારાજા સાહેબે આપણી સભાનું પ્રમુખસ્થાન લીધું હતું તેમણે હિંદુસ્તાનના દારિદ્ર્યની વાત કરી હતી. બીજા વક્તાઓએ પણ એના પર ઘણો ભાર મૂક્યો હતો. પણ વાઇસરૉય સાહેબે જે વિશાળ શમિયાનામાં ખાતમુહૂર્તની ક્રિયા કરી ત્યાં આપણે શું જોયું? એ દેખાવમાં ભભકાનો પાર નહોતો. ત્યાં ઝવેરાતનું જે પ્રદર્શન હતું તે જોઈને પારીસથી આવનાર કોઈ ઝવેરીની આંખ પણ અંજાઈ જાય. એ ઘરેણાંથી સુશોભિત રાજા મહારાજાઓની સાથે હું આપણાં કરોડો ગરીબોની તુલના કરું છું, ને મને એ રાજા મહારાજાઓને કહેવાનું મન થઈ જાય છે કે, 'તમે આ ઝવેરાત ઉતારો નહિ ને તેને હિંદના તમારા દેશભાઈઓની થાપણ માની તેના ટ્રસ્ટી બનો નહિ ત્યાંલગી હિંદુસ્તાનનો ઉદ્ધાર થવાનો નથી.' આપણાં બાદશાહ પ્રત્યે સાચી વફાદારી બતાવવાને સારુ આપણે ઝવેરાતની પેટીઓ ફેંદીને પગથી માથાં સુધી ઘરેણાં લાદવાં, એમ બાદશાહ અથવા લૉર્ડ હાર્ડિંગ ઇચ્છતા નથી એમ હું ચોક્સ માનું છું. બાદશાહ જ્યૉર્જ એવી કશી

અપેક્ષા નથી રાખતા એ મતલબનો સંદેશો તમને આણી આપવાનું, તમે ઇચ્છો તો, હું જીવનું જોખમ ખેડીને પણ માથે લઉં. સભાપતિજી, હિંદુસ્તાનના કોઈ પણ શહેરમાં— તે શહેર બ્રિટિશ હિંદમાં હો કે આપણા રાજાઓના અમલવાળા હિંદમાં હો—જ્યારે જ્યારે હું મોટા મહેલ બનતો જોઉં છું ત્યારે ત્યારે મને એકદમ અદેખાઈ આવે છે ને હું કહું છું, 'અરે, આ પૈસા તો ખેડૂતોના ખીસામાંથી આવ્યા છે.' આપણા દેશની ૭૫ ટકા ઉપરાંત વસ્તી ખેડૂતોની છે; અને મિ. હિગિનબૉટમે કાલે રાતે તેમની સુંદર વાણીમાં આપણને કહ્યું કે, એ જ માણસો ઘાસના એક તરણાની જગાએ બે ઉગાડનારા છે. પણ જો એમના શ્રમનું લગભગ બધું ફળ આપણે તેમની પાસેથી લઈ લઈએ અથવા બીજાને લઈ જવા દઈએ, તો આપણામાં સ્વરાજની ભાવના ઝાઝી ટકી શકે નહિ. આપણો ઉદ્ધાર ખેડૂતો મારફતે જ થવાનો છે. વકીલો કે ડાક્ટરો કે ધનિક જમીનદારોથી એ કામ થવાનું નથી.

(અંગ્રેજી પરથી)

* * *

આ (બ્રિટિશ) અમલના લખલૂટ ખરચે આપણા રાજામહારાજાઓને ઘેલા બનાવી મૂક્યા છે. તેઓ પરિણામની દરકાર કર્યા વિના એ ઉડાઉપણાની નકલ કરે છે ને પોતાની પ્રજાઓના દળીને ભૂકા કરે છે.

યંગ ઇંડિયા, ૧૨-૧-૧૯૨૮

૨

## દેશી રાજ્યોમાં શું કરાય?

દેશી રાજ્યમાં રહેનારાઓએ શું કરવું એ સવાલ એક કાઠિયાવાડી ભાઈ પૂછે છે. કાઠિયાવાડમાં પરિષદ થયા પછી આ સવાલ વધારે પુછાયા કરે છે.

દેશી રાજ્યોમાં આપણે અંગ્રેજી સલ્તનતને વિષે કંઈ ન કહીએ. દેશી રાજ્યોને કફોડી સ્થિતિમાં ન મૂકીએ. સરકાર કેવી રાક્ષસી છે એ દેશી રાજ્યોમાં કહેવાની કશી જરૂર ન હોય. પણ દેશી રાજ્યોમાં પણ આપણે શરાબ છોડવા છોડવવાની ચળવળ જરૂર કરીએ; આપણે દેશી રાજ્યોમાં જરૂર રેંટિયા દાખલ કરીએ ને સૂતર કાંતીએ, આપણે જરૂર પરદેશી કાપડનો ત્યાગ ત્યાં પણ કરીએ, આપણે જરૂર ખાદી પહેરીએ; આપણે જરૂર વ્યભિચાર, જુગાર ઇત્યાદિ તજીએ; આપણે જરૂર મહાસભાના ચોપડામાં આપણાં નામ નોંધાવીએ; આપણે જરૂર તિલક સ્વરાજ ફાળામાં ખૂબ દ્રવ્ય આપીએ. આટલો ફાળો બધાં દેશી રાજ્યોમાં રહેનારા ધારે તો ભરી શકે છે. અને આટલું જે કરે તેણે સ્વરાજને સારુ બહુ કર્યું ગણાય. અસહકારને જેઓએ આત્મશુદ્ધિનો યજ્ઞ માન્યો છે તેમને તો કાંઈ સવાલ પૂછવાપણું રહેતું જ નથી. દેશી રાજ્યોમાં રહેનારા ભંગીને ભાઈ ગણે તેમાં દેશી રાજ્યોનો દ્રોહ નહિ થાય.

દેશી રાજ્યો કંઈ હિંદુસ્તાનની બહાર નથી. હિંદુસ્તાનના બધા લોકોની સામે એક જ પ્રશ્ન છે. બધાને ધર્મયુદ્ધ આવી પડ્યું છે. બધાએ સત્ય, નિર્ભયતા, શાન્તિના પાઠ ભણવા રહ્યા છે. અંગ્રેજી રાજ્યની હદમાં અંગ્રેજી રાજ્યની સામે બોલવું ઇષ્ટ હોઈ શકે, પણ દેશી રાજ્યોમાં આપણને એમ કરવાની લગીરે આવશ્યકતા ન હોય.

નવજીવન, ૧૫-૫-૧૯૨૧

૩

# કાઠિયાવાડના રાજામહારાજાઓ પ્રત્યે—

સાહેબ,

મેં ઘણીયેવાર આપને બે બોલ લખવાનો વિચાર કરીને માંડી વાળ્યો. પણ કેટલુંક સાંભળ્યા અને જાણ્યા પછી મારા વિચારો આપની પાસે રજૂ કરવાનો મારો ધર્મ સમજું છું.

મારો સંબંધ કાઠિયાવાડની સાથે નિકટ છે એ કંઈ મારે આપને કહેવાનું હોય? પણ મારો જન્મ કાઠિયાવાડમાં થયો છે એટલું જ બંધન મને નથી. મારા પિતાશ્રીએ ત્રણ રાજ્યોમાં કારભારી તરીકે નોકરી કરેલી; મારા કાકાએ એક જગ્યાએ. તેમ મારા દાદાએ પણ કારભારું કરેલું. ગાંધી કુટુંબના ઘણાઓએ કાઠિયાવાડનાં રાજ્યોની નોકરી કરી નિર્વાહ કર્યો છે. એટલે આપની સાથે મારો ખાસ સંબંધ છે. આપના પ્રત્યે મારી ખાસ ફરજ છે.

તેથી જ્યારે કાઠિયાવાડના કોઈ પણ રાજ્યની અંધાધૂંધી વિષે હું કંઈ સાંભળું છું ત્યારે મારું મન દુખાય છે. કાઠિયાવાડને મેં શૂરવીરની ભૂમિ તરીકે ઓળખેલ છે; ને સ્વરાજયજ્ઞમાં કાઠિયાવાડ પોતાનો પૂરો ફાળો આપી પોતાને ને ભારતભૂમિને ઉજ્જવળ કરશે એવી આશા મેં રાખી છે.

'સ્વરાજ' શબ્દથી આપ ન જ ભડકો. સ્વરાજ, અસહકાર, એ નામો આપને ન ભડકાવે એમ ઇચ્છું છું. તે અંધાધૂંધીની

ચળવળ છે, તે બેવફાદારીની હિલચાલ છે, તેથી દેશ પાયમાલ થશે, એમ કહેનારા છો કહેતા. તેઓ અજ્ઞાનપણે તેમ કહે છે એમ માની, આપના મિત્રોની પાસે પણ મારો બચાવ કરજો.

અન્યાયની સામે જીવને જોખમમાં મૂકીને પણ થવું એવું આપણાં શાસ્ત્રો શીખવે છે. મારા વડીલે મને પોતાના દાખલાથી એ જ શીખવ્યું. લોકો હિમ્મત શીખે તેથી દેશને હાનિ નથી થવાની.

પણ મેં આ પત્ર સ્વરાજ વિષે લખવા શરૂ નથી કર્યો. મારા સ્વરાજ વિષેના વિચાર અંતરાયરૂપ ન થાય તેટલા સારુ ઉપલાં વાક્યો લખ્યાં છે.

મારી પાસે અનેક લેખો આપનાં રાજ્યો વિષે આવ્યા છે. અનેક ફરિયાદો મોઢેથી સાંભળી છે. પણ આજ લગી મેં તેમાંનું કંઈ જ છાપવું દુરસ્ત નથી ધાર્યું. મેં એવી જ આશા રાખી છે કે છેવટે બધું કુશળ થઈ રહેશે; ને હજુ એમ જ માનું છું. જો મોટી સલ્તનતની અંધાધૂંધીનો નાશ થઈ જશે તો નાનાં રાજ્યોની અંધાધૂંધી એની મેળે શમી જશે. આત્મ-શુદ્ધિ એવી વસ્તુ છે કે તેની જડ બેસતાં વાર લાગે છે, પણ જડ બેઠા પછી તેને ફેલાતાં વાર નથી લાગતી.

પણ હવે તો હું સાંભળું છું કે કોઈ રાજ્યો રેંટિયાને હસી કાઢે છે, કોઈ તેને રોગ ગણી તેનો નાશ કરવા ઇચ્છે છે, કોઈ સ્વદેશી જેવી શાશ્વત પ્રવૃત્તિને રોકવા સારુ પ્રજા ઉપર અયોગ્ય દબાણ કરે છે, કોઈ ખાદીના ઉપયોગની સામે થાય છે, ખાદીની ટોપી પહેરવી એ ગુનો ગણે છે. આ બધું માનતાં મને ક્ષોભ થાય છે. છતાં મારી પાસે પુરાવો એટલો બધો છે કે બધી વાતો ખોટી ન જ હોય.

કાઠિયાવાડની ભૂમિ એવી છે કે તેમાંથી એક પણ માણસને પરદેશ જવાની જરૂર ન હોવી જોઈએ. કોઈ મોટો વેપાર ખેડવાનું સાહસ કરે એ તો સ્તુત્ય છે; પણ મારા પ્રસંગમાં સેંકડો બલ્કે હજારો કાઠિયાવાડી એવા આવ્યા છે જે કેવળ આજીવિકાને અભાવે કાઠિયાવાડ છોડે છે. આ મને સાલે છે, ને આપને સાલે એમ હું ઇચ્છું છું. કાઠિયાવાડના મજબૂત બાંધાવાળા, દેખાવડા ખેડૂતોનાં ઘરોમાં જે તેજ અગાઉ જોવામાં આવતી તે મેં મારા આ વખતના પ્રવાસોમાં ન જોઈ. મને યાદ છે કે ૩૫ ના દુકાળ પહેલાં મેં ગામડાંઓમાં દૂધમાખણની છોળ જોયેલી. પાવળે ઘી પીરસે તો અવિવેક ગણાતો મેં ભાળ્યો છે. કાઠિયાવાડની ઊંચી પહાડ જેવી દેખાતી બહેનોને હાથે બચપણમાં તેમની ઊજળી તાંસળીમાં ઘાટી છાશ પીધેલી મને સાંભરે છે.

આજે તો છાશને બદલે ધોળું પાણી જોઉં છું. ઘીની ઝારીઓને બદલે ઘીનાં પાવળાં પણ મુશ્કેલીથી જોવા મળે છે. સમૃદ્ધિ જતાં લોકો સંકોચાય છે ને બહાર નાસભાગ કરે છે.

ખચીત માનજો કે, જો રાજામહારાજાનો વર્ગ મદદ કરે તો રેંટિયાથી ને સાળથી કાઠિયાવાડ હતું તેના કરતાં વધારે તેજસ્વી બને. કાઠિયાવાડમાં છવ્વીસ લાખની વસ્તી ગણાય છે. તેમાં પાંચ લાખ રેંટિયા સહેજે ચાલે. એટલે દર માસે ઓછામાં ઓછા સાડાસાત લાખ રૂપિયાની કમાણી થઈ. જો કાઠિયાવાડની બહેનો આઠ જ માસ ભજન ગાતી રેંટિયા ચલાવે તો દર વર્ષે સાઠ લાખ રૂપિયા પોતાના ઘરમાં મૂકે. આમાં આપને એક પાઈ પણ આપવી ન પડે. શું આમ સહજ થતી કમાણી કાઠિયાવાડની પ્રજા કરે તેનો આપ દ્વેષ કરો? અથવા તેની હાંસી કરો?

કાઠિયાવાડના જાડી ખાદીની બંડીવાળા ને મોટી પાઘડીવાળા મેઘવાળોમાંથી એક લાખ સાળો ચલાવે તો તેઓ દર માસે ઓછામાં ઓછા વીસ લાખ રૂપિયા કમાય; તેમ આઠ માસ વણે તો એક કરોડ સાઠ લાખ રૂપિયા વરસે દહાડે પોતાના ઘરમાં મૂકે. શું આપ દીર્ઘદૃષ્ટિ પહોંચાડી આવા બરકતવાળા ઉદ્યોગને સંપૂર્ણ ઉત્તેજન ન આપો?

આપની પાસેથી તો હું એ આશા રાખું કે આપ આપના દરબારોમાં પણ ગરીબોએ વણેલી ખાદીને માન આપો. દરબારી પોશાક પણ ખાદીના હોય, અને આપ પોતે પ્રજાએ જ બનાવેલી ખાદી પહેરીને શોભો.

કાઠિયાવાડની પ્રજા ભૂખે મરે ને માન્ચેસ્ટરના કે જાપાનના લોકો આપને પૈસે મહાલે એ રાજન્યાય નથી, એમ આપના શાસ્ત્રીઓ અવશ્ય સમજાવશે. આપને મલમલ જોઈએ તો સારું રૂ પકાવો, ખાસ કાંતનાર વણનારને ઉત્તેજન આપો.

કાઠિયાવાડના પહાડોમાં વસતા રાજાઓને મોજશોખ શા? તેઓ કૂતરાંનાં ટોળાં શાને રાખે? તેઓ તો પ્રજાને સારુ પ્રાણ આપે. પ્રજાને દુઃખે દુઃખી થાય ને પ્રજાને ખવડાવીને જ ખાય. રાજા વણિક બને અને બ્રાહ્મણ નાટક કરે તો ધર્મ કોણ શીખવે ને કોણ સાચવે?

હું નથી ઇચ્છતો કે કાઠિયાવાડની પ્રજા આપના રાજ્યમાં રહી બ્રિટિશ રાજ્યની સામે ચળવળ કરે ને આપની સ્થિતિને કફોડી કરે. આપની નાજુક સ્થિતિ હું સમજી શકું છું. આપના પ્રત્યે મારી લાગણી છે. ભલે તેઓ અસહકારી ન થાય, પણ સ્વદેશીને આપ નોખું અંગ ગણો ને તેને સ્વતંત્ર રીતે ખીલવવામાં રૈયતને મદદ આપો એ હું નમ્રતાપૂર્વક માગું છું.

૨૩૩૯૩



બીજું પણ માગું? કાઠિયાવાડમાં દારૂનાં પીઠાં કેમ સાંખી શકાય? આપને વળી દારૂમાંથી કંઈ ઊપજની ગરજ હોય? લોકો જ્યારે દારૂ છોડવા ને છોડવવાનો પ્રયત્ન કરે ત્યારે તો હું આપના દરબારમાંથી પણ દારૂની બાટલીઓના બહિષ્કારની આશા રાખું. રામે જે ધોબીની વાત સાંભળી સતી સીતાનો ત્યાગ કર્યો, તો શું પ્રજાની ઇચ્છા જાણી આપ દારૂને કાઠિયાવાડમાંથી ન કાઢો?

અને આપની ટ્રેનોમાં હરિજનને નોખા ડબ્બા મળે, હરિજનને ટિકિટો મળતાં અડચણ આવે, તેઓને ધક્કા વાગે, એ કેમ સંખાય? રૈયતને બોલાવી આપ મસલત કરો, ને ઢેડ આદિ વર્ણ ઉપર અત્યાચાર થાય છે તે દયાધર્મ નથી પણ અત્યાચાર છે એ સમજાવી, આપ તે ગરીબોને સુખી કરીને તેમની આંતરડીની દુવા લો.

બીજું તો ઘણું સાંભળ્યું છે. તે કથા અત્યારે હું ઉખેળવા નથી ઇચ્છતો. તે જૂની વાતો છે. અત્યારે ચાલતા શુદ્ધ પ્રાણવાયુની ગતિ ન રોકો એટલું જ વીનવવા મેં આ પત્રિકા લખી છે. જે પ્રેમભાવથી મેં લખ્યું છે તેને ઓળખો ને પ્રેમપૂર્વક વાંચી મારી દીન સૂચનાઓ અમલમાં મૂકો એમ માગું છું. ઈશ્વર આપને ન્યાયવૃત્તિ આપો ને કાઠિયાવાડનાં રાજાપ્રજા નીતિને રસ્તે ચાલતાં સુખી રહો એમ પ્રાર્થના કરું છું.

લખનૌ — આપનો વફાદાર સેવક

૧ લો શ્રાવણી સોમવાર — **મોહનદાસ કરમચંદ ગાંધી**

નવજીવન, ૧૪-૮-૧૯૨૧

## ૪

# દેશી રાજ્યો

જ્યારે મહાસમિતિએ પરદેશનાં રાજ્યો સાથેના સંબંધની યોજના ઘડી ત્યારે, આપણાં જ દેશી રાજ્યો સાથેનો સંબંધ કેવો થશે તેની યોજનાની સ્વાભાવિક માગણી થઈ. મહાસભાએ નાગપુરની બેઠકમાં પોતાની યોજનાની મુખ્ય મુખ્ય રેખાઓ ઘડી દીધી હતી, અને તે એ કે દેશી રાજ્યોના અંતર્ગત વ્યવહારમાં વચ્ચે ન પડવું. દેશી રાજ્યો પણ આથી વધુ સારી કે સ્પષ્ટ યોજના શી ઇચ્છે? અને મહાસમિતિ પણ એ ઠરાવની મર્યાદામાં રહીને જ યોજના ઘડી શકે. વળી મહાસભાના કાર્યકર્તાઓએ પણ એ ઠરાવને બરાબર માન આપીને દેશી રાજ્યોમાં અસહકારનો સંદેશો પહોંચાડવા પ્રયત્ન કર્યો નથી, સિવાય કે તેનાં પ્રજાકીય શુદ્ધિ અને આર્થિક દશાને લગતાં શાશ્વત અંગોને વિષે, કે જે અસહકારની પ્રવૃત્તિ ન હોય તેવા કાળમાં પણ પ્રજાને એટલાં જ જરૂરી છે. એ અંગોમાં દારૂની બદીનો નાશ, સ્વદેશી, હિંદુમુસલમાન ઐક્ય, અહિંસા ને અસ્પૃશ્યતાનિવારણનો સમાવેશ થાય છે. જ્યાંસુધી દેશી રાજ્યો પોતાની પ્રજાને સારી પેઠે રાખે છે ત્યાંસુધી મહાસભાની એ રાજ્યો તરફ શુભેચ્છા છે જ; પણ જ્યારે તે રાજ્યો પ્રજા સાથે સારો વ્યવહાર ન રાખે ત્યારે પણ લોકમતને કેળવવા ઉપરાંત મહાસભા તેમને વિષે કોઈ પણ પ્રકારનાં દાબ કે

સખતાઈ ન વાપરે. અને તેથી જ પ્રજાકીય છાપાંઓ જરૂર પડ્યે આકરી ભાષામાં પણ કેટલાંક દેશી રાજ્યોની રૈયતનાં દુઃખોને વિષે ટીકા કરતાં અચકાતાં નથી.

દાખલા તરીકે, બિકાનેર રાજ્યમાં શેઠ જમનાલાલજી અને તેમના મંડળ પ્રત્યે, તેઓ મજકૂર રાજ્યની હદમાં કેવળ સ્વદેશીની પ્રવૃત્તિ કરી રહ્યા હતા તે દરમ્યાન, ચલાવવામાં આવેલા તદ્દન અવિચારી અને નિર્લજ્જ વર્તનને વિષે છાપાં-ઓમાં વાજબીપણે આકરી ટીકાઓ આવી છે. આમ ઉદાર ધોરણવાળાં દેશી રાજ્યોને તો મહાસભા તરફથી દરેક જાતનું ઉત્તેજન મળવાપણું જ છે; જ્યારે પ્રતિગામી ધોરણનાં રાજ્યોને બહુ બહુ તો પોતાના ધોરણની અને પોતાનાં પગલાંઓની આકરી ટીકા સાંભળવી પડવાની. વળી મહાસભા દેશી રાજ્યોની દયામણી સ્થિતિથી પણ અજાણ ન જ હોય. સલ્તનતે પોતાની દુનિયાને ચૂસવાની બાજીમાં તેમને સોગઠાંની પેરે વાપર્યાં છે; વળી તેમની ઉપર વખતોવખત જે ગેરકાયદે અને નીચ દબાણો ચાલે છે તેની સામે થવાને તે સૌથી ઓછાં સમર્થ છે. તેથી તેમણે સમજવું જોઈએ કે પ્રજાસામર્થ્યનો વધારો એ તેટલે અંશે એમની પોતાની ઉપરની ને ઉપર વર્ણવેલી નામોશીભરી અસરનો ઘટાડો છે.

નવજીવન, ૨૦-૧૧-૧૯૨૧

## ૫

# રાજકોટવાસી

રાજકોટ ઉપર કોઈ આક્ષેપ મૂકે ત્યારે મને દરદ થયા વિના કેમ રહે? એક બહેને મને થોડા દિવસ પહેલાં એમ કહ્યું કે હવે હું રાજકોટ જાઉં તો ખાદી જ ખાદી જોઉં. પરદેશી કપડાં તો થોડાં જ માણસો પહેરતાં હોય. એ બહેન હાલ રાજકોટમાં વસે છે ને પોતે બહાર નીકળે ત્યારે તો મુખ્ય ભાગે ખાદી પહેરે છે. તેથી તેણે માની લીધું જણાય છે કે રાજકોટમાં તો બધા ઉપરથી તો ખાદી જ પહેરતા હશે. પણ એક સંપૂર્ણ સ્વદેશીનું વ્રત પાળનાર રાજકોટનો વતની વણકરેલ નવજવાન રાજકોટને ઉદ્દેશીને લખે છે:

"સમસ્ત દેશની આટલી જાગૃતિ હોવા છતાં કાઠિયાવાડ તો તદ્દન સુસ્ત પડયું છે. અહીં કુલ્લે અઢી હજાર વિદ્યાર્થી છે તેમાંના સો રાષ્ટ્રીય શાળામાં દાખલ છે. તેમાંથી ૬૦–૭૦ હાજર રહે છે. અમદાવાદ છોડયા પછી પૂર્ણ સ્વદેશી પોશાક પહેરનારી માત્ર ત્રણ ચાર જ વ્યક્તિઓ જોઈ. અહીંનું વાતાવરણ નિરાશા ઉપજાવે છે. ધાર્મિક લોકો આળસુ બેઠા રહે છે. અને ગરીબને પેટ ભરવા ઉપરાંત બીજું સૂઝે તેમ નથી."

આ ટીકા સખત છે. તેનું અનાયાસે સમર્થન એક બીજા કાઠિયાવાડી, જે ખાસ અવલોકન કરનાર છે, તેમણે કર્યું. ઉપરની ટીકામાં કંઈ અતિશયોક્તિ હોય તે બાદ કરીએ તો એ ટીકા

વાસ્તવિક હોવાનો સંભવ છે. કાઠિયાવાડે તિલક સ્વરાજ ફંડમાં ઠીક ભર્યું, અમરેલીમાં ખાદીની સુંદર વ્યવસ્થા છે, કાઠિયાવાડમાં ખાદીની પેદાશ સારી છે, એ બધું હું જાણું છું. મોટાં શહેરોમાં રહેતા કાઠિયાવાડી પોતાના પરદેશી કપડાંના મોહને છોડી શક્યા નથી એ દુઃખદાયક છે. કાઠિયાવાડને સુધારાનો સ્પર્શ ઓછો હોવો જોઈએ. કાઠિયાવાડની સૂકી ભૂમિમાં તો કઠણ, સાદા, શૂરા, ભોળા ને ઉદાર માણસો પાકવા જોઈએ. તેને બદલે જો કાઠિયાવાડનાં શહેરોમાં મોજશોખ વધતાં જ જાય, તો કાઠિયાવાડની તરફથી જે મોટી આશાઓ બંધાયેલી છે તેનું શું થાય ? સ્વરાજયજ્ઞમાં કાઠિયાવાડ પોતાનો ફાળો પૂરો ન આપે તો, મને તો એમ લાગે કે, કાઠિયાવાડે હિંદુસ્તાનથી અલગ થઈ જવું જોઈએ. મારી તો એવી ઉમેદ છે કે, જ્યારે જેલ જવાનો સમય આવશે ત્યારે કાઠિયાવાડીઓ પોતાનો સંપૂર્ણ ફાળો આપશે. પણ જો ખાદી પહેરવા જેટલી સાદાઈ પણ આપણામાં નહિ આવી હોય, તો આપણે જેલની સાદાઈની બરદાસ કઈ રીતે કરવાના ? દેશબંધુ દાસ ખાદી પહેરે, તે રેંટિયો ચલાવે; મૌલાના શૌકતઅલી જેમને ખાદી પહેરવાનું ઘણું કઠણ હતું તે ખાદી પહેરતા થયા, તે જેલમાં રેંટિયો ચલાવી રહ્યા છે; ને કાઠિયાવાડના શહેરીઓ ખાદીનો ત્યાગ કરે ? હવે હું સમજી શકું છું કે કેમ મારી પાસે એવી ફરિયાદ આવેલી કે કાઠિયાવાડમાં ખાદી ઘણી વધારે વણાય પણ એની ખપત ઓછી ! શું એવોયે વારો આવે કે કાઠિયાવાડની ધીંગી ઓરતો બાજરાનો રોટલો તો બનાવે ને સવારના પહોરમાં છાશ વલોવી સુંદર માખણ તો કાઢે ખરી, પણ બાજરાના રોટલા કૂતરાને આપે, માખણ પચવા જેટલી હોજરી રહી ન

હોય તેથી બિસ્કિટની સાથે થોડી ચા પીએ, કાઠિયાવાડના ઘઉં ભારે પડે તેથી ને તે રાતા હોય તેથી મુંબઈથી સાંચાનો આટો મંગાવી તેના ફૂલકા ખાય? જો કોઈ લેખક રાજાઓની લડાઈનો ઇતિહાસ છોડી પ્રજાની ચડતીપડતીનો ઇતિહાસ ગ્રીનની માફક લખવા બેસી જાય તો તે જરૂર સાબિત કરે કે, જેમ હિંદુસ્તાનમાં નાજુક સુંવાળાં લાગતાં કપડાં દાખલ થયાં તેમ પ્રજાનો બાંધો પણ નાજુક થતો ગયો ને પ્રજા નિર્માલ્ય થતી ગઈ. કાઠિયાવાડની છ ફૂટ ઊંચી રબારણને જાપાની મલમલ 'ભાતીગળ' સાડી કોઈ આપે તો એ પહેરે કે? ને પહેરીને ઢોર ચારે? આપણે ભીંત જ ભૂલ્યા છીએ. અંતરના શણગારને છોડી આપણે બહારના શણગાર ઉપર મોહ્યા, ને પરિણામે દેશ ખોયો, વેશ ખોયો, દેહ ગુમાવ્યો, ને આત્માને તો સુવાડી મૂક્યો.

કાઠિયાવાડના નવજવાનો વાતો છોડી વણતા થઈ જશે કે? કાઠિયાવાડની ઓરતો શ્રીમતી વાસંતીદેવીની જેમ ખાદી લઈ વેચવા નીકળી પડશે કે? કાઠિયાવાડની પ્રજા ઢેડભંગી બાઈઓનો પોકાર સાંભળશે કે? તેઓના સ્પર્શથી અભડાનારા જેલમાં જવાના નથી. તેઓ જેલ જવાને લાયક નથી.

નવજીવન, ૨૫-૧૨-૧૯૨૧

૬

# દેશી રાજ્યોમાં શાહજાદા

દેશી રાજ્યોમાં શાહજાદા જ્યારે જાય ત્યારે રૈયતવર્ગે શું કરવું એ પ્રશ્ન થયો છે. મને લાગે છે, રૈયતવર્ગ પોતાનાં રાજ્યોની સાથે અસહકાર નથી કરતો તેથી દેશી રાજ્યોની સ્થિતિ કફોડી થાય એવું વર્તન ન કરી શકે. રાજ્યના મહેમાનને માન આપવા તે બંધાયેલ નથી, પણ માન આપવાની સામે હિલચાલ કરવાનો પણ તેને હક પ્રાપ્ત નથી થતો. તેથી દેશી રાજ્યમાં શાહજાદા આવવાને સમયે રૈયતવર્ગ હડતાળ ન પાળે, માન આપવાની સામે સભા ન કરે. પણ સમજુ રૈયતવર્ગનો હિંદુસ્તાનના બીજા ભાગો સાથે નિકટ સંબંધ હોવો જ જોઈએ. તેથી તે જ્યાંસુધી બની શકે ત્યાંસુધી માન આપવામાં ભાગ પણ ન લે. દેશી રાજ્યોમાં પ્રજાસત્તા જેવું તો ઓછું છે અથવા કંઈ જ નથી. ત્યાં રાજાના દરેક કાર્યમાં પ્રજાને ભળવાપણું નથી રહેતું. પ્રજાને પસંદ પડે તેમાં અથવા તો જબરદસ્તીની ધાસ્તીથી ભળવું પડે તેમાં જ પ્રજા ભળે. આ બધી બાબતોમાં જો વિનયપૂર્વક વ્યક્તિસ્વાતંત્ર્યનો ઉપયોગ કરવામાં આવે તો તે શોભે છે. દેશી રાજ્યોમાં રાજાપ્રજા વચ્ચેનો સંબંધ કેવળ સ્વાર્થને વશ છે. રાજા ભલો હોય તો ભલું કરે; ભૂંડો હોય તો પ્રજાની પાસે હથિયાર અથવા સત્યાગ્રહ સિવાય ત્રીજું સાધન નથી. એવો સંબંધ બ્રિટિશ

હિંદુસ્તાનમાં થઈ ગયો જોવામાં આવે છે, ને સરકાર પ્રજાના કલ્યાણથી વિરોધી વર્તન કરે છે તેથી સત્યાગ્રહ શરૂ થયો છે. દેશી રાજ્યોની સ્થિતિ અત્યારે એટલી વિકટ છે કે ત્યાંની રૈયતે તે રાજ્યો પ્રત્યે અત્યારે સત્યાગ્રહ કરવો એ ઘણું જ ગંભીર પગલું ગણાય; ને તે તો જે રાજ્યમાં અસહ્ય અત્યાચાર ચાલતા હોય ને જ્યાં પ્રજામાં સામાજિક આત્મબળ આવ્યું હોય ત્યાં જ થઈ શકે.

નવજીવન, ૮-૧-૧૯૨૨

## ૭

# અધીરું કાઠિયાવાડ

કાઠિયાવાડ રાજકીય પરિષદ વિષે મેં જે અભિપ્રાય આપ્યો છે તેથી કંઈક ખળભળાટ થયો છે, એમ કેટલાક મિત્રો મને કહે છે. જ્યારથી ત્રેવડું તંત્રીપદ હાથ ધર્યું ત્યારથી મારું છાપાં વાંચવાનું તો લગભગ બંધ થયું છે એમ ગણાય. પણ મિત્રો મારી સંભાળ રાખ્યા જ કરે છે ને જે મારે જાણવું જ જોઈએ એવું જણાવ્યા કરે છે.

એમ પણ સાંભળ્યું છે કે, 'પેલો સ્વેચ્છાએ દેશવટો ભોગવતો ગાંધી પટ્ટણી સાહેબના મોહપાશમાં સપડાઈ ગયો ને કાઠિયાવાડની જાગૃતિ ઉપર પાણી ફેરવી બેઠો. પટ્ટણી સાહેબ, જેઓ દાવપેચ રમીને જ મોટા થયા તે, ભંગીઓમાં ને વણકરોમાં ભમતા લંગોટને એક દાવમાં જ હરાવે એમાં નવાઈ શી?' જેમ અબ્બાસ સાહેબના પત્રનો ભાવાર્થ આજે મેં બીજે આપ્યો છે તેમ આ પણ ભાવાર્થ છે. આવા જ શબ્દોમાં મને કોઈએ કહ્યું નથી. પણ જે શબ્દો મેં સાંભળ્યા તેનો શુદ્ધ ભાવાર્થ ઉપર આપ્યો છે એમ વાંચનાર ખચીત વિશ્વાસ રાખે. મુંબઈમાં વસતા કાઠિયાવાડી કહે છે, 'ગાંધીએ ઘાણ વાળ્યો.'

ખરી વાત આમ છે: પટ્ટણી સાહેબમાં મનાયા છે તેટલા દાવપેચ નથી. સત્યાગ્રહીને દાવમાં હરાવવા સારુ પટ્ટણી

સાહેબ જેવા કુશળ કાઠિયાવાડીને પણ બીજો જન્મારો વહોરવો પડશે; અને તે પણ સત્યાગ્રહી થઈને. સત્યાગ્રહીના શબ્દકોશમાં 'પરાજય' કે તેને લગતો શબ્દ હોતો જ નથી. એક સત્યાગ્રહી બીજા સત્યાગ્રહીને હરાવે એમ કહેવાય ખરું, પણ એ તો 'હાર' શબ્દ ઉપર આઘાત પહોંચાડનારો પ્રયોગ ગણાય. સત્યાગ્રહી પોતાની ભૂલ જુએ ત્યારે નમે ને નમતો છતો ચડે. એ કંઈ પરાજય ન ગણાય.

મારી સમક્ષ જેટલો ભાગ પટ્ટણી સાહેબે આ નિર્ણય વિષે લીધો તે બધો તેમને ને કાઠિયાવાડને શોભાવનારો છે, એવી મારી દૃઢ માન્યતા છે. પટ્ટણી સાહેબને દાવ રમવાપણું જ ન હતું. મારા અભિપ્રાયનાં જેટલાં કારણ હતાં તે બધાં મેં તેમાં ટાંક્યાં છે. તે સિવાય એક પણ મારા ધ્યાનમાં નથી.

કોઈની પણ શેહમાં આવી જઈ અથવા કોઈના પ્રેમને વશ થઈ હું સત્યનો પંથ છોડું ત્યારે હું નકામો થયો એમ જાણું છું. મને આપઘાત પ્રિય નથી, એટલે હું સત્યનો પંથ છોડવાની મૂર્ખાઈ એકાએક નહિ કરું.

સત્યાગ્રહનો વિષય અણીશુદ્ધ હોવો જોઈએ. જ્યારે પોરબંદરમાં ભાવનગર પરિષદ ભરવાની ભલામણ થઈ ત્યારે થોડો અથવા વધુ અવિનય તો થયો જ. 'અવિનય' એ થયેલા કાર્યને અંગે મેં હળવામાં હળવો શબ્દ વાપર્યો છે. સત્યાગ્રહનો અનિવાર્ય નિયમ તો છે જ કે સત્યાગ્રહીનો 'કેસ' દૂધ જેવો ઊજળો હોવો જોઈએ. દૂધમાં જેમ જરાયે મેલ દાખલ થાય તો તે ત્યાજ્ય ગણાય, તેમ યત્કિંચિત્ દોષવાળો કેસ પણ સત્યાગ્રહીને સારુ ત્યાજ્ય હોય. એટલે આકરા વિશેષણની મને જરૂર જ ન હતી.

બીજું કારણ પણ તેટલું જ સબળ છે. હું જાણતો જ ન હતો કે શરતો કબૂલ કરીને પરિષદ ભરવાનો ઇરાદો કાર્યવાહકોએ રાખેલો હતો. આવા કાર્યમાં શરતો કબૂલ કરવાની હું વિરુદ્ધ છું એમ મેં ઘણી વેળા જણાવેલું છે. પરિસ્થિતિને લીધે શરતો કબૂલ કરવાની આવશ્યકતા હોય એ નોખો સવાલ છે. પણ જ્યારે શરત કબૂલ કરવાના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો ત્યારે પછી તે વસ્તુ સત્યાગ્રહનો વિષય ન રહી. અમુક શરતે પરિષદ ભરવાનું કબૂલ કરીએ તો સોનગઢ ભરવાની શરત કેમ ન કબૂલ કરીએ? શરત કબૂલ કરવામાં હેતુ એ હતો કે અત્યારે પ્રજાજીવન બીજી રીતે જાગ્રત ન થઈ શકે. એ હેતુ નિરર્થક કે પાપી નથી. બીજી જગ્યાએ પરિષદ ભરવામાં પણ એ જ હેતુ લાગુ પડે છે. સત્યાગ્રહ કરીએ તો પરિષદ ભરાય જ એવો તો નિયમ નથી. સત્યાગ્રહી મરતાં સુધી લડે. લડતાં લડતાં મૂઓ એટલે તેનો તો વિજય થયો, એવી સત્યાગ્રહમાં માન્યતા રહેલી છે. સત્યાગ્રહ કરતા કરતા સત્યાગ્રહીઓ જેલમાં ગયા એટલે તેઓએ પોતાનું કાર્ય સંપૂર્ણ કર્યું. પણ પરિષદ તો ન ભરાઈ. અત્યારે હેતુ ગમે તેમ પણ પરિષદ ભરવાનો હતો. 'આપણી શરતે ભરાય તો ભરવી છે, નહિ તો નથી ભરવી,' એ સત્યાગ્રહનો વિષય છે. 'જેમ તેમ કરીને ભરવી' એ સત્યાગ્રહનો વિષય ન બની શકે. સરકાર આપે તે સ્વરાજને સારુ પ્રજા સત્યાગ્રહ કરવાની તૈયારી નથી કરી રહેલી. પ્રજા માગે તેવા સ્વરાજને સારુ પ્રજા આ ઉગ્ર બળ કેળવી રહી છે. વગરશરતે પરિષદ ભરવાનો નિશ્ચય જ્યારે કાઠિયાવાડ કરે ત્યારે જ તેની સામે સત્યાગ્રહ કરવાની ફરજ આવી ઊભે છે. શરતી પરિષદ

ભરવાની કોઈ સત્યાગ્રહીની ફરજ નથી. એ તો તાંબિયાને મૂલે કોરી વટાવવા જેવો ન્યાય થયો.

આનો અર્થ એવો નથી કે, શરત ન હોય એટલે સત્યાગ્રહીને ગાળો ભાંડવાનો ઇજારો મળ્યો. નમ્રતા ને વિનય છોડે તે સત્યાગ્રહી શાનો? તે પોતે પોતાની મર્યાદા આંકી શકે છે તેથી બીજાની આંકણી કબૂલ કરવાનો ઇનકાર કરે છે. તેની પોતાની આંકણી તો સખતમાં સખત હોય છે.

આ વર્ષે જો પરિષદનું કામ શુદ્ધ વિનયપૂર્વક પાર ઊતરે, વિરોધીને પણ 'વાહ! વાહ!' કહેવાનો વખત આવે, છતાં જો આવતે વર્ષે શરતોરૂપી કે બીજાં વિઘ્ન આવે, તો સત્યાગ્રહીઓનો કેસ એટલો બધો શુદ્ધ ને મજબૂત થાય છે કે તેની સામે કોઈને કંઈ કહેવાપણું જ ન હોય. ત્યારે જો કોઈ સત્યાગ્રહી મોજૂદ હશે તો તેને સારુ રણભૂમિ તૈયાર હશે.

'પણ અત્યારનો જોસ બધો પીગળી ગયો તો પછી સત્યાગ્રહીઓ ક્યાંથી કાઢીએ?' એવું પણ કહેનારા ભલા ને ભોળા કાઠિયાવાડીઓ આજ જોવામાં આવે છે. તેઓએ જાણવું ઘટે કે સત્યાગ્રહ એ ભાંગનો નશો નથી. સત્યાગ્રહ એ મગજનો પવન નથી. સત્યાગ્રહ એ અંતરનાદ છે. વખત જતાં તે ધીમો નથી પડતો પણ તીવ્ર થાય છે. જે દબાઈ શકે તે અંતરનાદ નથી પણ તેનો આભાસ માત્ર છે. જેવી મૃગજળની, તેવી તેની કિંમત સમજવી. આવતે વર્ષે પણ સજ્જ હશે તે જ સત્યાગ્રહી ગણી શકાય. કાઠિયાવાડ એવી ભૂમિ છે કે જ્યાં ખેતરોને સારુ રજપૂતો અને કાઠીઓ જન્મારા સુધી લડ્યા છે. બરડાના વાઘેર મૂળુ માણેક ને જોધા માણેકે આખી એજન્સીને ધ્રુજાવી હતી. તેનો જોસ

ક્ષણમાં ઊભરાઈ ક્ષણમાં શમી નહોતો જતો. મોર જેવો બહારવટિયો વરસો લગી એકલો ઝૂઝ્યો. આ બધા તુચ્છ સ્વાર્થને સારુ લડ્યા હતા. કાઠિયાવાડની પ્રજાસમસ્તના દુઃખનો ભાર ઊચકનારા સત્યાગ્રહીઓના શાંત ને નિર્મળ આગ્રહનું માપ કેટલું બધું વધારે હોવું જોઈએ એની ત્રિરાશી તેઓ જ કરીને ટીકાકારોને જવાબ આપે.

'પણ પટ્ટણી સાહેબનો હુકમ તો જુઓ. એક કલમ ચલાવીને દસવીસ નવા ગુના પોતાના જોહુકમી કાયદામાં દાખલ કરી દીધા. આ કૃત્રિમ ગુનાઓને સારુ છ છ મહિનાની સજા! આમ જાદુઈ આંબાની માફક તો સરકાર પણ કાયદા નથી કરી શકતી. આવો હડહડતો જુલમ થાય તે છતાં સત્યાગ્રહ ન કરવો ને સોનગઢમાં પરિષદ ભરવી એ ક્યાંનો ન્યાય?' આવી પણ દલીલ થઈ રહી છે. તેમાં રહેલો દોષ દેખીતો છે: જો આપણે એ કાયદાની સામે સત્યાગ્રહ કરવો હોત તો એ કાયદો જરૂર સત્યાગ્રહ કરવા યોગ્ય છે. આપણે તો પરિષદ બાબત સત્યાગ્રહ કરવાની વાત છે. પરિષદ ભરવાના ગુનાને સારુ ફાંસીનો હુકમ કાઢે તોયે સત્યાગ્રહીનું રૂંવાડું ન હલે. એવો હુકમ કાઢનાર લજવાય એ ખરું. ઉપલા હુકમને સારુ પટ્ટણી સાહેબને વગોવવાનું મંડળ કાઢીએ ને તેમાં કેવળ સત્યાગ્રહી ગાળો જ ભાંડવાનો નિયમ કરવામાં આવે તો હું પણ તેમાં મારું નામ નોંધાવું. હું અવશ્ય માનું છું કે એ હુકમ બેહૂદો છે. જો ભાવનગરના ફોજદારી કાયદામાં પરિષદ ભરવી એ ગુનો ન હોય તો તેમણે પોતાની નોકરી ખોઈને પણ ભરવા દેવી જોઈતી હતી. સ્વેચ્છાચારી કાયદા ઘડવા એ કંઈ પટ્ટણી સાહેબની જ ખાસિયત નથી. એ તો કાઠિયાવાડના વાતાવરણમાં

રહેલી વસ્તુ છે. પટ્ટણી સાહેબ એ વાતાવરણને તરી જાય એમ આપણે ઇચ્છીએ. માત્ર અત્યારે આપણે પટ્ટણી સાહેબની નીતિના ચોકીદાર નથી બન્યા. જ્યારે કાઠિયાવાડને ટીંએ શુદ્ધ સત્યાગ્રહીનો પાક ઊતરવા માંડશે, ત્યારે પટ્ટણી સાહેબ જેવાની પાસે અત્યાચારનું વાતાવરણ જ નહિ હોય. ત્યારે તેઓ પણ સત્યાગ્રહી બને તો મને નવાઈ ન લાગે.

પટ્ટણી સાહેબ અને રાજાઓ પોતે જો નબળા વાતાવરણમાં ન રહેતા હોય તો ઉપર મુજબના હુકમો કાઢી જ ન શકે. પરિષદો ભરવી એ તો પ્રજાનો હક હોવો જ જોઈએ. તે વિના રાજાને પ્રજામતની ખબર ન પડે. રાજાને વગોવવાનો ને ગાળો દેવાનો પ્રજાને હક છે. ગાળ દેનારને દંડ દેવાનો રાજાને હક છે. રામના જેવો રાજા હોય તો પોતાને ગાળ દેનારનો દંડ પણ ન કરે. તેણે તુચ્છ ધોબીનો દંડ ન કર્યો, પણ સીતા જેવા અમૂલ્ય સ્ત્રીરત્નનો એક ક્ષણમાં ત્યાગ કરતાં તેને શરમ સરખી પણ ન આવી. અને આજે એવા બેશરમ રામને મારા જેવા અસંખ્ય હિંદુ પૂજે છે. પ્રજાએ કરેલી સ્તુતિથી રાજાઓનાં પતન થયાં છે. પ્રજાની ગાળો સાંભળતા થઈ જાય તો અવશ્ય તેઓની ઉન્નતિ થાય.

ગાળ દેવાનો હક લઈ ગાળ ન દેવી એ સત્યાગ્રહીનો ધર્મ. એ ધર્મનું સંપૂર્ણ પાલન સોનગઢમાં થાય એમ હું ઇચ્છું છું.

પરિષદમાં કાઠિયાવાડીઓ શું શું કરી શકે એ આવતે અઠવાડિયે વિચારીશું.

નવજીવન, ૧૧-૫-૧૯૨૪

૮

# કાઠિયાવાડ શું કરે ?

રાજકીય પરિષદ ભરવા વિષે ગયે અઠવાડિયે મેં મારો વિચાર સંપૂર્ણ રીતે રજૂ કર્યો. પરિષદ ભરાશે કે નહિ, ભરાશે તો ક્યાં ભરાશે, વગેરે વિષે હું કંઈ જાણતો નથી. હું એટલું જાણું છું કે મને મળવા આવેલા કેટલાક ભાઈઓમાં પણ નિરાશા પેદા થઈ છે. તેઓ ભારે સત્યાગ્રહી હોવાનો દાવો કરનારા છે. તેઓને મારે જણાવવું જોઈએ કે, સત્યાગ્રહીના શબ્દકોશમાં નિરાશા કે તેના અર્થવાળો શબ્દ જ હોતો નથી. તેઓને નિરાશા કેમ થઈ એ પણ હું નથી સમજતો. તેઓ તો મારા અભિપ્રાયને મળતા હતા. પણ ધારો કે મારા 'તેજ'માં અંજાઈ ગયા. તો 'તેજ' બહાર નીકળ્યા પછી સાવધાન થવાનો ને ફરી વિચારવાનો તેઓને અધિકાર હતો. તેમ વિચારતાં તેઓને લાગ્યું હોય કે કાર્યવાહકોની કશી ભૂલ નથી થઈ ને શરતો કબૂલ કરીને પરિષદ ભરવાનું કહેવા છતાં દરબાર પરવાનગી ન આપે તો તેવી સ્થિતિમાં સત્યાગ્રહ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય છે, તો તેઓ અથવા તેઓમાંના એક પણ સત્યાગ્રહ કરી શકે છે. સાથ વિના પણ સત્યાગ્રહ થઈ શકે એ તેની ખૂબી છે. મારા વિરોધી અભિપ્રાયને લીધે પ્રજામતમાં ભેદ પડે એ હું સમજી શકું છું. પણ જેને સત્ય દેખાયું છે તે સત્યાગ્રહની પ્રચંડ શક્તિનો ઉપયોગ કરીને તે

ભેદ ટાળી શકે છે. મારા વિરોધથી પણ સત્યાગ્રહી પાછો ન જ હઠે. મને ભલે અભિમાન હોય કે સત્યાગ્રહનું શાસ્ત્ર તો હું જ જાણું; પણ એ શાસ્ત્રના જ્ઞાનનો મને એકલાને ઇજારો નથી. એક ભાઈએ તેને વિષે પુસ્તક છપાવી સિદ્ધ કરવા પ્રયત્ન પણ કર્યો છે કે મારો સત્યાગ્રહ પ્રમાણમાં અશુદ્ધ છે, ને તે ભાઈએ પોતે યોજેલો શુદ્ધતમ છે. આ પુસ્તકનો પરિચય પણ કોઈ વેળા વાંચનારને કરાવવાની હું આશા રાખું છું. સત્યાગ્રહના ઉપયોગ વિષે ને તેની યોજના વિષે નવી શોધો થયા જ કરશે. જેને આત્મવિશ્વાસ હોય તેનો ઝંપલાવવાનો ધર્મ છે. એક જ નિયમમાં ફેરફાર નહિ થાય, કેમકે તેનો સમાવેશ સત્યાગ્રહની વ્યાખ્યામાં જ થઈ જાય છે: બીજાને દુઃખ દઈને નહિ, પણ પોતે દુઃખ સહન કરીને, સત્યાગ્રહી પોતે માનેલું સત્ય પ્રગટ કરે છે. એથી સત્યાગ્રહીની ભૂલોને સારુ મુખ્યપણે તેને પોતાને જ સોસવું પડે છે.

આટલી પ્રસ્તાવના કરી, સત્યાગ્રહી હોય તેને ઉત્તેજિત કરી, ગયા અઠવાડિયાની પ્રતિજ્ઞા ઉપર હું આવું છું.

આખા ભારતવર્ષમાં, પણ વિશેષ કાઠિયાવાડમાં, હાલ મૌનનો કાળ આવ્યો છે. કાઠિયાવાડની ઉપર તો સદાયનો આરોપ છે જ કે આપણે બોલવે શૂરા, કરવે કાયર. બોલવાની છટા જોઈએ તો વાગ્દેવી પોતાનો કળશ જરૂર કાઠિયાવાડી ઉપર ઢોળે. આ હું દક્ષિણ આફ્રિકામાં પણ અનુભવતો. ત્યાંના કાઠિયાવાડી સાક્ષી પૂરશે જ. કોઈ કોઈ મારા જેવા કાર્ય કરવાવાળા અપવાદરૂપે નહોતા નીકળતા એમ કોઈ ન માને. પણ ભાષણ કરનારને તો વિધાતાએ કાઠિયાવાડમાં જ ઘડ્યા છે.

તેથી કાઠિયાવાડીએ હવે જીભને દાબડામાં બંધ કરી રાખવાની જરૂર છે. કલમ ભલે કલમદાનમાં ચાલી જાય. પરિષદ ભરાય તો આવતા વર્ષનો ભાષણનો ક્રમ ઘડવા સારુ નહિ, પણ કાર્યનો ક્રમ ઘડવા સારુ. આપણે અનુભવે જોઈ લીધું છે કે પ્રજામાં જાગૃતિ ખૂબ છે, ને આપણે અવસરે હજારો માણસોને એકઠા કરી શકીએ છીએ. એ જ્ઞાનની જરૂર હતી. હવે હજારોને એકઠા કર્યા કરવાની જરૂર નથી. તેથી તો કાળનો ને દ્રવ્યનો નકામો વ્યય જ થાય.

કાઠિયાવાડની છવ્વીસ લાખની વસ્તીમાં કાર્ય કરવું સહેલું છે. ખાદીનું, શાળાનું, હરિજનનું, દારૂ-અફીણ-નિષેધનું કામ આવશ્યક છે ને તુરત ફળ આપે તેમ છે. એક પણ માણસને ભૂખને લીધે કાઠિયાવાડ છોડવું પડે તો રાજા પ્રજા બન્નેએ શરમાવું જોઈએ. કાઠિયાવાડમાં શું નથી? જમીન સુંદર છે, કુશળ ને તંદુરસ્ત સ્ત્રીપુરુષો છે. કાઠિયાવાડમાં જોઈએ તેટલો કપાસ થાય છે. વણકરોએ જ મને કહ્યું છે કે ઘણા વણકરોને ધંધાને અભાવે કાઠિયાવાડ છોડવું પડે છે. બે વર્ષ પહેલાં તેઓને ધંધો મળતો હતો; આજે તો વધારે મળવો જોઈએ. તેને બદલે ઓછો કેમ થયો? આ પડતીને સારુ કાઠિયાવાડના કાર્યવાહકો જવાબદાર નથી? કાર્યવાહકો ભાષણનો ધંધો છોડી, રૂની ઉપર થતી બધી ક્રિયાઓનું જ્ઞાન મેળવી લે તો કાઠિયાવાડીઓની આર્થિક સ્થિતિ એક વર્ષની અંદર સુધારી મૂકે. તેઓ કાઠિયાવાડમાંથી પરદેશી કાપડ કે મિલના કાપડનો બહિષ્કાર કરે. મિલના કાપડથી ઘણાનો પૈસો થોડાના હાથમાં જાય છે. જ્યારે લોહીનો ભરાવો કેવળ મગજમાં થઈ જાય ત્યારે તે દરદીને ધનુર્વા થયો ગણાય છે. તેને બચવું મુશ્કેલ

થઈ પડે છે; અથવા તો ફસ ખોલવાથી કદાચ બચે. જ્યારે ઘણાનો પૈસો એક માણસના હાથમાં એકઠો થાય ત્યારે તેને આર્થિક ધનુર્વા થયો એમ આપણે ગણીએ. આરોગ્યવાનના શરીરમાં જેમ લોહી નિયમસર રગેરગમાં ફરે છે ને ક્યાંયે ભરાવો થતો નથી ને જે અંગને જેટલું જોઈએ તેટલું મળ્યાં કરે છે, તેમ જ આરોગ્યવાન આર્થિક સ્થિતિમાં દ્રવ્યનો સંચાર નિયમિત રીતે જ્યાં જ્યાં જેટલો જોઈએ તેટલો થવો જોઈએ. આવું આર્થિક આરોગ્ય મેળવવાનું મોટું સાધન રેંટિયો છે. રેંટિયાનો નાશ થતાં હિંદુસ્તાનનું દ્રવ્ય લૅંકેશાયરમાં ઘસડાઈ જાય છે. એ મહારોગની નિશાની છે. એ રોગનું નિવારણ રેંટિયાના પુનરુદ્ધારથી જ થઈ શકે.

આ સાદો પણ ચમત્કારિક નિયમ જો કાઠિયાવાડના સ્વયંસેવકો સમજ્યા હોય, તો તેઓ બધા રૂની ઉપર થતી ક્રિયાઓથી વાકેફ થઈ તે કામ આખી પ્રજામાં દાખલ કરશે. આ રાજકીય કામ પહેલું.

કાઠિયાવાડમાં રાષ્ટ્રીય શાળાઓ કેટલી છે? અભણ બાળકો ને બાળાઓ કેટલાં છે? તેઓને પહોંચી વળાય એટલી શાળાઓ છે? ન હોય તો તેવી શાળાઓ સ્થાપી તેની મારફતે પણ અક્ષરજ્ઞાનની સાથે જ રેંટિયાજ્ઞાન પણ આપી શકાય. આ રાજકીય કામ બીજું.

અસ્પૃશ્યતાનો મેલ ધોવો એ રાજકીય કામ ત્રીજું. એ મેલ ધોતાં ધોતાં પણ રેંટિયાપ્રચાર સહેજે થઈ શકે છે.

દારૂ-અફીણ-નિષેધની જરૂર કાઠિયાવાડમાં કેટલી છે એ હું દૂર બેઠો ન કહી શકું. બહારનો ચેપ થોડોઘણો પણ લાગ્યા વિના ન જ રહે. આ રાજકીય કામ ચોથું.

આ તો હું દૃષ્ટાંતરૂપે ગણાવી ગયો છું. એવાં બીજાં તો ત્યાંના જ માહિતગાર સજ્જનો ઘણાં ગોતી શકે તેમ છે.

'આ તો સંસારસુધારો, રાજકીય કામ આ ન હોય,' એમ ઘણા ટીકાકાર બોલી ઊઠશે. એમ કહેવું મિથ્યાભાસ છે. રાજકીય એટલે રાજાને — રાજ્યને — લગતું. રાજા એટલે પ્રજાતંત્ર ચલાવનાર. પ્રજાતંત્ર ચલાવનારે ઉપરના એકેએક અંગને તપાસવું જ પડે. તે ન તપાસે તે તંત્રી નહિ, રાજા નહિ. જે સંસ્થામાં તેની અવગણના થાય અથવા તેને ગૌણ પદ અપાય તે રાજકીય નહિ. રાજકીય પરિષદનો ઉદ્દેશ રાજાને સહાયતા કરવાનો અથવા રાજા રાજપંથ છોડે તો તેના પર અંકુશ મૂકવાનો હોય. આવી સહાયતા કે આવો અંકુશ તે જ દઈ કે મૂકી શકે જેની વગ પ્રજાની સાથે લગભગ રાજાના જેટલી જ હોય; પ્રજાજનમાંથી એવી વગ ખરી રીતે તે જ મેળવી શકે જે પ્રજાની શુદ્ધ સેવા કરે. એવી સેવા ઉપરનાં કામોમાંથી જ થવાની. એટલે રાજકીય પરિષદોએ જો ખરેખર રાજકીય કાર્ય કરવાં હોય તો ઉપરની સેવા એ તેમની પ્રાથમિક કેળવણી છે, અને તેથી તે અનિવાર્ય છે.

તેથી જ આ સેવા સત્યાગ્રહની સારામાં સારી ને આવશ્યક તાલીમ છે. જેણે એટલું નથી કર્યું તે પ્રજાને અર્થે સત્યાગ્રહ કરવાનો અધિકાર નથી ધરાવતો. પ્રજા તેના સાહસને વધાવી પણ નહિ લે. આ સેવા વિનાના તો આપણે લેભાગુ સેવક કે સત્યાગ્રહી ઠરીએ.

"પણ આવું અઘરું કામ અમે ક્યારે કરવાના ને રાજા ક્યારે સુધરવાના ? જુઓની તમારા જામસાહેબ. તમે તો અભિમાનપૂર્વક કહેતા: 'જામસાહેબ જ્યારે રણજીતસિંહજી

કહેવાતા ત્યારે હું તેમને મળ્યો હતો. અમે એકી વખતે ભણતા ને મળતા પણ ખરા. તે વખતની તેમની સાદાઈ ને તેમનો પ્રજાપ્રેમ ખૂબ હતાં.' આ બધું આજે નથી. આજે તો જામ-સાહેબની પ્રજા જેટલી પીડાય છે તેટલી બીજી ભાગ્યે જ પીડાતી હશે. તેમની રાજનીતિમાં સુધારો કરવો અને પ્રજાને રેંટિયો ફેરવતી કરી મૂકવી એ બેને સંબંધ શો છે? અમને તો લાગે છે કે તમે જેલથી કંટાળ્યા છો, તમે ફરી જેલ જવા નથી ઇચ્છતા, તેથી તમારી નિર્બળતા ઢાંકવા અમને પણ અવળે માર્ગે લઈ જઈ નિર્બળ કરવા ઇચ્છો છો." આવા ઉદ્ગારો એક જ વ્યક્તિના નથી. મારી 'નિર્બળતા'ની વાત વિનોદરૂપે એક મિત્રે કહેલી. એ બધી વાતોને મેળવી મેં ઉપરનો આરોપપત્ર બનાવ્યો છે.

જામસાહેબની વિરુદ્ધ મેં ઘણુંયે સાંભળ્યું છે. કેટલાક મિત્રોએ તે પુરવાર કરવા બે વર્ષ પહેલાં મને કાગળિયાં પણ મોકલેલાં. પણ હું બીજાં કામોમાં રોકાયેલો હોવાથી ને કાઠિયાવાડનું રાજ્યતંત્ર સુધારવું મારા ક્ષેત્ર બહાર હોવાથી મેં તે વિષે કંઈ જ ન કર્યું, ન લખ્યું. આજ પણ હું તેમાં પડવા નથી ઇચ્છતો. હું માનું છું કે જો સ્વરાજપ્રવૃત્તિમાં પ્રજાને શાંતોપચારથી સફળતા મળે તો દેશી રાજ્યતંત્રોમાં જ્યાં જ્યાં ન્યૂનતા હશે ત્યાં ત્યાં તે તેની મેળે જ દૂર થઈ જશે. પણ કાઠિયાવાડી રાજ્યતંત્રમાં જરાયે દખલ દેવા તૈયાર થાઉં તો એકપક્ષી ટીકાઓ ઉપરથી હું અભિપ્રાય બાંધું જ નહિ. વળી જામસાહેબ સાથેની મારી ઓછી કે વત્તી ઓળખાણને વશ થઈને પણ, પ્રથમ તો તેમને મળવાનો અને બધી ફરિયાદો તેમની પાસે મૂકવાનો હું પ્રયત્ન કરું, ને ત્યાર

બાદ જો મને લાગે કે અન્યાય તો છે જ ને તે દૂર કરવાની જામસાહેબની વૃત્તિ નથી, તો જ હું તે વસ્તુનો ઊહાપોહ જાહેરમાં કરું. આ પદ્ધતિનો ઉપયોગ મેં ચંપારણના નીલવરોને અંગે પણ કરેલો. એથી ઓછું તો મારાથી કાઠિયાવાડના રાજાઓ પ્રત્યે થાય જ નહિ. તેથી, ઉપરના વિવેચનથી હું જામસાહેબના રાજ્યતંત્ર ઉપર કશો આક્ષેપ કરવા ઇચ્છું છું એમ તેઓ સાહેબ, જો તેઓ આ લેખ જુએ તો, ન માને એવી મારી વિનંતિ છે. મેં તો તેમના રાજ્યતંત્રનો દાખલો કેવળ દૃષ્ટાંતરૂપે લીધો છે. તેમની પ્રજાની ફરિયાદ તો એવી છે જ એમાં શંકા નથી.

પાછા આપણે મૂળ વાત પર આવીએ. મારો અભિપ્રાય છે કે ઉપર જણાવેલી સેવાને જામસાહેબના મનાતા દોષિત રાજ્યતંત્રની સાથે નિકટ સંબંધ છે. જેઓએ એવી સેવા કરી હશે તેનું રાજા પ્રજા બન્ને સાંભળશે. સત્યાગ્રહી બળવાન તો હોય જ, તેનામાં ભીરુતાની ગંધ પણ ન હોય. પણ તેની નિર્ભયતાના પ્રમાણમાં જ તેની નમ્રતા વધવી જોઈએ. વિવેકશૂન્યની નિર્ભયતા તેને ગર્વિષ્ઠ અને ઉદ્દંડ બનાવે છે. ગર્વ ને સત્યાગ્રહની વચ્ચે તો સમુદ્ર વહે છે. વિવેકીની વાત મહાઅભિમાની રાજાને પણ સાંભળવી પડે છે. સેવા વિના નમ્રતા અને વિવેક આવતાં જ નથી. સત્યાગ્રહીને સ્થાનિક અનુભવ હોવો જોઈએ, તે પણ સેવા વિના ન જ આવે. રાજાઓની ટીકા એ અનુભવ ન ગણાય. કાઠિયાવાડી કાર્યકર્તા ઘણા કેવળ મુત્સદ્દીવર્ગના હોય છે. મુત્સદ્દીપણાને સેવાની સાથે ઘણો ઓછો સંબંધ છે. મુત્સદ્દીવર્ગ એટલે રાજવર્ગ. તેને પ્રજા પોતાનું પેટ પણ નથી આપતી એવો મારો બાળ-

પણનો જાતિઅનુભવ છે. કાઠિયાવાડી જો સેવા કરવા ઇચ્છે તો મુત્સદ્દી મટી ભંગી, ખેડૂત, વણકર, કુંભાર, સુતાર ઇત્યાદિ બને. તેમાં તેમના અક્ષરજ્ઞાનની ને મુત્સદ્દી અનુભવની મેળવણી કરે. તે મેળવણીની સાથે સત્ય અને અહિંસા ભળે, તો એ ત્રિપુટીમાંથી જે શક્તિ પેદા થાય તેનો મુકાબલો કોઈ રાજશક્તિ ન જ કરી શકે.

નવજીવન, ૧૮-૫-૧૯૨૪

૯

## કાઠિયાવાડીને અન્યાય?

એક મિત્રે મને મીઠો ઠપકો આપી કહ્યું કે આજકાલ હું કાઠિયાવાડીઓને અન્યાય કરી રહ્યો છું; તેઓને 'બહુબોલા' તરીકે જ ઓળખાવી રહ્યો છું. કામ કરનારા તો કોઈ જ નથી એવો ધ્વનિ મારા લખાણમાંથી નીકળે છે એમ એ મિત્ર માને છે. વળી એ મિત્ર કહે છે કે, મારું અનુકરણ કરી બીજા પણ કાઠિયાવાડીઓને વિષે એવો જ અભિપ્રાય બાંધે છે ને એવાં જ વિશેષણો વાપરી વગોવે છે. 'છેવટે,' એ ભાઈ કહે છે, 'પરિણામ એ આવશે કે અમે કાઠિયાવાડી પોતે જ માનતા થઈ જઈશું કે અમે એવા જ હોઈશું, અને પછી જે થોડા કામ કરનારા છીએ તે પણ કામ કરતા અટકી જઈશું.'

મેં ટીકા બધા કાઠિયાવાડીઓને વિષે નથી કરી. મેં તો માત્ર મુત્સદ્દીવર્ગને સંબોધીને ટીકા કરી છે. અને મુત્સદ્દી-વર્ગમાં પણ કંઈ બધા વાચાળ જ છે એમ કહેવાનો મારો આશય નથી.

હું પોતે મુત્સદ્દીવર્ગમાં પેદા થયો છું, પણ મને પોતાને હું વાચાળ માનતો જ નથી. એટલે મારી ટીકામાંથી પ્રથમ તો હું જ બાદ છું. વળી મારા સાથીઓમાં કેટલાક કાઠિયાવાડી

પડ્યા છે જે મૂંગે મોઢે કામ, કામ ને કામ જ કર્યાં કરે છે. તેઓ પણ મારા વિશેષણની બહાર છે. એટલે મારું વિશેષણ તો જેને લાગુ પડી શકે તેને જ ઉદ્દેશીને છે.

એટલું ખરું કે, જો બોલનારા અપવાદ જેટલા જ હોત તો મારી ટીકા અન્યાયી ગણાત. મારી ફરિયાદ એવી છે ખરી કે મુત્સદ્દીવર્ગ મુખ્યત્વે વાચાળ ને ખટપટી છે. મૂંગે મોઢે કામ કરનારા અપવાદરૂપે છે. હું મુત્સદ્દી કુટુંબની વચ્ચે ઊછરેલો છું. મુત્સદ્દીવર્ગનો મને બહુ અનુભવ છે. મારા પિતાશ્રીને તો હું પૂજતો. માતપિતાને વિષે મારી ભક્તિ શ્રવણના જેવી હતી. આમાં જો અતિશયોક્તિ હોય તો શ્રવણ મારો આદર્શ હતો એમાં તો મને શક નથી જ. પણ મારી વિવેકદૃષ્ટિનો કદી લોપ થયો જ નથી. તેથી હું ત્યારે જાણતો, ને અત્યારે વધારે જાણું છું, કે મારા પિતાનો ઘણો કાળ તો કેવળ ખટપટમાં જ જતો. સવારના પહોરથી વાતો શરૂ થાય તે કચેરીએ જતા સુધી ચાલ્યા જ કરે. સૌ કાનમાં વાત કરનારા. વાતનો સાર માત્ર એટલો જ હોય કે નાના કારભારમાંથી મોટો કેમ મેળવવો; નાગર, બ્રાહ્મણ ને વાણિયા-પક્ષમાં વાણિયાપક્ષ કેમ વધારવો, વાણિયામાં પણ અમારે કઈ રીતે વધારે આગળ આવવું, એ મારા પિતાશ્રીનો ઉદ્દેશ હતો. આ એક પક્ષ રજૂ કર્યો. પરમાર્થ ક્યાંયે ન જ હતો એમ કહેવાનો હેતુ નથી; પણ પરમાર્થ ગૌણ હતો. સ્વાર્થ સાધતાં થઈ શકે તે પરમાર્થ કરવો. મારા પિતાશ્રી મુત્સદ્દી-વર્ગમાં નીચમાં નીચ ન હતા, પણ તે ઉત્તમોત્તમમાં ગણાતા. તેમનું પ્રમાણિકપણું પંકાતું. લાંચ એ વેળા પણ ખવાતી; તેમાંથી તે મુક્ત હતા. તેમનું હૃદય વિશાળ હતું. ઉદારતાનો

પાર ન હતો. આવા સારા માણસ પણ ઝેરી મુત્સદ્દી વાતાવરણમાંથી બચી નહોતા શકયા.

આ મારું જ્ઞાન મારી પાસે ઘણી વેળા બોલાવે છે કે, હું નાગરો ઇત્યાદિ સાથે શુદ્ધમાં શુદ્ધ મિત્રભાવ રાખી મારા કુટુંબના પક્ષપાતનું પ્રાયશ્ચિત્ત કરું છું, અને તે વર્ગમાં ઊછરેલો હું વાચાળવાદમાંથી નીકળી, કર્મવાદમાં પ્રવેશ કરી, મુત્સદ્દીવર્ગના વાચાળપણાના પાપનું પ્રાયશ્ચિત્ત કરું છું.

જે વાત મુત્સદ્દીવર્ગને વિષે ચાળીસ પચાસ વર્ષ પૂર્વે સાચી હતી તે આજ પણ સાચી છે. મુત્સદ્દીવર્ગનો ધંધો જ ખટપટ. તેનો કંટાળો મારા દેશવટાનું એક કારણ હતું. મુત્સદ્દીવર્ગના વાતાવરણમાં રહેવું ને મૌન રાખવું તથા કામ જ કર્યાં કરવું, એટલે કારકુનની પંક્તિથી આગળ ન જ વધવું. પણ કારકુનમાત્રનું ધ્યેય કારભારું રહ્યું; ને કારભારું કામનું ફળ નથી હોતું પણ ખટપટનું. તેથી રજવાડાની નોકરીમાં દાખલ થયા કે તુરત ખટપટની તાલીમ શરૂ થાય.

હવે આપણામાં નવું વાતાવરણ ઘડાઈ રહ્યું છે. આપણે વાચાળવાદ ને ખટપટ છોડવા ઇચ્છીએ છીએ. તેથી કેટલાક કામ કરનારા કાઠિયાવાડીનો ફાલ પ્રતિકૂળ વાતાવરણમાં પણ ઊતરવા માંડ્યો છે. પણ સામાન્ય મુત્સદ્દીવર્ગ હજુ પોતાના વાતાવરણને જ વશ પડ્યો છે.

આ સ્થિતિને ઓળખી કાઠિયાવાડી મુત્સદ્દીવર્ગ તેને તુરત સુધારે એ મારા લખવાનો હેતુ હતો ને આજ છે.

કાઠિયાવાડીની ( એટલે મુત્સદ્દીવર્ગના જે ભાગને લાગુ પડે તેની ) આવી ટીકા એ સત્યાગ્રહી ગાળનો એક ભાગ છે. એટલે તેવી ટીકા તો મારા જેવાથી જ થઈ શકે. જેને

કાઠિયાવાડીનો દ્વેષ હોય તેનાથી થાય જ નહિ. પણ કોઈ કાઠિયાવાડદ્વેષી મારું અનુકરણ કરીને એવી ટીકા કરે તો તેથી શું થયું? તેથી જે ખટપટી નથી તે તો શાંત રહેશે ને હસશે. જે ખટપટી છે, વાચાળ છે, તેને સાચું સાંભળતાં ક્રોધ શાને આવે? દુશ્મન આપણા દોષ જુએ તેટલા મિત્ર નહિ જુએ. મિત્રના પણ દોષ જોવા ને તેમ છતાં તેની ઉપર પૂર્ણ પ્રેમ રાખવો એ તો સત્યાગ્રહનો ખાસ વિષય છે, ને તે મહા-મુશ્કેલીથી જ કેળવી શકાય છે. એટલે સામાન્ય રીતે એમ કહી શકાય કે, જેટલા પોતીકા દોષ આપણે દુશ્મન પાસેથી જાણી શકીએ તેટલા મિત્ર પાસેથી નહિ જાણી શકીએ. તેથી કાઠિયાવાડીઓને મારી ભલામણ છે કે તેમણે દુશ્મનની ટીકા વિનયપૂર્વક ને આદરપૂર્વક સાંભળવી, વિચારવી, ને તેમાં જેટલું સત્ય હોય તેનું ગ્રહણ કરવું.

મારી ટીકાનું અનુકરણ બીજા કરે તેથી હું ટીકા કરતો બંધ થાઉં, એવું તો કોઈ ન જ ઇચ્છે. વળી કાઠિયાવાડીની ટીકા કરી હું તો ગુજરાતીમાત્રને વાચાળપણું ટાળી કામ કરતા થઈ જવા કહી દઉં છું. કાઠિયાવાડીઓ મને ખાસ પોતીકો ગણે તો મારી ટીકા તે સાંભળે, તેનો સાર ખેંચે. બીજાનું ન સાંભળે પણ મારું તો સાંભળે, એવું મારા મનમાં કાઠિયાવાડી-ઓને વિષે કંઈક અભિમાન પણ ખરું. પણ હું કાઠિયાવાડ અને ગુજરાત વચ્ચે ભેદ ગણતો નથી. બન્ને ગુજરાતી જ છે. કાઠિયાવાડ નાનું ગુજરાત છે. ગુજરાતમાં કાઠિયાવાડ, કચ્છ વગેરે મેળવો એટલે મહાગુજરાત થયું. મહાગુજરાત એ હિંદુસ્તાનનું એક નાનું અંગ છે; તે અંગની ભાષા હું વધારે જાણું છું; તે અંગ મને વધારે ઓળખે; તેથી તેને કડવું

પાવાનો મને વધારે અધિકાર છે. ને મહાગુજરાત તે કડવું નહિ પીએ તો હું કોને પાઈશ ? પછી મારી દવાની પિછાણ હું કોની પાસે કરાવીશ ?

છેવટમાં, કાઠિયાવાડી મુત્સદ્દીવર્ગ વાચાળપણાનો પૂર્ણ સંયમ પાળી, ખટપટનો ત્યાગ કરી, મૂંગે મોઢે કામ કરતો થઈ મારી ટીકાને ખોટી પાડો એમ હું ઇચ્છું છું. ટીકા કરવામાં મને રસ નથી આવતો. તે કરીને કાઠિયાવાડ પાસેથી પૂરું કામ લેવાની ઉમેદ રાખું છું.

નવજીવન, ૧-૬-૧૯૨૪

## ૧૦

# કાઠિયાવાડ રાજકીય પરિષદનું ધ્યેય

એક મિત્રે કાઠિયાવાડ રાજકીય પરિષદ વિષે લાંબો કાગળ લખ્યો છે, તેમાંથી નીચેનાં વાક્યો ઉતારું છું:

"કા૦ રા૦ પરિષદનું રાજકીય ધ્યેય શું હોવું જોઈએ? રાજાઓને સરકારના નિયંત્રણથી મુક્ત કરવાનું? અથવા તો રાજાઓના જુલમ સામે જાહેર અભિપ્રાયનું બળ એકત્ર કરવાનું? અથવા તો સમગ્ર કાઠિયાવાડમાં અથવા તો કાઠિયાવાડનાં ભિન્ન ભિન્ન દેશી રાજ્યોમાં લોકશાસન એક યા અન્ય સ્વરૂપે સ્થાપવાનું? આ ઉદ્દેશ હજુ સુધી નિર્મિત થયો નથી, તેથી હોકાયંત્ર વિનાના વહાણની માફક પરિષદનું વહાણ આમતેમ ઝોલાં ખાતું આથડયા કરે છે. કેટલાક ભાઈઓ સમગ્ર કાઠિયાવાડની રાજકીય પરિષદને નિરર્થક અથવા તો વંધ્ય પ્રવૃત્તિ ગણે છે, અને તેને બદલે પ્રત્યેક રાજ્યમાં પ્રજામંડળ અને પ્રજાપરિષદ સ્થાપવાની સલાહ આપે છે. તેઓ એમ કહે છે કે ભાવનગરની પ્રજાના પ્રશ્નો ભાવનગરની પ્રજા જ ઉકેલે, બીજા રાજ્યની પ્રજાની મદદ ભાવનગર માગે તેમાં નથી ભાવનગરની શોભા, કે અન્ય રાજ્યની પ્રજા માથું મારે તેમાં નથી ભાવનગરને લાભ. જ્યાં ઉદ્દેશની અને ઉદ્દેશને અંગે ઊભી થતી પ્રવૃત્તિની એકતાનો સંભવ નથી ત્યાં સમગ્ર પ્રદેશવ્યાપી રાજકીય હિલચાલ કશું ફળ નિપજાવી શકતી નથી."

મારી દૃષ્ટિએ કા૦ રા૦ પરિષદનું ધ્યેય આ હોવું જોઈએ:

૧. પ્રત્યેક રાજ્યમાં રાજા-પ્રજાનો સંબંધ લોકોપકારી નીવડે એવાં પગલાં ભરવાં.

૨. સર્વ રાજ્યો વચ્ચે ને સર્વ રાજ્યોની પ્રજા વચ્ચેનો સંબંધ નિકટ અને પરસ્પર લાભદાયી થાય એવાં પગલાં ભરવાં.

૩. કાઠિયાવાડ સમસ્તની પ્રજાની આર્થિક, રાજકીય અને નૈતિક ઉન્નતિ થાય એવાં પગલાં ભરવાં; પરિષદનું દરેક કાર્ય શાંતિ અને સત્યને જ માર્ગે કરવું.

રાજાઓને સરકારના નિયંત્રણથી મુક્ત કરવાનો બોજો પરિષદ ન જ ઉપાડી શકે. એવું ધ્યેય રાખે તો રાજા પ્રજા બન્નેને નુકસાન થાય. રાજાઓ સરકારના ખંડિયા છે. તેઓ એવી પરિષદ ભરવાની રજા ન આપી શકે એટલું જ નહિ, પણ તેઓને સ્વતંત્ર કરવાની હિલચાલ તેમને પસંદ પડે તોપણ તેઓએ તેની સામે જ થવું જોઈએ. એટલે રાજાઓ પોતે પોતાની સ્વતંત્રતાને ધ્યેય માની તેને સારુ જાહેર પ્રવૃત્તિ ન કરે અથવા ન કરી શકે ત્યાંસુધી એ દિશામાં પ્રજાનો બધો પ્રયત્ન હું નિરર્થક ને હાનિકારક જ સમજું.

રાજાઓના જુલમની સામે જાહેર મત કેળવવાનું કાર્ય તો પરિષદનું હોવું જ જોઈએ. તેનો સમાવેશ પહેલી કલમમાં થાય છે.

પ્રત્યેક રાજ્યની પ્રજા પોતાના સ્થાનિક સવાલોનો ચુકાદો ભલે કરે. પણ કાઠિયાવાડ એક પ્રજા છે એટલે તેને સમગ્ર પ્રજાની પરિષદ ભરવાનો અધિકાર છે ને તેની એ ફરજ પણ છે. સમગ્ર પરિષદ આખી પ્રજાને સામાન્ય એવા પ્રશ્નો ચર્ચી શકે એટલું જ નહિ, પણ સ્થાનિક સવાલોમાં પણ હાથ નાંખી તેમાં સમસ્ત પ્રજામત બાંધી તે મતની મદદ સ્થાનિક સવાલમાં આપી શકે.

રાજકીય શબ્દનો બહોળો અર્થ હું પાછલા અંકોમાં સમજાવી ગયો છું. તે જ ખરો અર્થ છે એમ માનું છું. પરિષદે

લોકપ્રિય થવાનું કાર્ય હજુ હવે કરવાનું છે. લોકપ્રિયતાનો અર્થ એટલો જ નહિ કે લોકો સભામાં આવતા થઈ જાય. તેનો અર્થ એ કે લોકો પરિષદની મારફતે પોતાનાં દુઃખનું નિવારણ શોધે અને પરિષદની સલાહને અનુસરે. આ કામ થવા પહેલાં પરિષદના કારભારીઓએ લોકસેવા કરવી જોઈએ, ગામડાંમાં પ્રવેશ કરવો જોઈએ, ને લોકોના જેવા ગરીબ અને સાદા થવું જોઈએ.

રાજ્યના દુશ્મન ન બનવું જોઈએ. રાજાઓની સાથે આપણો અસહકાર નથી. રાજાઓની આશા આપણે છોડી બેઠા નથી. હું તો નથી જ છોડી બેઠો. કેટલાક રાજાઓના જુલમથી હું અજાણ્યો નથી. તેઓના અનિયમિત અને અતિશય ખર્ચથી હું અકળાયો છું. તેઓને દેશવાસ કરતાં યુરોપવાસ પસંદ છે એ ભયંકર વાત છે. પણ તેને સારુ હું તેઓનો દોષ નથી કાઢતો. અંગ્રેજી રાજ્યપદ્ધતિનું આ પણ એક ફળ છે. બચપણથી રાજાઓ છેક પરાધીન હોય છે. તેમના વાલી અંગ્રેજ શિક્ષકો વગેરે બને છે. તેઓને હુકમ હોય છે કે તેઓ રાજાઓને અંગ્રેજ જેવા બનાવે, અંગ્રેજી શાસનનો શોખ પેદા કરાવે, ને બધું અંગ્રેજી ગમાવડાવે. યુરોપ પ્રત્યેનો આવો પક્ષપાત આપણે ધનાઢ્ય વર્ગમાં પણ ઘણાઓમાં જોઈએ છીએ, તે જ જરા વધારે અંશે રાજાઓમાં જોઈએ છીએ. બન્નેમાં આ પરદેશપ્રેમનું કારણ એક જ છે. મારો દૃઢ અભિપ્રાય છે કે, જો કાઠિયાવાડમાં એટલે દેશી રાજ્યોમાં પ્રજામત કેળવાય, દૃઢ થાય ને નિર્ભય થાય તો આપણા રાજાઓ પ્રજામતને તુરત નમે.

રાજાઓમાં ઘણી એબો છતાં હું તેઓને સરળ માનું છું. તેમને ઈશ્વરનો ડર હોય જ છે. પ્રજામતનો ખૂબ ડર હોય છે. આ બન્ને મારા જાતિઅનુભવ છે. પણ જ્યાં પ્રજામત

છે જ નહિ અથવા પ્રજામાં કેવળ ખુશામતિયાઓ જ છે ત્યાં રાજા બિચારા શું કરે? તેમને તેમની ખોડ બતાવનાર, કડવું સંભળાવનાર કોઈ ન હોય એટલે તેઓ છેક નિરંકુશ બને છે. અને તેમાં વળી તેમને સરકારની મદદ મળે એટલે પ્રસંગ તેમનો વેરી બને છે ને તેમની અવનતિ કરે છે. રાજાઓનો જુલમ કેટલોક અણઘડ હોય છે એ ખરું. એ જુલમ આપણને ત્રાસદાયક લાગે છે, જ્યારે સરકારનો જુલમ સુધરેલો ગણાઈ એટલો અસહ્ય નથી લાગતો. વળી સરકારની સીધી સત્તા નીચે લોકમતની ને ઘણા સાથીઓની હૂંફ હોય છે, જ્યારે દેશી રાજ્યોમાં હજુ થોડા જ માણસો હિમ્મતવાન નીકળે છે એટલે તેમને દબાવવા એ રાજાઓને સહેલું થઈ પડે છે. એમ છતાં હું માનું છું કે, જો વિનયવાન, નમ્ર, સુશીલ અને વિવેક-દૃષ્ટિવાળા થોડા લોકસેવકો પેદા થાય તો રાજાઓ તેઓને નમશે, અને તેમનું એ નમન ડરને લીધે નહિ પણ ગુણને જ લીધે હશે.

રાજાઓ પ્રત્યે પ્રથમ વહેમથી જ શરૂઆત કરીએ, તેમનું બૂરું જ બોલવાનો વિચાર રાખીએ, સારું કંઈ ભાળવાની જ ના પાડીએ, એટલે આપણે પહેલેથી જ રાજાના ચોપડાના ઉધાર પાસામાં દાખલ થઈએ. પછી જમે પાસા પર ચડતાં બહુ પરિશ્રમ પડે.

આમાં કોઈ એમ ન સમજે કે હું ભીરુતાને ઉત્તેજન આપી રહ્યો છું. હું ઉદ્દંડતા અને નમ્ર નિર્ભયતા વચ્ચેનો ભેદ બતાવી રહ્યો છું. આંબો જેમ વધે તેમ નમે છે. તે જ રીતે બળવાનનું બળ જેમ વધતું જાય તેમ તેમ તે નમ્ર થતો જાય; તેમ તે ઈશ્વરનો ડર વધારે રાખતો જાય.

નવજીવન, ૮–૬–૧૯૨૪

११

# દેશી રાજ્યમાં સત્યાગ્રહ

એક ભાઈ લખે છે:

"હમણાં હમણાં 'નવજીવન'માં પ્રગટ થતા લેખો ઉપરથી સામાન્ય વાચકો એવો ધ્વનિ ઉપજાવે છે કે આપ દેશી રાજ્યમાં સત્યાગ્રહથી વિરુદ્ધ છો......સત્યાગ્રહ તો સર્વવ્યાપી હોય. તેને દિશા કે કાળનું બંધન ન હોય."

મારા લેખમાંથી એવો ધ્વનિ નીકળતો લાગ્યો હોય તો હું દિલગીર છું. સત્યાગ્રહને મર્યાદા માત્ર સત્યની અને અહિંસાની જ હોય. જ્યાં તે જોડી હોય ત્યાં સત્યાગ્રહ હમેશાં થઈ શકે. એ જ દૃષ્ટિએ વિચારતાં મારાં લખાણોમાં ક્યાંયે વિરોધ ન હોય એમ હું માનું છું.

હિંદમાં સ્વરાજ મેળવવાને સારુ દેશી રાજ્યમાં સત્યાગ્રહ ન હોઈ શકે. દેશી રાજ્યમાં સ્થાનિક પ્રશ્નોને અંગે હોઈ શકે. પણ જરાયે અસત્યનો અંશ હોય તો ત્યાં કે બીજે ક્યાંયે સત્યાગ્રહ ન થાય. વસ્તુ સત્ય હોય છતાં જે શાન્તિ ન જાળવી શકે, જે ક્રોધી હોય, જે સત્ય બોલતાં સંકોચ રાખે, જે દુઃખ સહન કરવા તૈયાર ન હોય, તે સત્યાગ્રહ ન આદરી શકે.

સામાન્ય દૃષ્ટિએ જોતાં હાલ આખા દેશનો વાયુ સત્યાગ્રહને પ્રતિકૂળ જોઉં છું. અદેખાઈ, જૂદ, અશાન્તિ વગેરે ખૂબ વધ્યાં છે. સત્યાગ્રહનો અર્થ વિરોધીની કનડગત જ થઈ

રહ્યો છે. સત્યાગ્રહને નામે દુરાગ્રહ ચાલતો જોવામાં આવે છે. આવે કવખતે જ્યાં સત્યાગ્રહનો વિષય હોય ત્યાં પણ સત્યાગ્રહી સાવધાનીથી કામ લે. પણ સાવચેત રહેતાં છતાંયે જો એવું માલૂમ પડે કે અમુક પ્રસંગ એવો છે કે જ્યાં સત્યાગ્રહ અનિવાર્ય છે, તો ત્યાં સત્યાગ્રહી કોઈનો રોક્યો રોકાય જ નહિ.

નવજીવન, ૧૫-૬-૧૯૨૪

१२

# શી આશાએ?

મારા બીજા વ્યવસાયોમાં મેં કાઠિયાવાડ રાજકીય પરિષદનું પ્રમુખપણું સ્વીકાર્યું છે તે નાનીમોટી આશાઓ સિવાય નહિ સ્વીકાર્યું હોય, એમ વાંચનાર માની જ લેશે.

કાઠિયાવાડમાં ડૂબકી મારી જવાની લાલચ તો હંમેશાં હોય જ. પણ તે ઇચ્છા તો હું બીજી વેળાએ ને પ્રમુખપદનો ભાર ઉપાડ્યા વિના પાર પાડી શકત. મારી આશા તો એ છે કે કાઠિયાવાડ ઉપર ખાદી પરત્વે બેદરકારીનું જે તહોમત છે તે તહોમતમાંથી તે મુક્તિ મેળવે. મારી પાસે આવેલા ભાઈઓએ મને ખાતરી આપી છે કે સોનગઢમાં હું કેવળ ખાદીનગર જોઈશ ને પરિષદમાં આવનારા હજારો તો ખાદી પહેરીને જ આવશે.

જે કંઈ મળે તે લાભ જ છે એમ સમજી આટલાનો સ્વીકાર કરીશ. પણ જે જવાબ તિલક મહારાજે મરહૂમ મિ૰ મોન્ટેગ્યુને આપ્યો હતો તેવી જાતના ઉદ્‌ગાર હું અહીં કાઢું: 'જે મળશે તે સ્વીકારી વધારે માટે લડીશ.' કાઠિયાવાડમાં જે રૂ પાકે તે બહાર જાય ને તે રૂનાં કપડાં બની બહારથી આવે તે કાઠિયાવાડ પહેરે, એ હંમેશાં અસહ્ય વસ્તુ ગણાય; પણ જેમ રૂ બહાર જાય તેમ કાઠિયાવાડની પ્રજા પણ આજીવિકાને અભાવે બહાર જાય, એ કેમ જોયું જાય?

કાઠિયાવાડના વણકરોને ધંધો ન મળે, કાઠિયાવાડની ગરીબ બહેનોને કંતામણને અભાવે દુઃખી થવું પડે, એ કેવો અન્યાય! આમાં હું રાજા પ્રજા બન્નેનો દોષ જોઉં છું. રાજાઓ ઇચ્છે તો પોતાના પ્રદેશમાં પાકતા રૂનો ઉપયોગ ત્યાં જ કરાવી હાથકંતામણની ને તેને લગતી અનેક કારીગરીઓનો પુનરુદ્ધાર કરાવે.

કાઠિયાવાડના કસબી વણકરોને મેં પોરબંદરમાં ક્યાં નહોતા જોયા? તેઓનો ધંધો હાલ લગભગ નાબૂદ થયો છે. કાઠિયાવાડી અતલસ અને અમદાવાદી અતલસ વચ્ચે હરીફાઈ થતી ને તેમાં કાઠિયાવાડ ચડી જતું, એ મારા જમાનાની વાત. કાઠિયાવાડના ખત્રીઓને હવેલીમાં પણ બાંધણીનું કામ સાથે લાવતા ને પોતાના વખતનો સદુપયોગ કરતા મેં નજરે જોયા છે. તેઓ અત્યારે ક્યાં છે? કાઠિયાવાડનાં શેલાં પ્રખ્યાતિ પામ્યાં હતાં. તેને વણનારા મેં જોયા છે. તે આજે ક્યાં છે? કાઠિયાવાડના રંગારાઓને રાજકોટના પરામાં ચાળીસ વર્ષ પહેલાં જોતો, ને 'મને એવા રંગનો ફેંટો બાપુ અપાવે તો કેવું સારું' એ મારી બાળપણની નિર્દોષ ઇચ્છા મને હજુ યાદ છે. એ રંગારા આજ કોણ જાણે ક્યાં હશે?

હાથકંતામણનો લોપ થતાં તેને અંગે ચાલતા બીજા કેટલા ધંધાઓનો લોપ થયો છે એ કોણ જાણે છે? એ કોણ ગણાવી શકે એમ છે? કંતામણના લોપની સાથે જ કળાનો લોપ થયો છે એનું આપણને ક્યાં ભાન છે? એ કળા જતાં કરોડો ખેડૂતોના ઘરનું તેજ ગયું છે એ વિચાર સરખોયે આપણે શહેરનિવાસીઓ ક્યાં કરીએ છીએ? રેંટિયામાં જે બરકત હતી તે રેંટિયાની સાથે ગઈ. જો ઘરમાં તેને ફરી

સ્થાન મળ્યું છે ત્યાં બરકત ફરી આવવા મથી રહી છે. હજુ તે જામી શકી નથી કેમકે તે તે ઘરમાં રેંટિયા ઉપર શ્રદ્ધા નથી બેઠી. 'મારું સૂતર નહિ ખપે તો મારા શા હાલ? આ મહાસભાવાળાઓનો શો ભરોસો? મારા વહાલા આજ આ કરે છે તો કાલે વળી કંઈક બીજું જ. એની પીઠ પાછળ ક્યાં સરકાર છે?' આવી અનિશ્ચિત સ્થિતિથી તેઓ ગભરાય છે. 'દૂધનો દાઝ્યો છાશ ફૂંકીને પીએ' એવી આપણી દયામણી દશા અત્યારે વર્તે છે.

ત્યારે કાઠિયાવાડ ખાદીનું કામ ઉપાડી લઈ ખૂબ શોભાવશે એવી એક આશાએ મને પલાળ્યો છે.

બીજી આશા પણ તેટલી જ નિર્દોષ ને તેટલી જ તીવ્ર તેમજ ધાર્મિક છે. ધર્મ તો કદાચ આ બીજી આશામાં વધારે હોય. કાઠિયાવાડની આભડછેટથી તો વિદુરની ભાજી ખાનાર, ગોવાળોમાં રખડનાર, ગૌધણ ચારનાર, ગોપીઓનાં નિર્મળ મનનો હરનાર, તેમનાં પવિત્ર હૃદયનો સ્વામી, કૃષ્ણ પણ હાર્યો છે. જે ચીંથરિયા સુદામાને હરખે ભેટ્યો હતો તે કંઈ હરિજનથી અભડાય એમ બને?

પણ તેના જ સૌરાષ્ટ્રમાં આજે હરિજનો હડધૂત થાય છે. તેમનો સ્પર્શ દોષમય ગણાય છે, ને કેટલાક ભલા કાઠિયાવાડી તેઓને ગાળો ભાંડતાં કે માર મારતાંયે ચૂકતા નથી! એમનો કોણ બેલી થાય? હું આશા રાખીશ કે જેઓ પરિષદમાં હાજરી ભરશે તેઓ આ દોષથી મુક્ત રહેશે એટલું જ નહિ, પણ તેઓ હરિજનસેવા કરવાની પ્રતિજ્ઞા લેશે.

કાર્યવાહકોને મારે સૂચવવું જોઈએ કે, જો મંડપના કોઈ પણ ભાગમાંથી હરિજનનો બહિષ્કાર થશે તો જ્યાં

હરિજનોને જગ્યા મળી હશે ત્યાં જ પ્રમુખને પણ જગ્યા આપવી જોઈશે અને પ્રમુખ ત્યાં બેસીને હર્ષ માનશે. હિન્દુધર્મમાં અસ્પૃશ્યતા નથી. જે ધર્મમાં અસ્પૃશ્યતા હોય તે ધર્મ નથી પણ અધર્મ છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. મનુષ્ય બીજા મનુષ્યનો સ્પર્શ કરી અભડાતો નથી, પણ પોતામાં રહેલી મેલી વૃત્તિઓનો સ્પર્શ કરી, તેને પોષીને જ અભડાય છે.

પણ આ વાતોને રાજકીય પરિષદ સાથે શો સંબંધ છે એમ રાજકીય પરિષદના સભ્યો વિચારતા હોવા જોઈએ. હું ઘણી વેળા જણાવી ગયો છું કે રાજકીય, સામાજિક ને ધાર્મિક એવી ત્રણ નોખી નોખી વસ્તુઓ નથી, પણ એ ત્રણેને પરસ્પર સંબંધ છે. 'રાજકીય' શબ્દ રાજા પ્રજાનો સંબંધ સૂચવનારો છે; 'સામાજિક' સમાજની આંતરવ્યવસ્થાનો સૂચક છે, 'ધાર્મિક' વ્યક્તિના કર્તવ્યનો સૂચક શબ્દ છે. પણ 'યથા પિંડે તથા બ્રહ્માંડે' એ ન્યાયે જે વ્યક્તિનું તે સમાજનું, જે સમાજનું તે રાજા પ્રજાનું. જ્યાં ધર્મ નથી ત્યાં જય નથી પણ ક્ષય છે. ભલે તે જયાભાસ હોય, પણ તે ઝાંઝવાનાં નીર સમ જાણવો. જેવી પ્રજા તેવા રાજા, ને જેવી વ્યક્તિ તેવી પ્રજા. બધાંનું મૂળ વ્યક્તિ છે, ને વ્યક્તિની હસ્તી કેવળ ધર્મ ઉપર નિર્ભર છે. તેથી જ 'જ્યાં ધર્મ ત્યાં જય' એમ ઋષિમુનિઓએ ગાયું છે.

પરિષદમાં રાજા પ્રજા વચ્ચેના સંબંધનો વિચાર આપણે જરૂર કરીશું; પણ સમાજના કર્તવ્યનો વિચાર સ્પષ્ટ રીતે કર્યા વિના રાજા પ્રજાના ધર્મનો સુવિચાર હું અશક્ય માનું છું.

નવજીવન, ૭-૧૨-૧૯૨૪

૧૩

# કાઠિયાવાડીઓને

મને સંજોગો કાઠિયાવાડ લઈ જાય છે. કાઠિયાવાડીઓનો પ્રેમ હું સમજું છું, ઓળખું છું. પણ મારે તો કામ જોઈએ. મારી પદ્ધતિમાં ને અત્યારના કેળવાયેલા વર્ગની પદ્ધતિમાં હું ભેદ જોઈ રહ્યો છું. એ ભેદ છતાં મને પ્રમુખ બનાવવો એ હાસ્યજનક છે. મહાસભામાં મેં ઘડેલા ઠરાવો પાસ થયા છતાં ઘણા મને સંભળાવી રહ્યા છે કે એ ઠરાવોનો કોઈ અમલ કરવાનું નથી. આવી ભયંકર વાત હું કેમ માનું?

મારી પાસે જેમ મહાસભાને સારુ કંઈ નવી વાત ન હતી તેમ કાઠિયાવાડને સારુ પણ કદાચ નહિ હોય. સત્ય તો એ છે કે મારે કહેવાનું બધું કહેવાઈ ગયું છે. મારે તો જેમતેમ કરીને એની એ જ વાત કહેવાની રહી છે. મારું મન કેવળ ગરીબોમાં જ રહે છે. ભંગીને સારુ, મજૂરોને સારુ મારે તો સ્વરાજ જોઈએ છે. તેઓ કઈ રીતે સુખી થાય એનું ચિંતન કરું છું. તેઓની કાંધ ઉપરથી આપણે ક્યારે ઊતરીશું? મારે તેઓના હકની ને આપણી ફરજની વાત કરવી રહી, જ્યારે આપણને આપણા હકની લાગી રહી છે.

કાઠિયાવાડીને હું મારી વાત સમજાવી શકું તો કેવું સારું! એ કંઈ ન બનવા જેવું છે? મનુષ્ય આશાએ જીવે છે. તેમ જ મારું છે. કોક દિવસ તો હિંદુસ્તાનને મારી વાત સાંભળ્યે જ છૂટકો છે. કાઠિયાવાડ શરૂઆત ન કરે?

વ્યવસ્થાપકોએ મારે સારુ વાતાવરણ તૈયાર કરવાનું હાથ લીધું છે. તેઓ મને બધું ખાદીમય તો દેખાડશે જ. કાઠિયાવાડનાં કળાહુન્નર, કારીગરીનું પ્રદર્શન રાખશે જ. બેલગામમાં કેવું સુંદર પ્રદર્શન હતું! કાઠિયાવાડમાં ક્યાં ઓછી કળા છે? કાઠિયાવાડની વનસ્પતિમાં શું નથી? કાઠિયાવાડનાં ગાય બળદ કેવાં રૂપાળાં છે? તેઓનાં દર્શન થશે કે? હું પશ્ચિમનો મહિમા જોવા નથી જતો. તે તો મેં પશ્ચિમમાં બહુ જોયો છે. પણ દેશનિકાલ થયેલો હું તો દેશી વસ્તુઓનાં સ્મરણ કરું છું, તે જોવા ઇચ્છું છું.

કાઠિયાવાડનો પ્રસિદ્ધ વિવેક તો છે જ. વિવેકની ભાદરમાં વખત ન તણાઈ જાય એવી સંભાળ રાખવા સ્વાગત સમિતિને મારી પ્રાર્થના છે. કાળને મર્યાદા નથી પણ મનુષ્યદેહને તો છે. આ ક્ષણભંગુર પદાર્થની સહાયતાથી આપણે અનેક કામો લેવાં છે તેથી પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરવો ઘટે છે.

તેથી દરેક કાર્ય આપણે વખતસર કરી શકીએ એવી કાળજી કાર્યવાહકો રાખે એમ ઇચ્છું છું. જે જે ઠરાવો પરિષદ આગળ મૂકવાની આવશ્યકતા લાગે તે ઘડીને તૈયાર રાખ્યા હશે, તો આપણે તેની ઉપર પુષ્કળ વિચાર કરી શકીશું. વિષય-વિચારિણી સમિતિને સારુ પૂરતો વખત રાખવા મારી ભલામણ છે. ઠરાવો ઘડવામાં જો પોતાના ધર્મો ઉપર વધારે ધ્યાન રાખ્યું હશે તો આપણે વહેલા સફળ થઈશું એમ વિચારી ઠરાવો ઘડાઓ એમ હું ઇચ્છું છું.

વખત બચાવવાનો એક રસ્તો તો હું સૂચવી દઉં. સ્વાગત હૃદયથી કરજો. એટલે તમને જણાઈ રહેશે કે બાહ્ય સ્વાગતની કશી જરૂર નહિ રહે. સરઘસ ઇત્યાદિમાં વખત લેવો એ જે

કાર્ય ખરું કરવાનું છે તેમાંથી ચોરી કર્યા બરોબર થશે. એ દિવસમાં છવ્વીસ લાખની સેવાનો ક્રમ ઘડવો છે એ ભુલાવું ન જોઈએ. હજારો સ્ત્રીપુરુષો એકઠાં થશે એમને સંતોષવાને સારુ કેટલીક બાહ્ય વસ્તુઓની જરૂર રહેશે જ. આને સારુ તો પ્રદર્શન જેવું બીજું કંઈ જ નથી એમ આપણે બેલગામમાં જોઈ ચૂક્યા.

નવજીવન, ૪-૧-૧૯૨૫

## ૧૪

# ત્રીજી કાઠિયાવાડ રાજકીય પરિષદ

[ભાવનગર ખાતે તા. ૮–૧–૨૫ ને રોજ મળેલી ત્રીજી કાઠિયાવાડ રાજકીય પરિષદમાં ગાંધીજીએ પ્રમુખ તરીકે આપેલું ભાષણ ]

મિત્રો,

કાઠિયાવાડ રાજકીય પરિષદનું પ્રમુખપદ સ્વીકારવાનું મને હું જેલમાં ગયો તેની પૂર્વે સૂચવવામાં આવ્યું હતું. તે વેળા એ માનનો બોજો ઉપાડવાનો મેં ઇનકાર કર્યો હતો. ઇનકારનાં કારણ આ સમયે મોજૂદ ન હોવાથી મેં પ્રમુખ થવાનું માન સ્વીકાર્યું છે ખરું, પણ ભય વિના નહિ. ભય એટલા સારુ કે રાજ્યપ્રકરણી પ્રશ્નો વિષે સામાન્ય વિચારોથી મારા વિચારોની ભિન્નતા રહેલી જોઉં છું. વળી આ વર્ષને સારુ મહાસભાનું પ્રમુખપદ મારે હસ્તક છે, એ મારે સારુ જરા કફોડી વસ્તુ છે. એ એક જ બોજો મારા ગજા ઉપરવટ માનું છું. તેમાં આ પરિષદનો બોજો ઊચકવો એ બહુ વધારેપડતું થઈ પડે. આ પરિષદનું સુકાન અત્યારે હું ચલાવું તેનો અર્થ જો એ થતો હોય કે આખા વર્ષ સુધી મારે એ જવાબદારી ભોગવવાની છે, તો તો મારાથી એ બોજો ઊચકાય તેવું મુદ્દલ નથી. વળી હું મહાસભાનો સુકાની રહ્યો તેથી જે વિચારો હું આ પરિષદના પ્રમુખ તરીકે જાહેર કરું તે મહાસભાના હોય એવો

અર્થ નીકળે તોપણ એ અયોગ્ય ગણાય. રખેને એવો અનર્થ થાય એ ભય પણ મને અત્યારે આ પદ સ્વીકારતાં રહ્યો છે.

તેથી મારે આટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે, દેશી રાજ્યો વિષેના મારા વિચારોને મહાસભાના સભ્યોના વિચારો સાથે કશો સંબંધ નથી. મારા વિચારો તદ્દન સ્વતંત્ર છે; તેને મહાસભાની મહોર નથી મળી.

જો આ પરિષદના પ્રમુખ તરીકે મને લાયક ગણવામાં આવ્યો છે તો મારે હિસાબે તેનું કારણ તો એ છે કે, હું કાઠિયાવાડનો વતની છું ને આ પરિષદના સંચાલકોની સાથે મારે ગાઢ સંબંધ છે. મહાસભાનું સુકાન અત્યારે મારા હાથમાં છે એ તો એક અકસ્માત છે.

વિષયનો આરંભ કરું તે પહેલાં ભાઈ મનસુખલાલના સ્વર્ગવાસની નોંધ મારે લેવી ઘટે છે. તેમની સાથેનો મારો સંબંધ તમે સૌ જાણો છો. અત્યારે તેમની ગેરહાજરી તમને સાલે એ નવાઈ નથી; પણ મને બહુ સાલે છે એ હું છુપાવી શકતો નથી. કવિશ્રી મણિશંકર રત્નજી ભટ્ટનો સ્વર્ગવાસ પણ તમને ને મને એટલો જ દુઃખદ હશે. તેમનો પરિચય મને બહુ થોડો હતો. તેમની મદદ અત્યારે આપણને નથી એ પણ જેવીતેવી ખોટ નથી. ઈશ્વર બન્નેનાં કુટુંબને ધીરજ ને શાંતિ બક્ષો, અને આપણે તેમના દુઃખના ભાગીદાર છીએ એ વાત તેમનું દુઃખ હળવું કરો.

### મહાસભા અને દેશી રાજ્યો

મેં અનેક વેળાએ જાહેર કર્યું છે કે મહાસભાએ દેશી રાજ્યોને લગતા પ્રશ્નોથી સામાન્ય રીતે અલગ રહેવું જોઈએ. બ્રિટિશ હિન્દુસ્તાનની પ્રજા પોતે સ્વતંત્રતા મેળવવા મથી

રહેલ છે એવે સમયે, તે દેશી રાજ્યોના કારભારમાં વચ્ચે પડવા મથે તો તે નાને મોઢે મોટી વાત કર્યા જેવું થાય; અથવા તો બહેરાએ મૂગાને શીખવવા નીકળ્યા બરોબર થાય. દેશી રાજ્યો અને બ્રિટિશ સરકાર વચ્ચેના સંબંધમાં મહાસભા જેમ દેખીતી રીતે કંઈ પણ કરવા કે કહેવા અસમર્થ હોય, તેમ જ દેશી રાજ્યો ને રૈયત વચ્ચેના સંબંધમાં છે.

આમ છતાં બ્રિટિશ હિન્દુસ્તાનના તેમજ દેશી રાજ્યોના લોકો તો એક જ છે. હિન્દુસ્તાન એક છે. વડોદરાના હિન્દીઓ અને અમદાવાદના હિન્દીઓની હાજતોમાં, રીતરિવાજમાં કંઈ ભેદ નથી. ભાવનગરની પ્રજા ને રાજકોટની પ્રજાને નિકટ સંબંધ છે. છતાં ભાવનગરની અને રાજકોટની રાજનીતિ નોખી હોય એ કૃત્રિમ સ્થિતિ છે. આજકાલના વાતાવરણમાં જ્યાં લોક એક છે ત્યાં રાજનીતિ અનેક હોય, એ લાંબી મુદત સુધી ન નભવા જેવી વાત છે. તેથી મહાસભાના વચ્ચે પડ્યા વિના પણ, આધુનિક વાતાવરણના અદૃશ્ય દબાણથી સુધ્ધાં હિન્દુસ્તાનમાં અનેક રાજ્યો છતાં રાજનીતિ તો એક જ થવા જશે. તેમાં જ હિન્દુસ્તાનની સભ્યતાની શોભા ને પરીક્ષા રહેલી છે.

પણ મારો દૃઢ અભિપ્રાય છે કે જ્યાંલગી બ્રિટિશ હિન્દુસ્તાન પરાધીન છે, જ્યાંસુધી બ્રિટિશ હિન્દુસ્તાનના લોકોની પાસે ખરી સત્તા નથી, એટલે કે જ્યાંસુધી બ્રિટિશ હિન્દુસ્તાનની પાસે આત્મવિકાસને સારુ શક્તિ નથી — ટૂંકામાં, જ્યાંલગી બ્રિટિશ હિન્દુસ્તાનને સ્વરાજ નથી, ત્યાંલગી બન્ને હિન્દુસ્તાનની સ્થિતિ છિન્નભિન્ન રહેવાની જ. તેની છિન્નભિન્નતામાં જ ત્રીજી સત્તાની હસ્તી રહેલી છે. એટલે બ્રિટિશ હિન્દુસ્તાનની

સ્વરાજશક્તિમાં સમસ્ત હિન્દુસ્તાનની રાજ્યપ્રકરણી સુવ્યવસ્થા સમાયેલી છે.

## દેશી રાજ્યોની સ્થિતિ

એ સુવ્યવસ્થા કેવી હોય? એકબીજાની નાશક નહિ પણ પોષક. સ્વરાજ ભોગવતું હિન્દુસ્તાન દેશી રાજ્યોનો નાશ નહિ ઇચ્છે પણ દેશી રાજ્યોને મદદગાર નીવડશે. તેવું જ વલણ દેશી રાજ્યોનું સ્વરાજી હિન્દુસ્તાન પ્રત્યે હશે.

અત્યારની દેશી રાજ્યોની સ્થિતિ મારી દૃષ્ટિએ દયાજનક છે. કેમકે તેઓ પોતે પરાધીન જેવાં છે. રૈયતને દેહાંત દંડ દેવાની સત્તા ભોગવવામાં ખરી સત્તા નથી રહેલી, પણ આખા જગતની સામે રૈયતની રક્ષા કરવાની ઇચ્છા અને શક્તિમાં ખરી સત્તા રહેલી છે. આજે દેશી રાજ્યોની પાસે એવી સત્તા નથી ને તેથી ઉપયોગને અભાવે ઇચ્છા પણ ગઈ જેવી છે. એથી ઊલટું રૈયતની રક્ષા કરવાની સત્તાનો લોપ થયા જેવું થયું છે, અને રૈયતની ઉપર જુલમ કરવાની શક્તિમાં વધારો થતો જોવામાં આવે છે. જેવું વાવમાં હોય તેવું હવાડામાં હોય. સામ્રાજ્યમાં અરાજકતા છે, તેથી સામ્રાજ્યને તાબે રહેલાં દેશી રાજ્યોમાં પણ અરાજકતા છે. તેથી દેશી રજવાડાંમાં રહેલી અરાજકતા રાજામહારાજાઓને જ જવાબદાર નથી પણ વસ્તુસ્થિતિને પણ ઘણે અંશે જવાબદાર છે.

સમસ્ત હિન્દુસ્તાનની વસ્તુસ્થિતિ કુદરતી એટલે ઈશ્વરી નિયમની વિરોધી હોઈ બધે અવ્યવસ્થા ને અસંતોષ જોવામાં આવે છે. જો એક અંગ પણ વ્યવસ્થિત થઈ જાય તો બધે સુવ્યવસ્થા વ્યાપે એવો મારો દૃઢ અભિપ્રાય છે.

## કોની પહેલ?

ત્યારે પહેલ કોણ કરે? દેખીતું છે કે પહેલ બ્રિટિશ હિન્દુસ્તાનથી જ થવી જોઈએ. ત્યાં રૈયતને પોતાની ભયંકર સ્થિતિનું ભાન થયું છે અને તેમાંથી છૂટવાની ઇચ્છા છે. અને જેમ જિજ્ઞાસા પછી જ જ્ઞાન સંભવે છે, તેમ આ ભયમાંથી છૂટવાની ઇચ્છા કરનાર પ્રજાને જ મુક્તિનો ઉપાય મળશે ને તે તે ઉપાય યોજશે. તેથી જ મેં અનેક વેળા કહ્યું છે કે, બ્રિટિશ હિન્દુસ્તાનનું સ્વાધીન થવું એ જ દેશી રાજ્યોનું સ્વાધીન થવું છે. બ્રિટિશ હિન્દુસ્તાનના સ્વાધીન થવાનો શુભ અવસર આવશે ત્યારે રાજાપ્રજાનો સંબંધ મટી નહિ જાય પણ ત્યારે એ સંબંધ નિર્મળ થશે. સ્વરાજની મારી કલ્પનામાં રાજ-સત્તાનો નાશ નથી. મારી કલ્પનામાં ધનસંચયનો નાશ નથી. ધનસંચયમાં જ રાજસત્તા રહેલી છે. હું ધનિક, મજૂર ઇત્યાદિ વચ્ચે સદ્‌વ્યવહાર ઇચ્છું છું. કેવળ મજૂરવર્ગનું કે કેવળ ધનિકવર્ગનું સામ્રાજ્ય નથી ઇચ્છતો. હું આ વર્ગોને સ્વભાવથી જ અરસપરસ વિરોધી નથી માનતો. જગતમાં તો ગરીબ તવંગર રહેવાના જ. પણ તેમની વચ્ચેના વહેવારનું પરિવર્તન થયે જશે. ફ્રાન્સ પ્રજાસત્તાક છે, પણ ત્યાં બધી જાતના વર્ગો છે.

આપણે શબ્દજાળમાં ન ફસાઈએ. જે જે દૂષણો આપણે હિન્દમાં જોઈએ છીએ તે બધાં બહુ સુધરેલી મનાતી પશ્ચિમની પ્રજાઓમાં પણ છે. તેને આપણે જુદાં નામથી ઓળખીએ છીએ. ડુંગરા જેમ દૂરથી રળિયામણા લાગે છે, તેમ પશ્ચિમની કેટલીક વસ્તુઓ આપણને દૂરથી રૂપાળી દીસે છે. હકીકત તપાસીએ તો ત્યાં પણ રાજા પ્રજા વચ્ચે ક્લેશ ચાલ્યા જ કરે છે. ત્યાં પણ લોક સુખ શોધે છે ને દુઃખ ભોગવે છે.

## દેશી રાજ્યો વિષે

આ સુંદર દેશના રાજામહારાજાઓને વિષે મારી પાસે ઘણા કાઠિયાવાડીઓ ફરિયાદ કરે છે અને મારી શિથિલતાને સારુ મને ઠપકો આપે છે. આ અધીરા મિત્રો કદાચ હવે સમજશે કે હું શિથિલ નથી પણ હું તો અવ્યવસ્થા મટાડવાનો ઇલાજ શોધી ને યોજી રહ્યો છું. સ્વરાજની ચળવળમાં મેં સર્વસ્વ હોમ્યું છે તે એમ જાણીને કે તેમાં બધી આપત્તિઓને સારુ રામબાણ દવા છે. જેમ સૂર્ય ઊગતાં અંધકારમાત્ર દૂર થાય છે, તેમ સ્વરાજરૂપી સૂર્યનો ઉદય થયે રાજા પ્રજા બન્નેની અરાજકતારૂપી અંધકાર દૂર થશે જ.

### પરદેશગમન

દેશી રાજ્યોની રાજનીતિ ઉપર આક્ષેપો થયા જ કરે છે. તેમાંથી આ નાનકડું કાઠિયાવાડ મુક્ત નથી. રાજામહારાજાઓને વિષે એક ફરિયાદ સર્વસાધારણ છે. દિવસે દિવસે યુરોપ જવાનો શોખ વધતો જાય છે. કામસર અથવા જ્ઞાન મેળવવા ખાતર વિલાયત જવું એ તો સમજી શકાય એવું છે, પણ મોજશોખને ખાતર જવું અસહ્ય જણાય છે. જે સંસ્થાનમાં રાજા ઘણો વખત બહાર રહે તે સંસ્થાનની સ્થિતિ દયાજનક બને છે. આ લોકસત્તાના અને વહેવારજ્ઞાનપ્રચારના યુગમાં જે સંસ્થાન કે તંત્ર લોકપ્રિય અને લોકકલ્યાણકારી નહિ હોય તેની હસ્તી ટકવાની નથી એ આપણે અનુભવી રહ્યા છીએ. આ ન્યાયમાંથી દેશી રાજ્યો મુક્ત રહી શકે તેમ નથી. તેની સરખામણી હમેશાં અંગ્રેજી રાજ્ય સાથે ને સ્વરાજ સ્થપાશે ત્યારે સ્વરાજની સાથે થવાની જ. શહેનશાહ જ્યૉર્જ પ્રધાનની સંમતિ વિના ઇંગ્લંડ છોડીને ક્યાંયે જઈ શકતા નથી. રાજ્યાસને

આવ્યા પછી શહેનશાહ ભાગ્યે જ બહાર નીકળે છે, જોકે શહેનશાહની જવાબદારી દેશી રાજાઓના જેટલી હોતી નથી. દેશી રાજાઓ રાજ્યની લગામ પોતાને હસ્તક રાખે છે. નાની સરખી નિમણુક પણ તેઓ જ કરે છે. એક પુલ બાંધવો હોય તેને સારુ પણ તેમની પરવાનગીની જરૂર પડે છે. આવી સ્થિતિમાં દેશી રાજાઓનું પરદેશગમન પ્રજાને બહુ અળખામણું લાગે છે.

આમ બહાર જવામાં જે ખરચ થાય છે એ પણ અસહ્ય છે. રાજાઓની હસ્તીનો આધાર જો નીતિ ઉપર હોય તો તેઓ સ્વતંત્ર માલિક નથી પણ પ્રજાના પૈસાના ટ્રસ્ટી — રક્ષક છે. તેઓની આવક પ્રજાની પાસેથી મળતી મહેસૂલ છે. એ મહેસૂલનો વ્યય જે રીતે ટ્રસ્ટી કરે તે જ રીતે તેમનાથી થાય. આ તત્ત્વનો અમલ અંગ્રેજી રાજ્યતંત્રમાં લગભગ સંપૂર્ણતાએ થાય છે એમ કહી શકાય. યુરોપમાં જતા રાજાઓ અઢળક ધન ખરચે છે તેનો કશો બચાવ નથી એમ મારી અલ્પ મતિ સૂચવે છે.

આ પરદેશગમનના વધતા જતા શોખનો એક બચાવ એવો કરવામાં આવે છે કે રાજાઓ શરીરસુખાકારીને અર્થે જાય છે! આ બચાવ તો કેવળ હાસ્યજનક ગણાય. આપણો આ મહાન દેશ, જ્યાં હિમાલય જેવો પર્વતરાજ અચલિત શાસન ભોગવી રહ્યો છે, જેની કૂખમાંથી ગંગા, જમુના, બ્રહ્મપુત્ર, સિંધુ આદિ મહાન નદીઓ નીકળે છે, તે દેશમાંથી શરીરસુખાકારીની શોધમાં કોઈને વિદેશ જવાની જરૂર હોય જ નહિ. કરોડો માણસો જે દેશમાં પોતાનું જીવન સુખેથી ગાળી શકે છે તે રાજાઓના આરોગ્યને સારુ બસ હોવો જ જોઈએ.

## પશ્ચિમનું અનુકરણ

• પણ પરદેશગમનનો સૌથી મોટો ગેરલાભ તો રાજાઓ પશ્ચિમની સંસ્કૃતિનું છીછરું અનુકરણ કરે છે તે છે. પશ્ચિમની સંસ્કૃતિમાંથી આપણને ઘણું શીખવાનું ને લેવાનું મળે છે, પણ તેમાંનું ઘણું તો ત્યાજ્ય છે. યુરોપનાં હવાપાણીને જે અનુકૂળ હોય તે બધાં હવાપાણીને અનુકૂળ હોય એમ માનવાનું કારણ નથી. અનુભવ તો એમ શીખવે છે કે, દરેક હવાપાણીને જુદી જુદી વસ્તુઓ અનુકૂળ પડે છે. પશ્ચિમના રીતરિવાજો પૂર્વને હજમ ન થાય. પૂર્વનાને પશ્ચિમ હજમ ન કરે. પશ્ચિમની પ્રજામાં સ્ત્રીપુરુષો સંયમપૂર્વક સાથે નાચી શકે છે, ને નાચતી વેળા મદ્યપાન પણ કરતાં છતાં તેઓ મર્યાદા જાળવી શકે છે એમ કહેવાય છે. આપણે જો આ રિવાજનું અનુકરણ કરીએ તો કેવું પરિણામ આવે એ મારે કહેવાનું ન જ હોય. હાલ અખબારોમાં ચર્ચાતો એક પાટવી કુંવરનો કેસ આપણને કેટલો શરમાવે છે!

## નિરંકુશ ખરચ

બીજી ફરિયાદ રાજામહારાજાઓનાં નિરંકુશ ખરચોની છે. આ ખરચ દિવસે દિવસે વધતાં જ જાય છે. તેમાંનાં ઘણાં ખરચનો બચાવ કરવો મુશ્કેલ છે. રાજાઓને અમુક મર્યાદામાં રહી પોતાના ભોગવિલાસને અર્થે ખરચ કરવાનો અધિકાર ભલે હોય, પણ નિરંકુશ અધિકાર તો ન જ હોય, તેઓ ન ઇચ્છે, એમ હું માની લઉં છું.

## મહેસૂલ પદ્ધતિ

રાજાઓની મહેસૂલ ઉઘરાવવાની પદ્ધતિ પણ દોષરહિત નથી જોવામાં આવતી. તેઓએ અંગ્રેજી પદ્ધતિનો સ્વીકાર

કરી પ્રજાને બહુ નુકસાન પહોંચાડયું છે એવો મારો દૃઢ વિશ્વાસ છે. ગમે તેવી સ્થિતિમાં પણ ખોબા જેટલા અંગ્રેજોએ પોતાની સત્તા આ મુલકમાં ટકાવવી એ નીતિસર છે એમ આપણે સ્વીકારીએ તો અંગ્રેજી મહેસૂલ પદ્ધતિનો કંઈક બચાવ થાય છે. દેશી રાજાને એવો સિદ્ધાંત મનાવવાની આવશ્યકતા સરખી નથી. તેને પોતાની હસ્તીને વિષે પ્રજા તરફનો ભય નથી. તેને મોટા લશ્કરની જરૂર નથી; કોઈ પણ રાજ્યની પાસે તે નથી, ને બ્રિટિશ રાજનીતિ તે થવા દે એવું નથી. છતાં પ્રજા પાસેથી તેની શક્તિ ઉપરાંત કર ઉઘરાવવાની પ્રથા પડી ગયેલી છે એ પ્રજાને ખૂંચે છે. લોક-કલ્યાણના કાર્યને જ અર્થે મહેસૂલ હોય એવી આપણી પુરાણી પરંપરા છે. તેનો હું ચોમેર ત્યાગ જ જોઈ રહ્યો છું. આ જોઈને મને દુ:ખ થાય છે.

### આબકારી

મહેસૂલ વધારવાને સારુ અંગ્રેજી આબકારી ખાતાનું અનુકરણ દુઃખદાયક છે. એમ કહેવાય છે કે આબકારી ખાતું તો હિંદુસ્તાનનો પ્રાચીન રોગ છે. મને એ વાત માન્ય નથી. પ્રાચીન કાળમાં રાજાઓએ મદ્યાદિના વેપારમાંથી મહેસૂલ ભલે ઉઘરાવ્યું હોય, પણ તેઓએ લોકોને આજની પેઠે મદ્યપી નહોતા બનાવી દીધા. પણ આવી મારી માન્યતા ભલે ભૂલભરેલી હો, આબકારી ખાતું જેવું આજે છે તેવું પ્રાચીનકાળથી હો; પ્રાચીન એટલું સારું જ એવો મોહ મને નથી. હિંદુસ્તાની તેટલું સારું જ એવો મોહ પણ મને નથી. મદિરા, અફીણ, ઇત્યાદિ કેફી વસ્તુઓ આત્માને મૂર્છિત બનાવે છે, મનુષ્યને હેવાન કરતાં પણ હલકો કરી મૂકે છે, એ આપણે નજરે જોઈએ

છીએ. આ વ્યસનવાળા મનુષ્યોની સ્થિતિ આપણને કમકમાટી ઉપજાવે છે. એવી વસ્તુઓનો વેપાર કરવો પાપ છે એ સ્વયંસિદ્ધ વાત છે. દેશી રાજ્યોએ દારૂનાં પીઠાં માત્ર બંધ કરી અંગ્રેજી રાજ્યાધિકારીઓને સારુ દૃષ્ટાંતરૂપ બનવું ઘટે છે. કોઈ કોઈ જગ્યાએ કાઠિયાવાડમાં આ સુધારો કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે, તેને હું વધાવી લઉં છું ને ઉમેદ રાખું છું કે દારૂનું એક પણ પીઠું નહિ હોય એવો દિવસ તુરત આવશે.

### અંગત

કેટલાંક રાજ્યો વિષે મારી પાસે અંગત ટીકા આવ્યા કરે છે. એનો ઉલ્લેખ હું અહીં કરવા નથી ઇચ્છતો. મને એ વિષે 'યંગ ઇંડિયા' તેમજ 'નવજીવન'માં લખવાનું બહુ કહેવામાં આવ્યું છે, પણ સંપૂર્ણ હકીકત જાણ્યા વિના અને બની શકે તો તે તે રાજ્યો તરફથી જે કહેવાનું હોય તે સાંભળ્યા વિના મૌન જ ધારણ કરવાનું મેં ઉચિત ધાર્યું છે. વિષયવિચારિણી સભામાં હું એ આક્ષેપો વિષે માહિતી મેળવવાની આશા રાખીશ, ને પછી જે મારે કંઈ પણ કરવું કે કહેવું ઘટશે તો હું અવશ્ય કરીશ કે કહીશ.

### રેંટિયો ને ખાદી

એ વિષયો એવા છે કે જેમાં દેશી રાજ્યો તરફથી સંપૂર્ણ ઉત્તેજનની ઉમેદ રાખી શકાય. આ દેશની આર્થિક નીતિ એ હતી કે આપણે આપણું અનાજ પેદા કરતા ને ખાતા, તથા કપાસ પેદા કરી તેનું સૂતર આપણા ઘરમાં કાંતી તેનાં કપડાં વણાવી પહેરતા. આમાંની એક સ્થિતિ મોજૂદ છે ને બીજીનો લગભગ નાશ થયો છે. મનુષ્ય જેટલું ખોરાકમાં ખરચે છે

તેનો દસમો હિસ્સો પોતાના પોશાકમાં ખરચે છે. તેથી સેંકડે દસ રૂપિયાનું ખરચ આપણે આપણા દેશમાં ને પોતપોતામાં કરવાને બદલે પરદેશની અને આપણી મિલોમાં કરીએ છીએ. એટલે કે આપણે તેટલી મહેનત ખોઈએ છીએ ને તે ખોટની સાથે આપણે કપડાંનું ખરચ કરીએ છીએ ને પરિણામે બેવડો માર ખમીએ છીએ. ફળ એ મળ્યું છે કે આપણા ખોરાકમાંથી ખરચ બચાવી આપણે તે કપડાંમાં નાંખીએ છીએ. તેથી આપણે દિવસે દિવસે કંગાલ થતા જઈએ છીએ. ખેતી અને કંતામણ ને વણાટ એ બે ધંધા આપણા ઘરમાં કે ગામમાં ન રહે તો આપણો નાશ જ સંભવે છે. ભાવનગર તાબાનાં બધાં ગામ જો પોતાનાં કપડાં ને ખોરાક ભાવનગરથી મંગાવે તો કેવું પરિણામ આવે એ વિચાર પરિષદના સભ્યોને જ સોંપું છું. આમ છતાં અત્યારે આપણે કપડાં વિષે એવો વિપરીત વહેવાર ચલાવીએ છીએ. આપણાં કપડાં આપણે કાં તો પરદેશથી મંગાવીએ છીએ અથવા તો આપણી મિલોમાંથી. બન્ને સ્થિતિમાં આપણાં ગામડાંની પ્રજા ક્ષીણ થતી જાય છે.

બીજા દેશોમાં કપડાં બહારથી મંગાવતા છતાં તેઓની આર્થિક હાનિ નથી થતી એવા દાખલાઓથી આપણે ન ભોળવાઈએ. બીજા દેશોમાં લોકો કાંતવાવણવાનો ધંધો છોડે છે તો તેને બદલે બીજો વધારે કમાણીવાળો ઉદ્યમ કરે છે. આપણે કંતામણવણાટ છોડી નકામા બેસીએ છીએ.

આ સ્થિતિમાંથી મુક્ત થવું એ કાઠિયાવાડને બહુ સહેલું છે. આપણા રાજાઓ રૈયતવર્ગને ઉત્તેજન આપી, પોતે દૃષ્ટાંત બેસાડી કાઠિયાવાડમાં ખાદીનો પુનરુદ્ધાર કરી શકે છે ને કાઠિયાવાડમાં વધતી જતી કંગાલિયત રોકી શકે છે. કાઠિયાવાડમાં

મિલો ને જિનો થાય તેમાં હું કાઠિયાવાડની ઉન્નતિ નથી જોતો પણ અવનતિ જોઉં છું. કાઠિયાવાડની રૈયતના સામાન્ય વર્ગને કાઠિયાવાડ છોડવું પડે છે એને હું શુભ ચિહ્ન નથી માનતો. થોડા સાહસિક કાઠિયાવાડી વધારે ધનલાભ સારુ કાઠિયાવાડ છોડે એ આવકારલાયક હોય, પણ લોક કંગાલ બને તેથી લાચારીએ દેશત્યાગ કરે એ ખેદકારક ને કાઠિયાવાડનાં રાજ્યોને સારુ નામોશીભરેલું ગણાય. હું પરદેશમાં રહેલો જ્યારે કાઠિયાવાડમાં આવું છું ત્યારે લોકોમાં તેજવૃદ્ધિને બદલે તેજહાનિ જોઉં છું.

આજકાલ હાથે કાંતવાની ને હાથે વણવાની કળા વધારે ખીલતી જાય છે; ખાદીનો મહિમા વધતો જાય છે. શું તેમાં રાજાઓ અને મહારાજાઓ મદદ ન કરે? તેઓ ખેડૂતોને કેળવે, કાઠિયાવાડની હાજત પૂરતું રૂ બચાવે, ને પોતે ખાદી પહેરી ખાદીનો પ્રચાર કરે એ તેમને શોભાવનારું જ થશે. ખાદીમાત્ર જાડી હોવાની જરૂર નથી. રાજાઓ હાથકંતામણ ને વણાટને ઉત્તેજન આપી વણાટમાં થતી અનેક કળાકારીગીરીને પાછી જીવતી કરી શકે છે. રાણીસાહેબો સુંદર, રંગીન, ઘૂઘરીદાર રેંટિયા ઉપર ઝીણું રૂ કાંતી તેની શબનમ ખાદી વણાવી તે વડે સુશોભિત અને સુરક્ષિત રહે. કાઠિયાવાડમાં અનેક જાતની ભાતો વણાતી મેં નજરે જોયેલી છે. એ કળાનો હવે લગભગ અસ્ત થયો છે. આવી કળાને ઉત્તેજન આપવું એ રાજાઓનું ખાસ ક્ષેત્ર છે.

### અસ્પૃશ્યતા

બીજો અતિશય અગત્યનો વિષય અસ્પૃશ્યતાનો છે. હરિજન વર્ગને મહાગુજરાતના બીજા ભાગો કરતાં કાઠિયાવાડમાં

વધારે ખમવું પડે છે. તેઓને રેલગાડીમાં પણ દુઃખ દેવામાં આવે છે. રાજાઓ પરદુઃખભંજન ગણાય છે; તેઓ તો દુર્બળનું બળ હોવા જોઈએ. તેઓ હરિજનોની વહારે નહિ ધાય? રાજા પ્રજાની આશિષે જીવે છે. હરિજનોની આશિષના અધિકારી થઈ તેઓ પોતાના જીવનને સુશોભિત ન કરે? શાસ્ત્ર તો પોકારીને કહે છે કે, બ્રાહ્મણ અને ભંગી વચ્ચે ભેદ ન હોય. બન્નેને આત્મા છે, બન્નેને પાંચ ઇંદ્રિય છે, બન્નેને આહારનિદ્રાદિ સામાન્ય છે. રાજાઓ ઇચ્છે તો હરિજનોની હાલતમાં બહુ સુધારો કરી શકે છે, ને પોતે હરિજનોને ધાર્મિક ભાવથી સ્પર્શ કરી અસ્પૃશ્યતાને નિર્મૂળ કરી શકે છે. હરિજનોને સારુ સુંદર નિશાળો, કૂવા વગેરે કરાવી તેમના હૃદયના સ્વામી બની શકે છે.

## ટીકાનો બચાવ

દેશી રાજ્યોની ટીકા કરવી મને પસંદ નથી. તેમની સાથેનો ગાંધી કુટુંબનો સંબંધ ત્રણ પેઢીથી ચાલતો આવેલો મારી જાણમાં છે. ત્રણ રાજ્યોની દીવાનગીરીનો સાક્ષી હું પોતે રહ્યો છું. મારા પિતાશ્રી અને મારા કાકાશ્રીનો સંબંધ તે તે રાજ્યો સાથે મીઠો હતો એ મને યાદ છે. મનુષ્ય વિવેકહીન નથી એવો મારો વિશ્વાસ છે. એટલે હું દેશી રાજ્યોના ગુણો જ જોવા ઇચ્છું છું. દેશી રાજ્યોનો હું નાશ નથી ઇચ્છતો એમ અગાઉ લખી ગયો છું. દેશી રાજ્યોથી ઘણું લોકહિત થઈ શકે એમ હું માનું છું. અને જો અહીં હું ટીકામાં ઊતર્યો છું તો તે કેવળ રાજાપ્રજાના હિતાર્થે છે. મારો ધર્મ સત્ય અને અહિંસાનો છે. સત્ય મારો પરમેશ્વર છે.

અહિંસા તેને ઓળખવાનું સાધન છે. એ સત્યને વશ રહી મેં કેવળ અહિંસક એટલે પ્રેમભાવે ટીકા કરી છે; તે રાજા-મહારાજાઓ તેવે ભાવે સમજે ને સ્વીકારે એવી મારી તેઓ પ્રત્યે વિનંતિ છે.

## રામરાજ્ય

દેશી રાજ્યની કલ્પના રામરાજ્યની છે. રામે એક ધોબીની ટીકાથી પ્રજાને સંતોષવા પ્રાણસમ પ્રિય, જગદ્વંદ્ય, સતી-શિરોમણિ, સાક્ષાત્ કરુણાની મૂર્તિરૂપ સીતાજીનો ત્યાગ કર્યો. રામે કૂતરાને પણ ન્યાય આપ્યો. રામે સત્યના પાલનને અર્થે રાજ્યનો ત્યાગ કરી, વનવાસ ભોગવી, પૃથ્વીના રાજામાત્રને ઉચ્ચ કોટિના સદાચારનો પદાર્થપાઠ આપ્યો. રામે અખંડ એકપત્નીવ્રત પાળી રાજા પ્રજા સૌને ગૃહસ્થાશ્રમમાં સંયમધર્મ કેમ પળાય એનું દર્શન કરાવ્યું. રામે રાજ્યાસનને શોભાવી રાજ્યપદ્ધતિને લોકપ્રિય કરી, અને રામરાજ્ય એ સ્વરાજની પરિસીમા છે એમ સિદ્ધ કરી આપ્યું. રામને આજકાલનાં લોકમત જાણવાનાં અતિ અધૂરાં સાધનોની જરૂર ન હતી કારણકે તે પ્રજાના હૃદયનો સ્વામી થયો હતો. રામ પ્રજા-મતને સાનમાં સમજતો. પ્રજા રામરાજ્યમાં આનંદસાગરમાં ડૂબતી હતી.

એવું રામરાજ્ય આજ પણ સંભવે છે. રામના વંશનો લોપ નથી થયો. આધુનિક યુગમાં પ્રથમના ખલીફાઓએ પણ રામરાજ્ય સ્થાપ્યાં હતાં એમ કહી શકાય. હજરત અબુબકર અને હજરત ઉમર કરોડોનું મહેસૂલ ઉઘરાવતા છતાં પોતે ફકીર હતા. જાહેર ખજાનામાંથી એક કોડી સરખી ન લેતા. પ્રજાને ન્યાય મળે છે કે નહિ એ જોવા નિરંતર જાગૃત

રહેતા. દુશ્મનને પણ દગો ન દેવાય, તેને પણ શુદ્ધ ન્યાય આપવો જોઈએ, એ તેઓનો સિદ્ધાંત હતો.

### પ્રજા પ્રત્યે

રાજવંશીઓને વિષે બે શબ્દ લખી મારું ઋણ મેં અદા કર્યું છે એવો મારો નમ્ર મત છે. હવે પ્રજા પ્રત્યેનું ઋણ અદા કરવાનો પ્રયત્ન કરું. 'જેવા રાજા તેવી પ્રજા' એ લોકવાક્યમાં અર્ધસત્ય છે. એટલે કે એ કથન જેટલે અંશે ખરું છે તેટલે જ અંશે 'જેવી પ્રજા તેવા રાજા' એ કથન પણ ખરું છે. જ્યાં પ્રજા જાગ્રત છે ત્યાં રાજાની હસ્તી કેવળ પ્રજા ઉપર આધાર રાખે છે. જ્યાં પ્રજા ઊંઘતી છે ત્યાં રાજા રક્ષક મટી ભક્ષક થઈ જવાનો પૂરો સંભવ રહે છે. ઊંઘતી પ્રજાને રાજાનો દોષ કાઢવાનો અધિકાર નથી. રાજા પ્રજા બન્ને સંજોગોને વશ હોય છે. સાહસિક રાજા પ્રજા સંજોગોને વશ કરે છે. સંજોગોને વશ કરી રહેવું તેનું નામ પુરુષાર્થ છે. પુરુષાર્થહીનનો નાશ છે, અને તે યથાર્થ છે. આ સિદ્ધાંત સમજે તે ધીરજ ન છોડે, તે દૈવને દોષ ન દે, તે પારકાને દોષ ન દે, તે પોતાનો જ દોષ કાઢે ને જુએ. આ સિદ્ધાંતને આધારે હું હિંસા અથવા બળાત્કારનો વિરોધ કરું છું. દોષનું કારણ જ્યારે પોતામાં છે ત્યારે પારકામાં દોષારોપણ કરી તેનો નાશ ઇચ્છવો કે કરવો તેથી કારણ દૂર નથી થતું એટલું જ નહિ, પણ કારણ જડ ઘાલે છે ને રોગ વધતો જાય છે.

### સત્યાગ્રહ

રાજવંશીઓની જે જે ખામીઓ ઉપર હું નજર ફેરવી ગયો છું તે તે ખામીઓનું કારણ જેટલે અંશે રાજાઓ પોતે

છે તેટલે જ અંશે, અને વધુ વિચાર કરીએ તો વધારે અંશે, પ્રજા પોતે છે એમ આપણે જોઈશું. પ્રજામત અમુક કાર્યની વિરુદ્ધ હોય તો તે કાર્ય રાજા નહિ કરી શકે. પ્રજામતનું વિરુદ્ધ હોવું એટલે મનનો અણગમો નહિ. પ્રજામતનો વિરોધ ત્યારે જ દર્શાવાય કે જ્યારે વિરોધની પાછળ બળ હોય. પુત્ર પિતાના કાર્યની વિરુદ્ધ હોય ત્યારે તે શું કરે છે? વિરોધપાત્ર કાર્ય છોડી દેવાને સારુ તે પિતાને વીનવે છે એટલે કે વિવેકપૂર્વક અરજી કરે છે. અનેકવાર પ્રણિપાત કર્યા છતાં જ્યારે પિતા નથી માનતો ત્યારે તે પિતાની સાથેનો સહકાર છોડે છે, એટલે સુધી કે પિતાનું ઘર પણ છોડે છે. આ શુદ્ધ ન્યાય છે. જ્યાં પિતા પુત્ર જંગલી હોય છે ત્યાં એની વચ્ચે લડાઈ થાય છે, એકબીજા ગાળાગાળી કરે છે ને છેવટે મારામારી પર ઊતરે છે. સભ્ય ને આજ્ઞાંકિત પુત્ર મરણ લગી વિનયનો, શાંતિનો, અહિંસાનો, પ્રેમનો ત્યાગ કરતો જ નથી. તેનો પ્રેમ જ તેને અસહકાર સૂચવે છે. આવા પ્રેમમય અસહકારને પિતા પોતે ઓળખી શકે છે. પુત્રનો ત્યાગ કે વિયોગ તે સહન નથી કરી શકતો, તેનો અંતરાત્મા દુભાય છે, ને તે પશ્ચાત્તાપ કરે છે. હમેશાં એમ જ બને છે એમ આપણે જોતા નથી. પણ પુત્રે તો અસહકાર કરી પોતાના ધર્મનું પાલન કર્યું.

આવા પ્રકારનો અસહકાર રાજા પ્રજા વચ્ચે હોઈ શકે. અમુક સંજોગો વચ્ચે તે પ્રજાનું કર્તવ્ય હોય. એવા સંજોગો ક્યારે આવ્યા કહેવાય? ત્યારે જ કે જ્યારે પ્રજા સ્વભાવે સ્વતંત્ર અને નિર્ભય હોય; રાજ્યના કાનૂનોને તે સ્વેચ્છાએ, દંડના ભય વિના, સમજપૂર્વક માન આપે. રાજ્યના કાયદાનું સાદર વિવેકપૂર્વક પાલન એ અસહકારનો પ્રથમ પાઠ છે.

બીજો પાઠ તિતિક્ષા છે. રાજ્યના ઘણા કાયદા આપણને અગવડપડતા લાગે છતાં તેને આપણે સહી લઈએ. પુત્રને પિતાની ઘણી આજ્ઞાઓ ખૂંચતી હોય છતાં તે તેને માન આપી પોતાનું પુત્રત્વ સિદ્ધ કરી આપે છે. જ્યારે તે અસહ્ય લાગે, તે અનીતિમય લાગે, ત્યારે જ તેનો વિનયપૂર્વક નિરાદર કરશે. એવો નિરાદર પિતા તુરત સમજી શકશે. તેમ જ જે પ્રજા રાજ્યના અનેક કાયદાને માન આપીને પોતાની ઇરાદાપૂર્વક થયેલી વફાદારી સિદ્ધ કરી આપે તે જ પ્રજાને સાદર નિરાદરનો અધિકાર પ્રાપ્ત થાય છે.

ત્રીજો પાઠ સહિષ્ણુતાનો છે. જેનામાં દુઃખ સહન કરવાની શક્તિ નથી તે અસહકાર ન કરી શકે. માલમિલકતના અને કુટુંબનાયે ત્યાગની શક્તિ જેણે કેળવી નથી તે કદી અસહકાર નહિ કરી શકે. અસહકારથી રાજા કોપાયમાન થઈ અનેક પ્રકારના દંડ દે એ સંભવિત છે. એમાં પ્રેમની પરીક્ષા રહેલી છે. એમાં ધૈર્યની અને વીર્યની કસોટી છે. એ સહન કરવા જે તૈયાર નથી તે અસહકાર ન કરી શકે. આ ત્રણે પાઠ એક બે વ્યક્તિ શીખી લે તેથી પ્રજા અસહકાર કરવા તૈયાર થઈ ન ગણાય. પ્રજાકીય અસહકાર થઈ શકવાને સારુ પ્રજાનો મોટો ભાગ તૈયાર હોવો જોઈએ. આ વસ્તુ ધ્યાનમાં ન રખાય તો માઠાં પરિણામ આવવાનો પૂરો સંભવ રહે છે. આ વાત ધ્યાનમાં ન રહેવાથી કેટલાક સ્વદેશાભિમાની જુવાન અધીરા બને છે. જેમ બીજી કેળવણીને સારુ તેમ અસહકારની કેળવણીને સારુ પણ તૈયારીની આવશ્યકતા રહે છે. માત્ર ઇચ્છા કરવાથી કોઈ અસહકારી નથી બની શકતું. તેને સારુ તાલીમની જરૂર હોય છે. એ તાલીમ કાઠિયાવાડના

કોઈ પણ વિભાગમાં હું જોતો નથી. એ તાલીમ અને એ તૈયારી હોય તો અસહકારની આવશ્યકતા સિદ્ધ થયેલી છે એમ હું નથી જાણતો.

અત્યારે કાઠિયાવાડમાં શું કે હિંદુસ્તાનમાં શું, હું તો વ્યક્તિઓની તૈયારીની આવશ્યકતા જોઉં છું. વ્યક્તિઓમાં સેવાભાવ, ત્યાગવૃત્તિ, સત્ય, અહિંસા, સંયમ, ધૈર્ય, અસ્તેય ઇત્યાદિ ગુણો જોઈએ. આ ગુણોની કેળવણીને સારુ રચનાત્મક કાર્યની આવશ્યકતા છે. આપણે મૂંગે મોઢે પ્રજામાં ઘણું કામ કરીએ તો ઘણા સુધારા એની મેળે થઈ જાય.

## મુત્સદ્દીવર્ગ

કાઠિયાવાડ મુત્સદ્દીવર્ગને સારુ પ્રસિદ્ધ છે. કાઠિયાવાડી મુત્સદ્દીમાં વિવેક ઇત્યાદિની અતિશયતા છે ને તેથી તેનામાં દંભ, ભીરુતા, ખુશામત ઇત્યાદિ આવી ગયાં છે. આ વર્ગ શિક્ષિત છે. એટલે સુધારો ત્યાં શરૂ થવો જોઈએ. આ વર્ગ જો પ્રજાનું કલ્યાણ ઇચ્છે તો ઘણું કરી શકે. જ્યાં જ્યાં આ વર્ગમાં ચારિત્રવાન પુરુષો જોવામાં આવે છે ત્યાં ત્યાં પ્રજામાં સંતોષ જોવામાં આવે છે. મેં મુત્સદ્દીવર્ગની ટીકા કરી છે. મુત્સદ્દીમાત્ર ઉપરની ટીકાને પાત્ર છે એવું કહેવાનો મારો આશય નથી. મુત્સદ્દીવર્ગમાંથી તો સુંદર રત્નો નીવડ્યાં છે એવો મારો અનુભવ છે. એટલે મુત્સદ્દીવર્ગની આશા મેં છોડી જ નથી. મુત્સદ્દીવર્ગ ધનસંચયને સારુ નહિ પણ સેવાને સારુ રાજ્યોમાં નોકરી કરતો થઈ જાય તોયે ઘણાં શુભ પરિણામ નીપજે.

### ઇતર વર્ગ

વળી જેઓએ રાજ્યની નોકરી છોડી કેવળ સ્વતંત્ર ધંધો પસંદ કર્યો છે તેઓને તો બધું અનુકૂળ છે. તેઓમાં ઉપરના ગુણોની વૃદ્ધિ જોવાને હું અધીરો થઈ ગયો છું. મૂંગે મોઢે સેવા કરનારા પ્રજાના સાચા સિપાઈઓની જરૂર છે. તેઓએ પ્રજામાં પ્રવેશ કરવાની જરૂર છે. આવી તૈયારીવાળા સેવકો આંગળીને વેઢે ગણી કાઢીએ એટલા નીકળશે. કાઠિયાવાડના પ્રત્યેક ગામમાં એવો એક એક સેવક પણ છે? આનો જવાબ મને નકારમાં જ મળે એમ હું જાણું છું. જે વર્ગ મારું ભાષણ વાંચશે તેને ગ્રામજીવનનું ભાન થોડું જ હશે. જેને ભાન હશે તેને તે ગમશે નહિ. છતાં હિંદુસ્તાન એટલે કાઠિયાવાડ પણ ગામડાંમાં વસે છે.

### રેંટિયો

એ સેવા કેમ થઈ શકે? આમાં હું પ્રથમ સ્થાન રેંટિયાને આપું છું. રેંટિયાની અવગણના મેં બહુ સાંભળી. જે અત્યારે નિંદાય છે તે જ વસ્તુ સુદર્શન ચક્ર તરીકે પૂજાવાનો વખત હું નજીક આવતો જોઈ રહ્યો છું. જે આપણે વાર્યાં નથી કરતા તે હાર્યાં કરશું એવો મારો દૃઢ વિશ્વાસ છે. હિંદુસ્તાનનું અર્થશાસ્ત્ર એ ચક્રની પાંખડીએ પાંખડીએ લખેલું છે. ગ્રામ-જીવનનો પુનરુદ્ધાર કેવળ તેની ઉપર આધાર રાખે છે. સૂતર કાંતવાના કર્મને હું ધંધા તરીકે નથી ઓળખાવતો. તે તો ધર્મ છે અને તે ધર્મ હિન્દુ-મુસલમાન બધા ધર્મીઓનો છે, બધા સંપ્રદાયનો છે. એ ચક્ર ફેરવતાં વૈષ્ણવ દ્વાદશ મંત્ર પઢે, શૈવી શિવનો જાપ જપે, મુસલમાન કલમો પઢે, પારસી ગાથા ભણે, ખ્રિસ્તી ઈશુએ શીખવેલી પ્રાર્થના કરે.

એક અમેરિકન લેખકે લખ્યું છે કે, હવેનો યુગ અંગ-મહેનતનો છે. મૂઢ યંત્રના ગુણાકારથી યંત્રને પૂજતી પ્રજા થાકવા લાગી છે. આપણે શરીરરૂપી અદ્વિતીય યંત્રને છોડી મૂઢ યંત્રની પાસેથી કામ લેવા જવામાં શરીરયંત્રનો નાશ કરી રહ્યા છીએ. શરીરની પાસેથી સંપૂર્ણ ઉપયોગ લેવો એ ઈશ્વરી કાયદો છે. તેને આપણે ભૂલી જ નથી શકતા. રેંટિયો એ શરીરયજ્ઞનું માંગલિક ચિહ્ન છે. એ યજ્ઞ કર્યા વિના જે જમે છે તે ચોરીનું અન્ન ખાય છે. એ યજ્ઞનો ત્યાગ કરી આપણે દેશદ્રોહી બન્યા; આપણે લક્ષ્મીદેવીને દેશનિકાલ કરી. હિંદુસ્તાનમાં જેના શરીરમાં છેક હાડકાં ને ચામડાં જ રહી ગયાં છે એવાં અસંખ્ય સ્ત્રીપુરુષો આ વાતનો પુરાવો આપે છે. મને વંદ્ય એવા શ્રીનિવાસ શાસ્ત્રિયાર કહે છે કે, હું તો પ્રજાની પોશાકની પસંદગીમાં પણ દખલ દેવા માગું છું. આ વાત તદ્દન ખરી છે. દરેક સેવકનો તેમ કરવાનો ધર્મ છે. પ્રજા પાટલૂન પહેરતી થઈ જાય તો હું તેની સામે મારો અવાજ ઉઠાવું. આપણી હવાને પાટલૂન અનુકૂળ નથી એ હું જોઈ રહ્યો છું. પ્રજા પરદેશી કાપડનો ઉપયોગ કરે છે તેની સામે અવાજ ઉઠાવવાનો હિન્દીમાત્રનો ધર્મ છે. એ અવાજ વાસ્તવિક રીતે કાપડના પરદેશી હોવા સામે નથી, પણ તેથી ઉત્પન્ન થતી કંગાલિયત સામે છે. જો પ્રજા પોતાની જાર-બાજરી છોડી સ્કૉટલેંડથી ઓટ મંગાવે અથવા રશિયાથી રાઈ* મંગાવે તો હું જરૂર પ્રજાના રસોડામાં દખલ દઉં ને પ્રજાને પેટ ભરીને નિંદુ, ને તેને દ્વારે બેસી લાંઘણ કરી મારો

---

* રશિયામાં નીપજતું બંટીને મળતું ધાન્ય

આર્તનાદ સંભળાવું. એવું ઇતિહાસમાં બન્યું પણ છે. યુરોપના ગયા રાક્ષસી યુદ્ધમાં પ્રજાને અમુક પાક નિપજાવવાની ફરજ પાડવામાં આવી હતી. પ્રજાનાં ખાનપાનાદિ ઉપર રાજ્યનો અંકુશ વર્તતો હતો.

જેને ગામડાંની સેવા કરવી છે તેને રેંટિયાશાસ્ત્રનો અભ્યાસ કર્યે જ છૂટકો છે. આ કાર્યમાં સેંકડો બલ્કે હજારો યુવકો ને યુવતીઓ પોતાની આજીવિકા પેદા કરી શકે છે ને તેનો એવડો અવેજ વાળી શકે છે. તેમાં સંગઠન રહેલું છે. તેમાં દરેક ગામડિયાની ઓળખ રહેલી છે. તેમાં ગામડિયાને સહેજે અર્થશાસ્ત્રનું, રાજ્યપ્રકરણનું જ્ઞાન આપવાનું રહ્યું છે. તેમાં બાળકોની શુદ્ધ કેળવણીનો સમાવેશ થાય છે. અને આ કાર્ય કરતાં ગામડાંની અનેક હાજતો, ખામીઓ વગેરેનું દર્શન થાય તેમ છે.

આ ખાદીના કાર્યમાં કંઈ રાજા પ્રજા વચ્ચે વિરોધ થવાનો સંભવ નથી એટલું જ નહિ, પણ બન્નેનો સંબંધ મીઠો થવાની આશા રાખી શકાય. એ આશાનું ફળીભૂત થવું સેવકની વિવેકબુદ્ધિ ઉપર આધાર રાખે. તેથી રેંટિયાને પ્રધાન પદ આપવાનું આ રાજકીય પરિષદને કહેતાં હું નથી લજવાતો, નથી અચકાતો.

એ જ પ્રમાણે અસ્પૃશ્યતાનું કામ છે. અસ્પૃશ્યતા દૂર કરવી એ હિંદુમાત્રનું પરમ કર્તવ્ય છે. આમાં પણ કોઈ રાજા વચ્ચે ન જ પડે. હરિજનની સેવા કરી, તેની આંતરડીની દુવા લઈ, હિંદુઓ આત્મશુદ્ધિ કરે તેમાંથી ચમત્કારિક શક્તિ પેદા થાય એવી મારી દૃઢ માન્યતા છે. અસ્પૃશ્યતા એ હિંદુધર્મ ઉપર મહાન કલંક છે. તે કલંકને કાઢવું આવશ્યક છે. એ કાર્ય

કરતાં પણ સેવક પ્રજાની સાથે પ્રેમની ગાંઠ બાંધશે. જે હિંદુ હરિજનની સેવા કરશે તે હિંદુધર્મનો તારક થશે ને હરિજન ભાઈબહેનોનાં હૃદયનો સમ્રાટ બનશે.

રાજ્ય બે પ્રકારનાં છે. એક દંડના ભયથી મળે છે, બીજું પ્રેમના મંત્રથી સધાય છે. પ્રેમમંત્રથી સધાયેલું રાજ્ય દંડના ભયથી પ્રાપ્ત થયેલા રાજ્ય કરતાં હજારોગણું વધારે અસરકારક ને સ્થાયી છે. જ્યારે આ રાજકીય પરિષદના સભ્યો આવી સેવા કરી તૈયાર થશે ત્યારે તેમને પ્રજાની વતી બોલવાનો અધિકાર મળશે ને ત્યારે પ્રજામતની સામે કોઈ પણ રાજાનું થવું અશક્ય થઈ પડશે. ત્યારે જ પ્રજાનો અસહકાર સંભવી શકે.

પણ રાજાઓ વિષે મારો એવો વિશ્વાસ છે કે તેઓ આવા ધાર્મિક પ્રજામતને તુરત ઓળખી જશે. આખરે રાજાઓ પણ હિંદી જ છે. તેમને આ જ દેશ સર્વસ્વ છે. તેમનું હૃદય પીગળી શકે એમ છે. તેમની પાસેથી લોકસેવા લેવી હું સહજ કાર્ય સમજું છું. આપણે ખરો પ્રયત્ન નથી કર્યો. આપણે ઉતાવળિયા થયા છીએ. આપણી શુદ્ધ તૈયારીમાં આપણો વિજય છે — રાજા પ્રજા ઉભયનો વિજય છે.

## હિન્દુ-મુસલમાન

ત્રીજો પ્રશ્ન હિન્દુ-મુસલમાન ઐક્યનો છે. મારી પાસે કાઠિયાવાડના એક બે પત્રો આવ્યા છે તે ઉપરથી જણાય છે કે આ પ્રશ્ન કાઠિયાવાડમાં પણ ધૂંધવાઈ રહ્યો છે. હિન્દુ-મુસલમાન વચ્ચે એકસંપ હોવો જ જોઈએ એ વિષે કંઈ કહેવાની જરૂર હોય નહિ. સેવકમાત્ર પ્રજાનું અંગ ભૂલી નથી શકતો.

## મારું ક્ષેત્ર

હું જાણું છું કે મારું ભાષણ ઘણાને અધૂરું લાગશે, નીરસ પણ લાગશે. પણ હું મારા ક્ષેત્રની બહાર જઈને કંઈ વહેવારુ કે ઉપયોગી સલાહ નહિ આપી શકું. મારું ક્ષેત્ર નિર્મિત થઈ ગયું છે. તે મને પ્રિય છે. હું અહિંસાના મંત્રથી મુગ્ધ થયો છું. મારે સારુ તે પારસમણિ છે. હું જાણું છું કે દુઃખથી નમ્ર હિન્દુસ્તાનને અહિંસાનો મંત્ર જ શાંતિ આપી શકે તેમ છે. મારી દૃષ્ટિએ અહિંસાનો માર્ગ કાયરનો કે નામર્દનો નથી. અહિંસામાં ક્ષત્રીધર્મની પરિસીમા છે; કેમકે તેમાં અભયની સોળે કળા સંપૂર્ણતાએ ખીલી નીકળે છે. તે ધર્મના પાલનમાં પલાયનને, હારને અવકાશ જ નથી. એ ધર્મ આત્માનો હોઈ દુઃસાધ્ય નથી. સમજે તેને તે સહેજે સ્ફુરી નીકળે છે. ભારતભૂમિને એ સિવાય બીજો ધર્મ અનુકૂળ આવનાર નથી એવો મને વિશ્વાસ છે. ભારતભૂમિને સારુ એ ધર્મનું નિશાન રેંટિયો છે. કેમકે તે જ દુખિયાનો વિસામો છે, તે જ કંગાલની કામધેનુ છે. પ્રેમધર્મને નથી દેશની, નથી કાળની મર્યાદા. તેથી મારું સ્વરાજ ભંગી, ઢેડ, દૂબળાં, ને અપંગમાં અપંગની નોંધ લે છે. રેંટિયા સિવાય તે નોંધ લેનારી બીજી વસ્તુ હું જાણતો નથી.

મેં તમારા સ્થાનિક પ્રશ્નોની ચર્ચા કરી નથી. મને તેનું પૂરું જ્ઞાન નથી. દેશી રાજ્યોમાં કેવું તંત્ર જોઈએ એ પ્રશ્નમાં હું ઊતર્યો નથી કેમકે તેનું ઘડતર તમારા હાથમાં રહ્યું છે. પ્રજામાં શક્તિ આવે એવા ઇલાજો શોધવા ને યોજવા એ મારું ક્ષેત્ર છે, કેમકે પ્રજામાં શક્તિ આવે તો તે પોતાનો માર્ગ શોધી લે છે. રાજાને હું સેવકરાજ તરીકે જ સહન કરું

છું. પ્રજા શેઠ છે. પણ શેઠ ઊંઘે તો સેવક શું કરે? તેથી પ્રજાજાગૃતિને સારુ પ્રયત્ન કરવામાં બધું આવી જાય છે.

આવી મારી કલ્પના હોવાથી મારા કાલ્પનિક સ્વરાજમાં દેશી રાજ્યોને સ્થાન છે ને પ્રજાને પોતાના હકનું પૂર્ણ રક્ષણ છે. હકનું બીજ ફરજ છે. તેથી મેં આ ભાષણમાં બન્નેના ધર્મની જ, બન્નેની ફરજની જ નોંધ લીધી છે. આપણે બધા આપણી ફરજ અદા કરીએ તો હક તો આપણી પાસે જ છે. જો ફરજ છોડી હકને બાઝવા જઈશું તો તે ઝાંઝવાનાં નીર જેવા છે. જેમ તેની પાછળ જઈએ તેમ તે નાસે છે. એ જ વસ્તુ કૃષ્ણે તેની દિવ્ય વાણીમાં ગાઈ બતાવી: 'હે રાજા, કર્મનો જ તને અધિકાર છે; ફળનો કદી ન હજો.' કર્મ તે ધર્મ છે; ફળ તે હક છે.

નવજીવન, ૮–૧–૧૯૨૫

## ૧૫

# કાઠિયાવાડ રાજકીય પરિષદ

## બે ભાષણો

### ૧

### આરંભનું ભાષણ

આ પરિષદનું પ્રમુખપદ લેવામાં મને અત્યંત આનાકાની હતી એ મેં મારા ભાષણમાં જણાવેલું છે. પણ માણસ ધારે છે કાંઈ અને ઈશ્વર કરે છે કાંઈ. આના દાખલા મારા જીવનમાં મેં અનેક વખત જોયા છે. અને એવાં એક પણ વિચારશીલ સ્ત્રી કે પુરુષ નહિ હોય કે જેને એનો અનુભવ ન થયો હોય.

આ પરિષદમાં મારે એક જ વસ્તુને પ્રાધાન્ય આપવું પડશે એમ પણ માન્યું હતું, પણ સારે નસીબે હવે મારે બે વસ્તુને પ્રાધાન્ય આપવું પડશે. એક વસ્તુ તો ખાદી, જેના જેવી બીજી એકે વસ્તુ મને પ્રિય નથી. કેટલાક મને રેંટિયા-ઘેલો — ખાદીઘેલો માને છે, અને એ વાત સાચી છે. કારણ, આશકને જ માશુકની ખબર પડી શકે છે. આશક જ મહોબત, પ્રેમ, ઇશ્ક શું છે તે કહી શકે છે. હું આશક છું એટલે મને જ ખબર પડી શકે કે મારો પ્રેમ એ શું છે અને મારામાં શા અંગાર ધગી રહ્યા છે. પણ એ અંગાર વિષે હું ઉદ્ગાર નથી કાઢવા ઇચ્છતો.

આ રાજકીય પરિષદ છે, અને તમે રાજકીય વસ્તુની ચર્ચાની આશા રાખતા હશો. મારામાં તો ખેડૂતના ભાવ રહેલા છે. જોકે હું જન્મ્યો છું વણિક અને જોકે મારા પિતા અને પિતાના પિતા મુત્સદ્દીગીરી કરતા આવ્યા છે, છતાં મારામાં એ મુત્સદ્દીગીરી નથી, અથવા હોય તો હું લાચાર છું. પણ મારામાં એક બીજી વસ્તુ પણ છે — જે વારસામાં નથી મળેલી, પણ મેં મેળવેલી છે — તે ખેડૂતપણું, ભંગીપણું, ઢેડપણું — જે કાંઈ જગતનું ઉતારપણું કહેવાય છે એ મારામાં રહેલું છે. એવા મારા ખવાસ કોઈ હું 'રાજકીય'નો અર્થ તમે કરો તેવો — મુત્સદ્દીગીરી — નહીં કરું. મારા જેવો 'રાજકીય' વિષયનો વિચાર કરતાં રાજ્યબંધારણનો વિચાર ન કરે, કારણ ખેડૂત ખેતરની દેખરેખ ભાષણોથી ન કરી શકે, કેવળ હળથી જ કરી શકે. ગમે તેટલા તાપતડકામાં પણ તેનાથી હળ ન છોડાય. વણાટનો ધંધો કરનાર પણ કેવળ ઉદ્યમ કરે તો જ પોતાનો ધંધો સાધી શકે. 'રાજકીય'નો સામાન્ય અર્થ ભાષણો કરવાં, આંદોલનો કરવાં, રાજાની ખામીઓ જોવી. પણ મેં એથી ઊલટો જ અર્થ કર્યો છે. હિંદુસ્તાન બહારની મારી ૨૨ વર્ષની કારકિર્દીમાં પણ મેં એથી ઊલટો જ અર્થ કરેલો. પણ ડુંગર દૂરથી રળિયામણા લાગે, તેમ મને પણ લોકો રાજકારણી એટલે મુત્સદ્દી માનતા આવ્યા છે. મને મુત્સદ્દી કામ કરતાં આવડે છે, પણ મારું મુત્સદ્દીપણું બીજી જાતનું છે. તેમાં વિવેક અને પ્રેમ રહેલો છે, તેમાં ખટપટને સ્થાન નથી; અને ખટપટથી જેટલું કામ લેવાય છે તેના કરતાં વિવેક અને પ્રેમથી હજારોગણું કામ લેવાય છે. અને એમાં ખેડૂતના, ભંગીના, ઢેડના, સૌના હિતનો વિચાર આવી જાય છે. તમે

જાણો છો કે મેં મહાસભા આગળ પણ 'રાજ્યપ્રકરણ'ની આવી જ વ્યાખ્યા કરી હતી, અને તેમ કરતાં હું લજવાયો નહોતો. એ જ દૃષ્ટિએ ખાદીની વાતનો મેં રાજકાજમાં સમાવેશ કર્યો છે. મારો દાવો છે કે મારી વાત ડાહી અને જ્ઞાનની છે, અને મને લાગે છે કે એક વખત તમે કહેશો કે ગાંધીએ રેંટિયાની કરેલી વાતમાં અતિશય ચતુરાઈ, જ્ઞાન અને ડહાપણ હતાં. આજે લોકો જ્યારે મને હસે છે અને કહે છે કે રેંટિયો એ ગાંધીનું રમકડું છે, ત્યારે મને દયા આવે છે; અને તેઓ મને ગમે તેટલા હસશે તોપણ હું ખાદીની વાત છોડવાનો નથી.

હવે બીજી વાત ઉપર આવું છું. મારા અહીં આવવાની વાત થઈ, અને 'નવજીવન'માં મેં જ્યારથી લખ્યું કે ઢેડાને જુદું સ્થાન આપશો તો મારે માટે તેમની વચ્ચે જ સ્થાન રાખવું પડશે, ત્યારથી ભાવનગરમાં ખળભળાટ મચી રહ્યો છે. કાઠિયાવાડમાં અસ્પૃશ્યતા શું છે તે મેં આંખે જોયેલું છે. મારી પૂજનીય માતા ભંગીને અડવામાં પાપ માનતી, પણ તેથી તેની સામે મને ઘૃણા નથી. પણ માબાપના કૂવામાં મારે નથી ડૂબી મરવું. મારાં માબાપે તો મને સ્વતંત્રતાનો વારસો આપેલો છે. અને આજે હું તેમના વિચારોથી ઊલટા વિચાર કરું છું, તોપણ મને તો ખાતરી છે કે મારી માતાનો આત્મા કહેશે, 'ધન્ય છે દીકરા, તને ધન્ય છે.' કારણ તેણે મને આપેલી પ્રતિજ્ઞાઓમાં કોઈને અડવામાં પાપ છે એ વસ્તુ નહોતી. તેણે મને વિલાયત મોકલતાં ત્રણ પ્રતિજ્ઞાઓ આપેલી, પણ એવી પ્રતિજ્ઞા મારી પાસે નહોતી લેવડાવી કે વિલાયતમાં જાય ત્યાં અસ્પૃશ્યતાને ધર્મ સમજજે. હું જોઉં છું કે ભાવનગરમાં આજે નાનો સરખો (અથવા મોટો — હું જાણતો

નથી ) ખળભળાટ ઉત્પન્ન થઈ રહ્યો છે, અને નાગરો, વાણિયા અને બીજા અકળાઈ રહ્યા છે. તેમનામાંના જેઓ અહીં હોય, જેઓ એમ માનતા હોય કે ગાંધી ભ્રષ્ટ થયો છે અને સનાતન ધર્મની જડ ઉખેડવા બેઠો છે, તેમને હું વિવેક અને દૃઢતાપૂર્વક કહેવા માગું છું કે ગાંધી સનાતન ધર્મની જડ નથી ઉખેડવા બેઠો, ગાંધી જે કહે છે તેમાં જ સનાતન ધર્મની જડ રહેલી છે. તમારામાં ભલે કોઈ પંડિત હોય, તેઓએ ભલે વેદનો શબ્દેશબ્દ ગોખ્યો હોય, તોયે તેમને કહીશ કે તમારી મોટી ભૂલ થાય છે; સનાતન ધર્મની જડ તેઓ જ ઉખેડે છે જેઓ અસ્પૃશ્યતાને હિંદુધર્મનું મૂળ માને છે. એ માન્યતામાં દૂરંદેશી નથી, એમાં વિચાર નથી, વિવેક નથી, વિનય નથી, દયા નથી, એમ હું આદરપૂર્વક જણાવવ. માગું છું. અને મારા વિચારમાં હું એકલો જ રહી જાઉં તોપણ હું છેવટ સુધી કહીશ કે, અસ્પૃશ્યતાનો આજે આપણે જે અર્થ કરીએ છીએ તેને હિંદુધર્મમાં સ્થાન આપીશું તો હિંદુધર્મને ક્ષયરોગ થશે, અને એ ઘાસણીના પરિણામે તેનો નાશ થવાનો છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોને હું કહું છું કે હિંદુસ્તાનનો ઉદ્ધાર મુસલમાનો ઉપર આધાર નથી રાખતો, ઇસાઈઓ ઉપર નથી રાખતો, જેટલો હિંદુઓ પોતાનો ધર્મ કેવી રીતે જાળવે છે તેના ઉપર રાખે છે. કારણ મુસલમાનોનું કાશીવિશ્વનાથ અહીં નથી પણ મક્કામાં છે, ઇસાઈઓનું જેરુસેલમમાં છે, પણ તમે તો હિંદુસ્તાનમાં જ વસીને મોક્ષ મેળવી શકવાના છો. આ યુધિષ્ઠિરની ભૂમિ છે, આ રામચંદ્રની ભૂમિ છે, ઋષિમુનિઓએ આ ભૂમિમાં તપશ્ચર્યા કરી, અને તેમણે જ સંભળાવેલું કે આ કર્મભૂમિ છે, ભોગભૂમિ નથી. એ ભૂમિના

વાસીઓને કહું છું કે હિંદુધર્મ આજે ત્રાજવામાં છે, અને જગતના બધા ધર્મો સાથે આજે તેની તુલના થઈ રહેલી છે, અને જે વસ્તુ અક્કલની બહાર હશે, દયાધર્મની બહાર હશે તે વસ્તુનો હિંદુધર્મમાં સમાવેશ હશે તો તેનો ખચીત નાશ જ થવાનો છે. દયાધર્મનું મને ભાન છે, અને એ ભાનને લીધે હું જોઈ રહ્યો છું કે હિંદુધર્મ નીચે કેટલું પાખંડ, કેટલું અજ્ઞાન ચાલી રહ્યું છે. એ પાખંડ અને અજ્ઞાનની સામે હું જરૂર પડયે એકલો ઝૂઝીશ, એકલો રહીને તપશ્ચર્યા કરીશ, અને એનું જ રટન કરતો મરીશ. કદાચ એવું બને કે હું ગાંડો થઈ જાઉં, અને ગાંડપણમાં હું કહું કે મેં મારા અસ્પૃશ્યતા વિષેના વિચારોમાં ભૂલ કરી હતી, અને હું કહું કે અસ્પૃશ્યતાને હિંદુધર્મનું પાપ જણાવવામાં મેં પાપ કરેલું હતું. તે દિવસે તમે માનજો કે હું ડરી ગયો છું, હું ઝીક ઝીલી નથી શકતો, અને અકળાઈને જ હું મારા વિચારો પાછા ખેંચી લઈ રહ્યો છું.. તમે તે વેળા એમ જ માનજો કે હું મૂર્છિત દશામાં એવી વાત કરી રહ્યો છું.

હું આજે જે વાત કરી રહ્યો છું તેમાં મારો સ્વાર્થ નથી, તેમાંથી મને પદવી નથી જોઈતી. પદવી તો મને ભંગીની જોઈએ છે. સફાઈ કરવાનું કામ એ કેવું પુણ્યકાર્ય છે! એ કામ કાં તો બ્રાહ્મણ કરી શકે, કાં તો ભંગી કરી શકે. બ્રાહ્મણ એ જ્ઞાનપૂર્વક કરે, અને ભંગી અજ્ઞાનપૂર્વક કરે. મને બંને પૂજ્ય છે, આદરણીય છે. એમાંથી એકેનો લોપ થાય તો હિંદુધર્મનો લોપ થવાનો છે.

અને સેવાધર્મ મને પ્રિય છે એટલે જ મને ભંગી પ્રિય છે. હું તો ભંગીની સાથે ખાઉં છું પણ ખરો, પણ તમને નથી કહેતો કે તમે પણ તેની સાથે ખાઓ, રોટીબેટીવ્યવહાર કરો.

તમને શી રીતે કહી શકું? હું તો ફકીર જેવો છું — સાચો ફકીર છું કે નહીં તેની મને ખબર નથી. હું સાચો સંન્યાસી છું કે નહીં તેની પણ મને ખબર નથી. પણ સંન્યાસ મને ગમે છે. મને બ્રહ્મચર્ય પ્રિય છે, પણ હું સાચો બ્રહ્મચારી છું કે નહીં તેની મને ખબર નથી. કારણ બ્રહ્મચારીને દૂષિત વિચાર આવતા હોય, સ્વપ્નામાં પણ વ્યભિચારના વિચાર કરે તો હું માનું કે તે બ્રહ્મચારી નથી. મારાથી રોષમાં એક પણ શબ્દ બોલાય, દ્વેષમાં કાંઈ પણ કાર્ય થાય, મારો કટ્ટામાં કટ્ટો દુશ્મન કહેવાતો હોય તેની સામે પણ હું કાંઈ ક્રોધમાં વચન ઉચ્ચારું તો હું મને બ્રહ્મચારી ન કહી શકું. એટલે સંપૂર્ણ બ્રહ્મચારી કે સંન્યાસી હું છું કે કેમ તે હું નથી જાણતો, તોપણ મારો પ્રવાહ અને મારું જીવન તે દિશામાં ચાલી રહ્યું છે એમ જરૂર કહું. અને એવી દશા હોઈ મારાથી એમ ન કહેવાય કે કોઈ ભંગીની દીકરી અથવા કોઈ કોઢિયલ માણસ મારી સેવા ચહાતાં હોય તો મારાથી તેની સેવા ન થાય, મને પોતાના હાથનું ખવડાવવા ચહાતાં હોય તો તે મારાથી ન ખવાય. પછી ઈશ્વરની ઇચ્છા હોય તો મને બચાવે, નહીં તો મને મારે, પણ મારે તો કોઢિયલની સેવા કરવી જ રહી. એમ કરતાં, ઈશ્વરને ગરજ હોય તો મને રાખે એવો પણ દાવો કરું. કારણ ભંગીને, કોઢિયલને, ઢેડને ખવડાવીને ખાવું એ જ મારો ધર્મ સમજું છું. પણ તમે કોઈ વહેવારધર્મે ખાવા-પીવા માટે બાંધેલી મર્યાદાનું ખંડન કરો એમ હું નથી કહેતો. તમારી પાસે તો એટલું જ ઇચ્છું છું કે તમે પાંચમો વર્ણ ન બનાવો. ઈશ્વરે ચાર વર્ણ રચેલા છે, અને તેનો અર્થ હું સમજી શકું છું, પણ તમે પાંચમો અસ્પૃશ્યનો ન પેદા કરો.

અસ્પૃશ્યતા મારાથી સહન જ નથી થતી, મને એ શબ્દ સાંભળીને આઘાત પહોંચે છે. જેઓ મારો વિરોધ કરે છે તેમને હું કહું છું કે તમે વિચાર કરો, તમે મારી સાથે આવીને ચર્ચા કરો, સમજી જાઓ કે હું શી લવરી કરી રહ્યો છું; તમે વિવેક અને વિચાર છોડી વાત કરી રહ્યા છો તેની અસર નહિ પડે. આજે મારી પાસે બે પંડિતની સહીથી તાર આવેલો છે. તે પંડિત મહાશયોને હું ઓળખતો નથી. પણ તેમાં તેમણે લખેલું છે કે, 'હિંદુધર્મનો આશરો લઈને અને પંડિતોને નામે તમારી સામે જે આક્ષેપો થઈ રહ્યા છે તે ખોટા છે, અને અમારા વર્ગના લોકોની સહીના આપને કાગળો મોકલીશું જેમાંથી તમને જણાશે કે અનેક શાસ્ત્રીઓ તમને સાથ આપે છે, જોકે તમે જેટલા જોરથી કામ લઈ રહ્યા છો તેટલા જોરથી અમારાથી કામ નથી લેવાતું; કારણ તમે નીડર રહ્યા. અમારે ઘણા વિચાર કરવા પડે.' દ્રોણાચાર્ય અને ભીષ્માચાર્ય પાસે આવીને શ્રીકૃષ્ણે કહ્યું કે, 'તમે પાંડવોની સામે લડશો?' તો તેમણે કહ્યું કે, 'ભાઈ, અમારે આજીવિકાની પડી છે, એટલે શું કરીએ?' આપણી મધ્યે પણ ઘણા દ્રોણાચાર્યો અને ભીષ્માચાર્યો પડેલા છે. તેમને પેટ પડ્યું છે ત્યાંસુધી તેઓ બિચારા શું કરે? એમનાથી કાંઈ નથી થઈ શકતું તેમાં તે વિદ્વાનોનો દોષ નથી, પણ વિધિનો દોષ છે, સંજોગોનો દોષ છે. પણ તેઓ મનમાં તો માને છે કે ગાંધી સારું કરી રહ્યો છે, અને તેમની આંતરડી મને દુવા દઈ રહી છે. પણ તે સાથે એક બીજી વાત પણ કહું: હું તો સત્યાગ્રહી છું, મારવું નહિ પણ મરવું એ મારો ધર્મ છે, એટલે હું મારે રસ્તે જ કામ લેવાનો. એટલે તમને એક વિનંતી કરું. જો તમને એમ

લાગે કે અસ્પૃશ્યતા હિંદુધર્મની જડ છે તો તમે તેમ માનજો, પણ મને પણ એ હિંદુધર્મનું પાપ છે એમ માનવાનો અધિકાર આપજો. તમે બની શકે તો હિંદુ સંસારના હૃદયને જાગૃત કરજો, અને મને પણ તેમ કરવાનો તેટલો જ અવકાશ આપજો. સત્યાગ્રહી તો એકમાર્ગી છે, તેને બીજાની સાથે સંતલસ નથી કરવાની, સુલેહનામું નથી કરવાનું. એટલે તમારી સાથે પ્રેમભાવે વર્તવાનું હું વચન આપીશ. જો હું એકલો રહી જાઉં તો દૂર રહી, 'છેટે છેટે' કરીને પોકાર કરીશ.

મને આજે અસ્પૃશ્યતાનિવારણના કામમાં જેઓ સાથ દઈ રહ્યા છે તેમને હું કહું છું—ઢેડભંગીઓને પણ કહું છું—કે તમને જેઓ ગાળો દે તેને સહન કરજો; તુલસીદાસ કહી ગયા છે કે દયા એ ધર્મનું મૂળ છે, એટલે પ્રેમ છોડશો તો બાજી હારશો; તમે જેઓ અસ્પૃશ્યતાને પાપ માનો છો તેઓ તમારા વિરોધીઓનો તિરસ્કાર કરવાના પાપમાં ન પડશો, તમને ગાળો દેનારા સાથે હસીને બોલજો. તમે હૃદયથી તેમની સાથે પ્રેમ કરશો અને શુદ્ધ આચાર અને વ્યવહાર રાખશો તો આ અસ્પૃશ્યતારૂપી પાપ ચાલ્યું જશે.

પણ અહીં કાઠિયાવાડમાં આવો વિરોધ થાય તે મને ગળે નથી ઊતરતું. કાઠિયાવાડ તો સુદામાજીની ભૂમિ, કાઠિયાવાડ કૃષ્ણનો વાસ, અહીં તો અનિરુદ્ધ રહેલા. જે ભૂમિમાં યોદ્ધાઓએ પોતાનાં લોહી રેડેલાં તે ભૂમિમાં અસ્પૃશ્યતાને સ્થાન મળે તો હું ક્યાં જઈશ? મને ભંગીઓ કહે છે કે, અહીંની દશા તો એટલી બૂરી છે કે કાઠિયાવાડ બહારના ગુજરાતમાં પણ એવી બૂરી દશા ક્યાંયે નહિ હોય. આ સાંભળીને મારું હૃદય રડે છે.

નારણદાસ સંઘાણી એ કોણ? એ તો મારો દીકરો છે. એક વખત એવો હતો કે એ મારું પાયેલું પાણી પીતો, મારો કેવળ સેવક બનીને રહેલો હતો. એણે પોતાની આખી 'લાયબ્રેરી' મને આપેલી. પણ એને પ્રભુએ હવે કુમતિ આપી છે. હું ખરેખર માનું છું કે પ્રભુએ એની મતિ બગાડી છે. છતાં મારે મન તો હજી પણ એ દીકરો જ છે. હું માનું છું કે એનું તોફાન લાંબો વખત નહિ ચાલે. એણે જે પ્રતિજ્ઞા કરી છે તે કદાચ ન ફળે. પણ જો ઇશ્વર કરે અને એ ફળે, અને મારા ઉપર એ હાથ ઉગામે અને હુમલો કરે તો હું કહીશ કે, 'ભલે તેં એ કર્યું,' અને તે વેળા હું એને આશીર્વાદ દઈશ. પ્રહ્‌લાદે પોતાના પિતાનું કહેલું ન માન્યું; તેણે એમ જ કહ્યું કે મારા પિતા મારી પાસે અધર્મ કરાવવા ઇચ્છે, મને કુમાર્ગે દોરવા ઇચ્છે તો તે વેળા પિતાનો અનાદર કરવો એ ધર્મ છે. આજે નારણદાસ સંઘાણી એમ માને કે તે પોતે મારો પહેલા ખોળાનો દીકરો છે, તોપણ હું ભ્રષ્ટ થયો છું અને મારો સંહાર કરવો જોઈએ, તો તેણે જરૂર મારો સંહાર કરવો. એ સંહાર કરતાં કરતાં એની આંખોનાં પડળ ખૂલશે, અને પછી તમારી પાસે આવી માથું નમાવી તે પ્રાયશ્ચિત્ત કરશે એવી મારી ખાતરી છે. એ તો બાળક છે, એ જુવાન છે, અને હું હવે બુઢ્ઢો થયો. મારા ઉપર તો અનેકે હાથ ઉપાડ્યા છતાં હું ઊગરી ગયો છું. મને એપેન્ડિસાઈટીસનો રોગ થયો, મારા ઉપર ઓપરેશન કરવામાં આવ્યું. ઓપરેશન કરતાં દીવો હોલવાયો, અને તે વેળા કર્નલ મેડક પણ મૂંઝાયો. પણ ઇશ્વરને મને બચાવવો હતો એટલે શું થાય? ઉપનિષદની વાત છે — તેમાં પવનને પૂછવામાં આવે

છે કે તું તણખલું હલાવ, અગ્નિને કહેવામાં આવે છે કે તું તણખલું બાળ, પણ 'ન બને' કહી વાયુરાજ અને અગ્નિ નાસે છે. એવી વાત છે. પ્રભુ ન ઇચ્છે કે મારે મરવું, તો મને કોણ મારી શકે એમ છે? મારું આવરદા આવી રહ્યું હશે તો તો આમ બોલતો હોઉં, સુખમાં બેઠો હોઉં, તેવી વેળા પણ પ્રાણ કોઈ ન જાણે તેમ ઊડી જાય, અને તેને કોઈ રોકી શકવાનું નથી. પણ મેં કાંઈક વ્યવહારનો અનુભવ લીધેલો છે, કાંઈક જ્ઞાન મેળવેલું છે, એટલે તમને વિનંતિ કરું છું કે મારી વાત માનજો ને નારણદાસ ઉપર દયા કરજો. મારે માટે હું તમારી પાસેથી દયા નથી માગતો, દયા તો હું ઈશ્વર પાસેથી જ માગું છું, પણ તમારી પાસેથી હું સાચા સૈનિકની પ્રતિજ્ઞા માગું છું. અને તમને કહું છું કે તમે પ્રતિજ્ઞા લો તો તે તમારે પાળવી જ પડશે. વગરવિચારે પ્રતિજ્ઞા લેશો તો હું બહુ ભારે પડીશ. પણ તમારી પાસે લીધેલી પ્રતિજ્ઞા હું તો પળાવીશ. એટલે કાલે જોઈ વિચારી ચેતીને અહીં આવજો.

તમારી ૩૦ મિનિટ લેવી હતી, પણ મેં ૩૫ મિનિટ લીધી છે; એ પાંચ મિનિટનો મને અધિકાર નહોતો, પણ ભંગીને અર્થે તમે મને એ છૂટ આપી છે અને તમારી પાસે મેં લીધી છે.

૨

## ઉપસંહારનું ભાષણ

જ્યારે જ્યારે હું કાઠિયાવાડમાં આવ્યો છું ત્યારે ત્યારે મારા પ્રત્યે અપૂર્વ પ્રેમનો મેં અનુભવ કર્યો છે. એ જ પ્રેમનો

અનુભવ આ વેળા પણ કર્યો છે. અને તેમાં આશ્ચર્યની વાત નથી. હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં કાઠિયાવાડ જ નજરે પડે છે— એટલે કે પ્રેમનો વરસાદ વરસાવવામાં આવે છે. પણ હું તો તમારી પાસે એક અલૌકિક વસ્તુ માગું છું. તમારા પ્રેમથી હું અકળાઈ જાઉં, કારણ તમે જે વાત કબૂલ કરો તેનો અમલ ન કરો તો મારે માટે તમારો પ્રેમ પોષક નહિ પણ ઘાતક નીવડવાનો છે. એ પ્રેમથી હું ચડી તો ન જ શકું, પણ મને આળસ ચડે અને હું જાગ્રત ન રહું તો મારી અધોગતિ થાય. પ્રેમથી છલકાઈ જાઉં એવો મારો સ્વભાવ નથી, પણ જો તે પ્રેમનું કાર્યમાં પરિવર્તન ન થાય તો તમારી અને મારી વચ્ચેના સંબંધનું શું થાય? એ સંબંધ જાહેર છે, ખાનગી નહિ. તમારી સેવાને માટે તમારી સાથે સંબંધ છે. તમે મને ખાનગી નિમંત્રણ આપો તો કદાચ હું ન સ્વીકારી શકું, પણ તમે મને જાહેર સેવાને માટે ગમે ત્યારે બોલાવી શકો છો. એટલે તમારા પ્રેમનું પરિવર્તન જાહેર કામમાં ન થાય ત્યાંસુધી એ પ્રેમની કિંમત નથી. એ પ્રેમની ઈશ્વરના દરબારમાં ભલે કિંમત હોય, પણ હું તો તમારો વ્યાવહારિક મિત્ર એટલે વ્યાવહારિક પ્રેમ માગું. હું પ્રાકૃત માણસ રહ્યો, મારામાં રાગદ્વેષ રહેલા છે, લાગણીઓને દબાવવી એ મારો ધર્મ છે. એટલે હમેશાં ચિત્તની વૃત્તિના નિરોધનો પ્રયત્ન કરું. એટલે પ્રેમ પણ એવો ઇચ્છું, પ્રેમને એવું સ્વરૂપ આપું કે તેથી ચિત્તવૃત્તિ શાંત થાય, એવું સ્વરૂપ આપું કે જેથી હું બળું નહિ. પ્રેમ એ અગ્નિ સમાન છે: તેનો સદુપયોગ થાય તો પાવક અગ્નિની જેમ તે શુદ્ધ કરે, નહિ તો તે સામાન્ય અગ્નિની જેમ બાળે. હું બળી જવા

નથી માગતો, એટલે તમારો મારા પ્રત્યેનો પ્રેમ દેશકાર્યમાં વપરાય તો જ તેનું શુદ્ધ પરિવર્તન છે. એટલે તમે આટલી કબૂલાત આપ્યા છતાં કાંઈ કામ નહિ કરો અને મને નિરાશ કરશો તો કાઠિયાવાડનું શું થશે, એનો ખૂબ વિચાર કરજો.

ગઈ રાતે વિષયવિચારિણી સભામાં ઘણી વાતો તમે મારા ઉપર છોડી દીધી. તમે ઠરાવોનો મોટો ખરડો કરીને લાવેલા, એવી આશાથી કે પેટ ભરીને દુઃખનાં વર્ણન કરીશું, અને તે વર્ણનથી જ દુઃખ ઓછું કરીશું. પણ મેં તમને સલાહ આપી કે તમે વર્ણન કરવાનું છોડી તમારી શક્તિ કેળવતા થઈ જાઓ; અને તમે મારી સલાહ માની. એ સલાહ તમે માની તેનું કારણ એ નથી કે હું મોટો માણસ છું, પણ એ કારણ છે કે હું કામ કરનાર માણસ છું, હું અનુભવની વાત કરનાર માણસ છું. મેં તમને બીજો એકે ઠરાવ નથી કરવા દીધો, રાજાઓની સામે તમારી ફરિયાદોની જાહેરમાં ચર્ચા નથી કરવા દીધી, બલ્કે તમારાં મોં બંધ કર્યાં છે, તેથી એમ ન સમજજો કે તેથી મેં મારું પણ મોં બંધ કર્યું છે અને હું હવે સૂઈ જવા માગું છું. તમને ચૂપ કરીને મેં મોટો બોજો વહોરી લીધો છે. હું સૂઈ જવા માગતો નથી, હું તો આખું વર્ષ કામ કરવા માગું છું. પણ મારો રસ્તો જુદો છે. તમને મેં જે સલાહ આપી છે તેમાં મનુષ્ય વિષે, અને તેથી જ કાઠિયાવાડના રાજ્યકર્તાઓ વિષે મને વિશ્વાસ રહેલો છે તેનું દર્શન છે. અમૃતસરમાં મૉન્ટેગ્યુ સાહેબને ન વગોવવાની મેં સલાહ આપેલી તેમાં પણ તેનો અને રાજા જ્યૉર્જનો અવિશ્વાસ ન કરવો એ વાત રહેલી હતી. મેં તે વેળા કહેલું કે સુધારા લઈ લો, અને સુધારાની

નીચે જેટલી શક્તિ કેળવાય તેટલી કેળવો. અને મહાસભાએ મારી સલાહ અર્ધીપોણી કબૂલ રાખેલી. આનું કારણ શું? તે વેળા તો મારી સાથે લડનાર લોકમાન્ય તિલક મહારાજ જેવા યોદ્ધા હતા. તેમણે મારું કહેવું કેમ કબૂલ કર્યું હશે? એટલા જ માટે કે તેમને લાગેલું કે ગાંધી કહે છે તે ઠીક કહે છે, એટલે તેમણે એક શબ્દ બદલીને મારી વાત કબૂલ રાખેલી. મેં તેમને કહેલું: 'આજે વિશ્વાસ રાખી સુધારા સ્વીકારો. તમે અને હું જે દિવસે નિરાશ થઈશું, જે દિવસે સુધારા એ સુધારા નહિ પણ ધૂંસરી લાગશે, તે વેળા તેનો ત્યાગ કરીશું, અને તે વેળા તેની નિંદા કરવાનો અધિકાર આપણને પ્રાપ્ત થશે. આજે આપણને એ અધિકાર નથી, કારણ આજે તો મૉંટેગ્યુ કહે છે કે તમને જેટલું અપાય એટલું આપવાનો મેં પ્રયત્ન કર્યો છે. લૉર્ડ સિંહ જેઓ જાણકાર છે, પરાક્રમી પુરુષ છે, દેશપ્રેમી છે, તેઓ પણ કહે છે કે સુધારા લઈ લો.' વળી શહેનશાહના ખરીતાના શબ્દોમાં પણ માધુર્ય હતું. એ બધા વિચારે મેં સુધારા સ્વીકારવાની સલાહ આપેલી. આ વિશ્વાસની સ્થિતિમાંથી અસહકારની ઉત્પત્તિ થઈ. આજે પણ હું વિશ્વાસ રાખવાનો પ્રયોગ સૂચવી રહ્યો છું. પણ ૧૯૧૯ની ઉપમાને છેક છેડા સુધી ન ખેંચશો. તેનો તમે એટલો અર્થ કરવાને અધિકારી છો કે હું સૂઈ જવાનો નથી. તમે મારી આગળ જેટલી વાતો કહી છે તેમાં વધારે દુઃખની રાડો મારી પાસે આવી છે. તે બધી સાચી છે કે ખોટી તેની મને ખબર નથી. જો તે સાચી જ સાબિત થશે તો તે દૂર કરવામાં મારો જેટલો વગ હશે, જેટલી ચતુરાઈ હશે, તેનો ખર્ચ કરી નાંખીશ. રાજ્યકર્તાઓને હું મળવાનો પ્રયત્ન કરીશ. મને જો

મળવાની રજા આપશે તો તેમને હું એક દીનની જેમ મળીશ, અને જો તેઓની પરવાનગી હશે તો તેમની સાથે શું થયું તે જાહેરમાં રજૂ કરીશ. ધોરાજીવાળા મુસલમાન આવ્યા હતા તેમણે મને કહ્યું, 'આ કાઠિયાવાડ રાજકીય પરિષદ કહેવાય અને તમે અમને ધોરાજી વિષે એક શબ્દ પણ કહેવા ન દો!' મેં કહ્યું, 'ના.' કારણ તેમની ફરિયાદમાં કેટલું સાચું અને કેટલું ખોટું તેની મને ખબર નથી. ગોંડળના ઠાકોર સાહેબને હું ઓળખું છું, તેમની સાથે મને પરિચય થયેલો છે, તેમની પ્રત્યે મને માન છે, અને તેઓ બાહોશ રાજા છે એમ હું માનું છું. તેમને હાથે રૈયતનો બગાડ થાય એ મને અસહ્ય છે. એમને એક બે કે પચાસ માણસના કહેવાથી હું કેમ વગોવું? એમની નિંદા કેમ થાય? એમને હું જ્યાંસુધી મળ્યો નથી, એમના અધિકારીઓની સાથે વાતચીત કરી નથી, ત્યાંસુધી તમને કાંઈ પણ સલાહ આપવી એ મારા સ્વભાવની વિરુદ્ધ છે. એટલે મેં ધોરાજીવાળાને કહ્યું કે તમે કહો છો તેની બરોબર તપાસ કરીશ. હવે તો મૌલાના શૌકતઅલી આવી ગયા. એટલે મારામાં વધારે બળ આવ્યું છે. મારે હિંદુમુસલમાનો વચ્ચે કશો ભેદ નથી. છતાં એ લોકોને એની શી ખબર હોય? એટલે મેં એમને કહ્યું: મૌલાના અને હું બંને મળીને તમને સલાહ આપીશું. અને તેમણે પણ કહ્યું કે, 'તમે જે સલાહ આપશો તે અમે સ્વીકારીશું.'

જેમ ગોંડળનું તેમ જ જામનગરનું. જામનગર વિષે પણ ઘણી ફરિયાદ મારી પાસે આવી છે. જો રાજાને પ્રજા મિત્ર કહી શકે તો જામસાહેબ અને હું બાળમિત્ર હતા. સ્વર્ગસ્થ કેવળરામ માવજી દવેનો જામસાહેબના ઉપર ભલામણપત્ર

લઈને હું વિલાયત ગયેલો. હું એ ભલામણપત્ર લઈને શોભી શકેલો. ત્યાં અનેકવાર હું એમને મળેલો. તે વેળા જામ-સાહેબના અમે જે સમકાલીન હતા તેમને સૌને થતું કે જામસાહેબને ગાદી મળે તો કેવું સારું! પણ આજે તો તેમની બહુ નિંદા સાંભળી રહ્યો છું. તે બધી સાચી છે કે ખોટી તેની મને ખબર નથી, પણ એક પણ સાચી ન હોય એમ હું ઇચ્છું છું. અને એમ પણ ઇચ્છું છું કે પ્રજાની ઉપર જાણેઅજાણે તેમને હાથે અથવા આડકતરી રીતે જે જુલમ થયા હોય તેને તેઓ પોતાને હાથે જ ધોઈ નાંખે. તેમને ચીડવવા એ મારું કામ નથી. તેમને નમ્રતાપૂર્વક કહેવાનું મારું કામ છે, અને તેને માટે વાતાવરણ તૈયાર કરવું એ મારું કામ છે. મારા દુશ્મનોને પણ — જો કોઈ દુશ્મન હોય, દાખલા તરીકે સર માઈકલ ઓડવાયર મને દુષ્ટમાં દુષ્ટ માને છે છતાં એ સૂબો થઈને આવે તો તેને — હું ઉઘાડે પગે જઈને મળું. તો પછી જામસાહેબને હું અવિનયે મળું એ તો મારા સ્વપ્નામાંયે નથી.

એ બંને રાજ્યો વિષે મારી પાસે ફરિયાદો ભરેલી છે, પુષ્કળ સાહિત્ય આવી પડ્યું છે. પણ એનો મારાથી ઉપયોગ ન થાય જ્યાંસુધી પૂરી તપાસ કરવા માટે પૂરેપૂરા ઉપાયો નથી લીધા. એટલે જ મારાથી એમની જાહેર વગોવણી ન થઈ શકે. પણ એ ફરિયાદો હું ભૂલવાનો નથી. આ વર્ષમાં મારાથી એ દૂર કરાવવાને માટે જેટલું થાય તેટલું કરીશ, અને વર્ષની આખરે મારા કામની રોજનીશી તમારી પાસે રજૂ કરવા હું ઉમેદ રાખું છું.

હવે તમારી પાસે મારે એક વિનંતિ છે. તમે જાહેર કે

ખાનગી કડવી ટીકાથી તમારા જ કામમાં વિઘ્ન ન નાંખશો. જાહેર ટીકા કરીને રાજ્યકર્તાઓને ચીડવશો નહિ, કારણ તેઓ રાજા છે, અમલવાળા છે, અને અમલ આંધળો છે. રામચંદ્રજી કાંઈ જુગે જુગે થયા છે? ઉમર જેવા ખલીફ કાંઈ જુગે જુગે થાય? ઇસ્લામની પૂરેપૂરી જાહોજલાલીવાળા ચાર ખલીફાઓની કારકિર્દી ત્રીસ વર્ષમાં પૂરી થઈ. તે પછી જેટલા ખલીફા થયા તેમાંથી કોઈ પેલા ચારને અડે એવા નહોતા. એ જગતનો ન્યાય છે. રત્નો જ્યાં જોઈએ ત્યાં પાકતાં નથી. ખાણને ઊંડે ખોદીએ ત્યારે કોક જગ્યાએ તે જડે છે. આ કારણે રાજા જ્યારે ચિડાય, ક્રોધ કરે, ત્યારે તે બેવકૂફ છે એમ હું ન માનું. ક્રોધ તો મારામાં પણ છે, અને તમારામાં પણ છે કારણ રાજા થોડા જ યોગી છે? આપણેયે થોડા જ યોગી છીએ? એવા યોગીનો એક જ દાખલો તો જનક વિદેહીનો હતો. એક જ દાખલો, કારણ તેઓ પ્રાકૃત મનુષ્ય હોવા છતાં એવા યોગી થઈ ગયા. અને રામચંદ્રજી તો અવતારી પુરુષ કહેવાય. આ પૃથ્વીને ટીંબે જનક વિદેહી જેવો બીજો એકે પાકેલો નથી એમ ઇતિહાસ શીખવે છે. રાજા એટલે અમલદાર તો ખરા જ. અને અમલદાર થયો એટલે તેનું કાંઈક તો સહન કર્યે જ છૂટકો. આપણને પ્રજાસત્તાક રાજ મળે ત્યારે પણ કોઈક અમલદાર તો હશે જ જેનું કેટલુંક તો સહન કરવું પડશે. અરે, આ મારું જ તમને કેટલું સહન કરવું પડ્યું? મેં મારા અમલનો આંધળો ઉપયોગ નહિ કર્યો હોય? એક શાસ્ત્રીએ મારી પાસે ભાષણ કરવાની રજા માગી, તેમને મેં ન બોલવા દીધા. એક મુનિની પણ બોલવાની ઇચ્છા હતી. તેમને મેં કહ્યું કે, 'તમને બોલવાની હરીફાઈમાં ન ઊતરવા દેવાય, તમે

ઘેર ઘેર જોઈને રેંટિયા કંતાવો.' એમ કરવામાં મેં વિનય કર્યો કે અવિનય એની મને શી ખબર? પણ આ બે દિવસનો હું ગમે તેવો પણ રાજા. ગમે તેવડો હોય, ચોથા પાંચમા વર્ગનો હોય, તોયે તે રાજા; અને જ્યાં પદવી અને પદ ત્યાં રાજ્યાધિકાર; જ્યાં રાજ્યાધિકાર હોય ત્યાં ક્રોધ અને અન્યાય માટે અવકાશ રહેલો છે. એટલે રાજ્યકર્તાના અમલથી મળતા કડવા ઘૂંટડા આપણે પીવા જ રહ્યા.

આપની પાસે મેં બે પક્ષ રજૂ કર્યા — રાજપક્ષ અને પ્રજાપક્ષ. કાઠિયાવાડના રાજ્યકર્તાથી અન્યાય થાય એ મારે માટે અસહ્ય છે. હું તેમને એટલું જ કહીશ કે 'તમે કયા ભવને માટે આ અન્યાય કરો છો?' પ્રજાને એટલું જ કહું કે, તેઓ ખામોશીથી સહન કરતાં શીખે એમ હું ઇચ્છું છું. પ્રજાના હક વિષે મેં મારા છાપેલા ભાષણની છેલ્લી કંડિકામાં કહ્યું છે. એ કંડિકા તમે અનેકવાર વાંચજો, ગોખી લેજો. કોઈ પ્રજા ચડી નથી શકી જેણે હકનું સેવન કરેલું છે. કેવળ તે જ પ્રજા ચડી શકી જેણે ફરજનું ધાર્મિક સેવન કર્યું. ફરજના પાલનમાંથી તેને હક મળી રહ્યા. ફરજ અદા કરતાં કરતાં ઈશ્વરની પ્રાર્થના કરવી કે ઇષ્ટ અધિકાર પણ મળે જ. આપણાં શાસ્ત્રો માતૃભક્તિ અને પિતૃભક્તિ શીખવે છે. એનો અર્થ શો? મારા પિતા મારા પર ચિડાય, મને ગાળ દે, મારે, તોપણ તેની સેવા કરું; બહુ બહુ તો તેમને કહું કે, 'ના, બાપુ, આટલો બધો માર ન મારો.' એનું કારણ શું? આ તમારી આગળ ગર્જના કરનારા શૌકતઅલી — એની માના રાક્ષસ જેવા દીકરા, એની માતા ધુરકાવે તો ચૂપચાપ બેસી જતા. એનું રહસ્ય શું છે? એનું કારણ એ છે કે માતપિતાની

પાછળ તેમનો અધિકાર મળે છે—વારસો મળે છે. એ આજ્ઞાપાલનની પાછળ બાપનો વારસો મળવાનો છે એ વાત રહેલી છે, જોકે એ વારસાની આશા રાખીને આજ્ઞાપાલન કરું તો તો હું મરી પડું. એટલે એ આશા રાખ્યા વિના આજ્ઞાનું પાલન કરવું એમ પણ શાસ્ત્ર જ શીખવે છે. એવું કહેણું આપણું શાસ્ત્ર છે. હકની આશા ન રાખનાર હક મેળવે છે, અને હકની વાત કરનાર પડે છે એ ન્યાય છે. અને એ જ ન્યાય હું તમારી આગળ મૂકું છું. એ ન્યાયનું તમે પાલન કરશો તો કાઠિયાવાડના સ્વરાજની એક વિનયી સેના તમે ઉત્પન્ન કરી છે એમ માનજો. આ વર્ષમાં એવા વિનયી કાર્યકર્તાની સેના તમે તૈયાર કરો એટલે પછી કોઈ રાજા તમારો તિરસ્કાર નહિ કરી શકે. અત્યારે તમને શંકા લાગે છે કે તમને કોઈ રાજા પોતાના રાજ્યમાં પરિષદ ભરવા દેશે કે નહિ. સોરઠવાળાએ પરિષદને આમંત્રણ દીધું. તે ડરતાં ડરતાં આપ્યું કે રખેને અમુક ઠેકાણે ભરવાનો વિચાર કરીશું અને રાજા ના પાડશે તો? એટલે તમે તમારું વાતાવરણ એટલું સ્વચ્છ કરો, તમારું ચારિત્રબળ એટલું વધારો કે તમને કોઈ રાજા ના પાડી ન શકે. તમે મારી સલાહનો એવો અર્થ ન કરશો કે તમારે કાંઈ અઘટિત કરવાનું છે, તમારા માનને હાનિ પહોંચે એવું કાંઈ કરવાનું છે. ભારેમાં ભારે કામ કરતાં તમારા આગ્રહને ન છોડજો, સત્યને ન છોડજો, તેમજ વિનય અને મૃદુતાને ન છોડજો. હું પોતે અખબારનવીસ છું—અને તેયે પુરાણો વર્તમાનપત્રકાર. ૧૯૦૪ થી એ કામ હું કરતો આવ્યો છું, અને મને એ કામ સારી રીતે આવડે છે એમ માનું છું. કારણ સો વસ્તુ લખવાનો ઇરાદો થાય ત્યારે એક વસ્તુ લખું

એવો મારો સ્વભાવ છે. હવે 'યંગ ઇંડિયા'માં હું અરસપરસની ગાળો, અને ગમે તેની ગમે તે ફરિયાદો છાપ્યે જાઉં તો એ છાપાની જે પ્રતિષ્ઠા છે તે રહે ખરી? 'નવજીવન'માં મારી પાસે જેટલું આવે તેટલું ચીતરું તો કોઈ વાંચનાર રહે ખરો? એ નિયમને લીધે જ મેં બંને છાપાંને માટે કાંઈક પ્રતિષ્ઠા મેળવી છે. એ નિયમમાં પણ કોઈકવાર ભૂલ થઈ જાય છે. એટલે મુત્સદ્દીઓને અને લેખકોને કહું છું કે તમે કલમને કેદમાં રાખજો, અને આત્માનો વિકાસ કરજો, લોભ તમે શબ્દનો કરજો, આત્મોન્નતિનો નહિ. ખુશામત પણ ન કરજો, ક્રોધ પણ ન કરજો. સંયમમાં ખુશામત નથી, જ્યારે ક્રોધ— વાંકો શબ્દ — ખુશામત કરતાં પણ ખરાબ છે. ખુશામત અને ક્રોધ એ એક જ વસ્તુની — નબળાઈની — બે બાજુ છે. વક્ર બાજુએ ક્રોધ છે. નબળો માણસ ખુશામત કરે અથવા પોતાની નબળાઈ ઢાંકવા માટે ક્રોધ કરે. કોઈ પણ ક્રોધી પુરુષ એમ ન માને કે તેણે જોર બતાવેલું છે. જોર કર્મમાં રહેલું છે. અને કર્મ એટલે ધર્મપાલન. જગતનું હૃદયસામ્રાજ્ય ભોગવનારાએ સંયમાગ્નિમાં પોતાની ઇંદ્રિયોને ભસ્મ કરેલી હોય છે. તમે પણ કાઠિયાવાડનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હો તો યાદ રાખજો કે શાંતિ અને સંયમથી જ તમે તે સાધી શકશો. રાજા પોતાનું કામ દંડથી લે છે. તમે તમારું કામ સેવા અને પ્રેમથી લેજો, તમારાં સેવા અને પ્રેમનું રાજા અને પ્રજા બંને ઉપર સિંચન કરજો કે જેથી ઉત્પન્ન થયેલી કાઠિયાવાડની સુવર્ણવાટિકા સૌ જોવાને આવે. મારો આશીર્વાદ છે — જો આશીર્વાદ આપવાનો મારો અધિકાર હોય તો — અને નહિ તો હું ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરું છું કે એવો દિવસ તુરત આવો.

**નવજીવન, ૧૫–૧–૧૯૨૫**

## ૧૬

# કાઠિયાવાડનાં સ્મરણો

### પ્રેમસાગરમાં

જ્યારે જ્યારે કાઠિયાવાડમાં હું જાઉં છું ત્યારે ત્યારે પ્રેમનો અસાધારણ અનુભવ કરું છું. એથી મને હવે નવાઈ નથી લાગતી. હું તો બધે કાઠિયાવાડ જોઉં છું. છતાં કાઠિયાવાડના પ્રેમની અસર કંઈ જુદી જ થાય છે. કેમ જાણે કાઠિયાવાડમાં પ્રેમની મને જરૂર જ ન હોય? અથવા કાઠિયાવાડની પાસેથી પ્રેમનું પ્રદર્શન જ ન ઇચ્છતો હોઉં? એ લાગણી શું છે એ હું કળી નથી શકતો. કાઠિયાવાડમાં વળી પ્રેમપ્રદર્શન શું? 'વિનયની પૂરણી' માગે તે સ્નેહ કેવો?

### વધારે આશા

અથવા તો, એ ખરું નહિ હોય કે કાઠિયાવાડની હું વધારે આશા રાખું છું? જાણે તેના બાહ્ય પ્રેમથી મને સંતોષ જ ન વળતો હોય! એટલા જ પ્રદર્શનથી મનમાં ને મનમાં હું ધૂંધવાતો તો ન હોઉં? વિવેક કરવામાં મા દીકરાને રોટલો આપવાનું ભૂલી જાય ને તેને સારુ ચોકો લીંપવામાં ગૂંથાઈ જાય તો જેમ દીકરો માને વેગળી માને, તેમ તો મને નહિ થતું હોય? વિવેક મૂકીને, જે લેવા હું આવ્યો છું એ જ મને આપો એટલે વિવેક કરતાં વધુ મળ્યું, એમ હું મારા વર્તનથી બતાવતો તો ન હોઉં?

એમ જ છે.

એમ હો યા ન હો, પણ હું તો બાપની ભૂમિ છે એમ સમજીને ભાવનગરમાં બેસી ગયો ને આશાના મહેલ ચણ્યા. એકે આશા નિષ્ફળ ન ગઈ. ઘણા ઠરાવો કરવાના સ્વાગતકારિણી સમિતિએ તૈયાર કરી રાખ્યા હતા. તે બધા મેં તો ઉડાવી જ દીધા ગણાય. એ ઠરાવોને ખેંચી લેવાનું મેં સૂચવ્યું તે કંઈ બધાને ગળે ઊતર્યું ન હતું. પણ સમિતિએ તે સલાહ સ્વીકારી લીધી.

### રેંટિયો

મતાધિકારમાં રેંટિયાને સ્થાન અપાશે એવું ધારીને હું ભાવનગર નહોતો ગયો. તેથી રેંટિયાનો ઠરાવ જોઈ હું તો રાજી જ થયો. તેમાં કેટલુંક વધારેપડતું હતું. બધા સભ્યોએ દર વર્ષે રૂ. ૫૦ની ખાદી ખપાવવાની વાત હતી ને કાર્યવાહક સમિતિના સભ્યોએ રૂ. ૫૦૦ની ખાદી ખપાવવાનું હતું. મેં એ સૂચના ખેંચી લેવા સૂચવ્યું. એટલે સુધી સભ્યો જવાબદારી લે તો તો આપણે પરદેશી કાપડનો બહિષ્કાર વિનાવિલંબે કરી શકીએ. પણ જેમાં બીજાની મદદની જરૂર પડે એવી વસ્તુ મતાધિકારમાં નાખવાથી તેની અસાધારણતાનો નાશ થાય.

પણ જોકે મતાધિકારમાંથી તે કાઢી નાખેલ છે તોપણ જેઓથી ખાદીપ્રચાર થઈ શકે તેઓ તો કરશે જ. વિષયવિચારિણી સમિતિમાં ચર્ચા થઈ તે મને તો અતિશય પ્રિય લાગી. સહુએ પોતાના અભિપ્રાય નીડરતાથી દર્શાવ્યા. મેં જોયું કે કાંતવાની વિરુદ્ધ મત દર્શાવનારો વર્ગ ઠીક હતો. પણ તેમની દલીલ ઘણા મોટા સમુદાયને પસંદ ન પડી. અહીં સ્વરાજવાદી અને નાફેરવાદી એવા વર્ગ તો હતા જ નહિ. એટલે કાંતવાના

ગુણદોષની જ ચર્ચા ચાલી. તેમાં બે વિરોધી જાતના મત હતા. એક કંતામણની તરફેણનો હતો ને બીજો કંતામણને મતાધિકારમાં દાખલ કરવાનો વિરોધી હતો.

જેઓએ કાંતવાના પક્ષમાં મત આપ્યો છે તેમની ફરજ તદ્દન સ્પષ્ટ છે. તેઓએ અડગપણે કાંતી અને બીજી રીતે પોતાના કાંતવાનો ને ખાદીનો પ્રચાર શરૂ કરી પોતાની શ્રદ્ધા સિદ્ધ કરવી રહી છે. જો તેઓ મત આપ્યા છતાં નિયમિત રીતે નહિ કાંતે તો તેઓએ કાઠિયાવાડને અને મને દગો દીધો ગણાશે. અને જો તેઓ નિરંતર કાંતશે જ તો તેઓ વર્ષને અંતે ન કાંતનારને કાંતતા કરી મૂકશે.

## ખાદી પહેરો

જેમ કાંતવું તેમ જ ખાદીનું પહેરવું. ખાદી પહેરવા પ્રત્યે તો મેં ભાગ્યે જ વિરોધ જોયો. એટલા બધા મત ખાદીના પક્ષમાં પડવા છતાં ખાદીના પહેરનાર કાઠિયાવાડમાં એટલા ઓછા છે કે તેથી દુ:ખ જ થાય. કાઠિયાવાડની ખાદી બહાર જાય ને તેનો સ્થાનિક ઉપાડ ઘણો જ થોડો થાય એ બહુ દુઃખદાયક વાત ગણાય. પણ હવે જ્યારે પરિષદમાં ઘણા મતો ખાદીના પક્ષમાં પડ્યા છે ત્યારે ખાદીની ખપત કાઠિયાવાડમાં ઘણી જ વધવી જોઈએ.

## આજન્મ સભ્યો

કાઠિયાવાડ રાજકીય સભામાં છત્રીસેક આજન્મ સભ્યો છે કેમકે તેમણે એકીવખતે પાંચ રૂપિયા ભર્યા છે. આ સભ્યોમાંથી કોઈએ તેમના હકનો પ્રશ્ન ઉઠાવ્યો ને મારી પાસેથી પ્રમુખ તરીકે નિર્ણય માગ્યો. કાંતવાનો ઠરાવ તેની વિરુદ્ધની કલમ રદ કરે છે, તેથી આજન્મ સભ્યોના હક જાય છે કે રહે

છે એ પ્રશ્ન હતો. ઠરાવ પ્રમાણે તો વિરોધી કલમો હોય તે ઊડી જાય. પ્રશ્ન અટપટો હતો, પણ મારે ચુકાદો આપ્યા વિના છૂટકો ન રહ્યો. મેં એ ચુકાદો આપ્યો છે કે, આજન્મ સભ્યો કાંતે નહિ ને કંતાવે નહિ તોપણ સભ્ય તરીકે રહી શકે છે. કાયદેસર હક રદ કરવાનો પરિષદને અધિકાર છે કે નહિ એનો નિર્ણય મેં નથી આપ્યો. પરિષદના ઠરાવથી આજન્મ સભ્યોના હકમાં ફેરફાર થાય છે કે નહિ એટલા જ પ્રશ્નનો નિર્ણય કરવાની મને જરૂર હતી, અને એ નિર્ણય મેં ઉપર પ્રમાણે આજન્મ સભ્યોની તરફેણમાં આપ્યો છે.

## તેઓને પ્રાર્થના

પણ મારી તેઓને પ્રાર્થના છે કે, તેઓએ આ હકનો લાભ ન ઉઠાવવો પણ પરિષદના મંત્રીને પોતાનો હક છોડવાનો ને પરિષદના ઠરાવને સ્વેચ્છાએ સ્વીકારવાનો પત્ર લખી મોકલવો. હું જાણું છું કે ઘણા સભ્યો તો ઉપર મુજબ સવાલ ઉઠાવવા જ નહોતા માગતા. ઘણા કાંતવાને તૈયાર છે. એટલે જ્યાં મહત્ત્વનો ફેરફાર પરિષદે કર્યો છે ત્યાં આજન્મ સભ્યે પોતાના હકની રૂએ તે ઠરાવને માન ન આપવું એ અઘટિત છે, એમ મારી અલ્પ મતિ છે.

## સર પ્રભાશંકર પટ્ટણી

સર પ્રભાશંકર પટ્ટણીની કાંતવાની પ્રતિજ્ઞાને હું કેટલેક અંશે પરિષદનું મહાન કાર્ય માનું છું. જે શબ્દોમાં તેમણે પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી તે અતિશય ગંભીર હતા. તેની છાપ પણ સભ્યો ઉપર ખૂબ પડી હતી. તે પ્રતિજ્ઞાનું મૂળ આ હતું. બેલગામમાં મહાસભાની પૂર્ણાહુતિ પછી ઘણાઓએ નિશ્ચય કર્યો હતો કે તેઓ પહેલી માર્ચ પહેલાં અમુક સંખ્યામાં

કાંતનાર સભ્યો કરશે. આમાં મેં સો નામ એકઠાં કરવાનો પ્રયત્ન કરવાનું મારે માથે લીધું હતું, ને સાથે એ પણ કહ્યું હતું કે નાખુશ ગણાય એવા પણ બીજા બે કાંતનાર ગોતવા હું પ્રયત્ન કરીશ. મારે કાઠિયાવાડમાં આવવાનું જ હતું તેથી મેં તે નામ કાઠિયાવાડમાંથી જ શોધવાનું ધાર્યું હતું. તેમાં નાખુશમાં મેં પટ્ટણી સાહેબનું નામ ધારેલું હતું. જ્યારે કાંતવાનો ઠરાવ વિષયવિચારિણી સમિતિએ સ્વીકાર્યો ત્યારે મેં સો નામની માગણી કરી ને સાથે જણાવ્યું કે, પટ્ટણી સાહેબને કાંતવાનું સમજાવવાની કોશિશ કરીશ. એ શબ્દ મારા મોંમાંથી નીકળ્યા તેવા જ પટ્ટણી સાહેબ ઊભા થયા ને તેમણે પ્રતિજ્ઞા કરી કે, તેમની તબિયત સારી રહે ત્યાંલગી તેઓ હમેશાં નિયમસર ઓછામાં ઓછો અરધો કલાક જમ્યા પહેલાં કાંતશે જ. તેમાં એ શરત કરી કે મારે તેમને કાંતવાનું શીખવવું. મને તો ભાવતી વાત થઈ. પરિષદ પૂર્ણ થયા બાદ મારે તેમનો મહેમાન થવાનું હતું. પરિષદને બીજે જ દહાડે મેં તેમને અરધો કલાક શીખવ્યું. તે જ અરધા કલાકમાં તેમણે પૂણીમાંથી તાર કાઢતાં શીખી લીધું. બીજે દિવસે તો તેમણે બે કલાકમાં ૪૮ વાર સુંદર આઠ નંબરનું સૂતર કાંત્યું ને ત્રીજે દિવસે એક કલાકમાં ૨૭ વાર કાંત્યું. બન્ને દહાડા સ્નાન કરી સૂતર કાંત્યા પછી જ ભોજન કર્યું. આ પ્રમાણે બીજા એવા પ્રતિષ્ઠિત અમલદારો અને રાજવંશીઓ કાંતી દાખલો બેસાડે તો દેશના ગરીબ વર્ગ ઉપર સરસ છાપ પડે અને તે ઉદ્યમી બને. પટ્ટણી સાહેબની પ્રતિજ્ઞા સર્વાંશે સફળ થાઓ એવી મારી ઉમેદ છે.

મારે જણાવવું જોઈએ કે તેઓ મહાસભાના કે કાઠિયાવાડ રાજકીય સભાના સભ્ય નહિ થાય. તેમ થાય એવી મારી

માગણી કે ઇચ્છા ન હતી. કાંતવાને રાજ્યપ્રકરણ સાથે મારી દૃષ્ટિએ સંબંધ છે. પણ તે સંબંધના ખ્યાલ વિના પણ કાંતવાની ક્રિયા તો થઈ જ શકે છે. તેમાં જે ગરીબ પ્રત્યે ધાર્મિક લાગણી રહી છે ને તેમાં જે અર્થશાસ્ત્ર રહ્યું છે તે તો બધાને માન્ય થાય એવી વસ્તુ છે. હું તો ઇચ્છું છું કે લૉર્ડ રીડિંગ પણ કાંતે. રાજકારણના ખ્યાલ વિના પણ જો રાજા પ્રજા ઉભય કાંતતાં થઈ જાય ને ખાદી પહેરતાં થઈ જાય તો, હું જાણું છું કે, હિંદુસ્તાનનો ઉદ્ધાર એની મેળે થઈ જાય. આ એક એવી વસ્તુ છે કે તેમાં બધા વિનાસંકોચે ભાગ ભાગ લઈ હિંદની થોડીઘણી પણ સેવા કરી શકે છે.

## રૂનું ઉઘરાણું

પરિષદ પૂરી થઈ કે તુરત, ગરીબોને રૂ પૂરું પાડી તેમની પાસેથી કેવળ અરધા કલાકની મહેનત લેવાના ઇરાદાથી, રૂનું ઉઘરાણું કરવા ભાઈ દેવચંદ પારેખ, ભાઈ મણિલાલ કોઠારી, ભાઈ બરજોરજી ભરૂચા વગેરે નીકળી પડ્યા, ને ભાવનગર છોડતા લગીમાં લગભગ ૨૭૫ મણ રૂનું ઉઘરાણું થઈ ગયું. લગભગ બે હજાર મણ રૂની ભિક્ષા કાઠિયાવાડમાંથી જ મેળવવાની ઉમેદ રહી છે. હું આશા રાખું છું કે આ ઉઘરાણું હોંશપૂર્વક થશે ને જેઓ આપવાને લાયક છે તેઓ આપતાં મુદ્દલ સંકોચ નહિ કરે.

નવજીવન, ૧૮-૧-૧૯૨૫

૧૭

# કાઠિયાવાડીઓને

કાઠિયાવાડમાં વળી હું થોડા જ રોજમાં પ્રવેશ કરીશ ને તે પણ આ વેળા રાજકોટમાં. ભાઈ ભરૂચાની ઉપર તો કાઠિયાવાડની એવી છાપ પડી છે કે તેમણે ત્યાં જ વધારે મુદત ગાળવાની ને ખાદી રેંટિયાનો પ્રચાર કરવાની રજા માગી છે. આપણે આરંભે શૂરા હોઈએ છીએ એ આરોપ આ બાબતમાં તો સિદ્ધ નહિ થાય એવી ઉમેદ રાખું છું. રાજકોટના મુસદ્દીઓ ધારે તો રાજકોટમાં તેમજ કાઠિયાવાડના બીજા ભાગમાં નવું જીવન દાખલ કરી શકે છે. 'બીજા ભાગમાં' એટલા સારુ કે રાજકોટ મધ્યબિન્દુ છે ને એજન્સીનું મથક હોવાથી ત્યાં બધા મુસદ્દીઓ એકઠા થાય છે. મુસદ્દીવર્ગને વખતની તંગી રહે છે એમ તો કોઈ ન જ કહે. મુસદ્દીવર્ગની વગ તો સાધારણ વર્ગ પાસે છે જ. તેઓ કાઠિયાવાડને ખાદીમય કરી તેને તાજું કરી શકે છે ને કાઠિયાવાડમાંથી પાલી બાજરીની શોધમાં દેશાવર નીકળતા લોકોને ઘેર રોકી શકે છે. દરેક માણસ રેંટિયાથી કેટલું કમાશે એવો સવાલ કરવાથી આ પ્રશ્નનો ખરો ઉત્તર નહિ મળે, પણ કાઠિયાવાડની આમપ્રજામાં કેટલો પૈસો રહી જશે એનો ઉત્તર મેળવવાથી સંતોષકારક જવાબ મળી રહેશે. મીઠાની જકાતમાં રૂપિયે એક પાઈ વધે તેથી પ્રત્યેક જણને કેટલું વેઠવું પડે,

એનો જવાબ આપતાં કંપારી નહિ છૂટે; પણ તે જકાતમાંથી કેટલું મહેસૂલ પેદા થાય છે એ જાણીએ છીએ ત્યારે આપણે કમકમી ઊઠીએ છીએ. આવી જાવક 'રાંપીના ત્રા' જેવી હોય છે. જનસમાજ ઉપર તેની સામટી અસર પડે છે. તેમાંથી પ્રત્યેક માણસ ઉપરની અસર માલૂમ પડી રહે છે.

આવું જ રેંટિયાનું છે. ધારો કે પ્રત્યેક જણના ઘરમાં રોજના અરધા આના લેખે વરસે દહાડે આશરે બાર રૂપિયા દાખલ થાય ને ધારો કે પાંચ મનુષ્ય દીઠ એક ઘર આવતું હોય, તો ૨૬૦૦૦૦૦÷૫=૫૨૦૦૦૦×૧૨=૬૨૪૦૦૦૦ રૂપિયા કાઠિયાવાડમાં રહી જાય. અથવા બીજી રીતે ગણો. છવ્વીસ લાખની વસ્તીમાં જો જણ દીઠ સરેરાશ પાંચ રૂપિયાનું કાપડ લેવાતું હોય તો એક કરોડ ત્રીસ લાખનું કાપડ કાઠિયાવાડમાં વપરાય છે એમ ગણાય. આમાંથી ત્રીજો ભાગ રૂનો બાદ કરીએ તો કાઠિયાવાડ નેવું લાખ રૂપિયા બચાવે.

ધારો કે કાઠિયાવાડની પ્રજાને મુંબઈ સરકારને નેવું લાખની વિઘોટી દર વર્ષે આપવી પડતી હોય ને તેટલી વિઘોટી માફ થઈ જાય, તો પ્રજામાં કેટલું ચેતન આવી જાય! આપણે વ્યક્તિગત હિસાબ કરતા થઈ જઈએ તો આપણને અદૃશ્ય રીતે થતા નફા નુકસાનની ખબર પડી રહે. કાઠિયાવાડની પાસે હું પ્રજાગત હિસાબની આશા રાખું છું. આજે કાઠિયાવાડ એમ હિસાબ ગણતું થઈ જાય તો કાલે આખું હિંદુસ્તાન એમ કરશે. 'મને શો લાભ?' એમ ગણવા બેસીએ તો જવાબ ખોટો ને વિનાશકારક આવે. 'પ્રજાને શો લાભ?' એમ જ હિસાબ ગણવાની ટેવ પડશે ત્યારે પ્રજાલાભનાં કાર્યો થશે. સહુ પોતપોતાનો વ્યક્તિગત લાભ શોધે તેમાં સહુનો

નાશ છે. સહુ સાનો એટલે એકત્રિત લાભ શોધે તો પ્રત્યેક વ્યક્તિને તેમજ પ્રજાસમસ્તને લાભ થાય.

આ સરણીથી જો કાઠિયાવાડીઓ વિચાર કરે તો રેંટિયાનો ચમત્કાર તુરત સમજી જાય. અને આ જ દૃષ્ટિએ એક માસમાં થયેલા કાર્યના હિસાબની હું તેમની તરફથી આશા રાખીશ. પ્રતિજ્ઞા કરનારાઓએ દરરોજ સૂતર કાંત્યું છે? જેઓ કાંતી નહોતા જાણતા તેઓએ કાંતતાં શાખી લીધું છે? જે રૂની ભિક્ષા માગવામાં આવી તે એકઠું થયું છે? જો એકઠું થયું હોય તો તેની વ્યવસ્થાનો વિચાર થઈ ગયો છે? આમ અનેક પ્રકારના હિસાબો કાર્યવાહક સમિતિએ ને બધા કામદારોએ આપવાના રહ્યા છે.

રાજકોટ પાસે પણ એ જ ધોરણે હું થયેલા કામની આશા રાખીશ. રાજકોટમાં મને માન આપવાની તૈયારીઓ ચાલી રહી છે. મને માન શું? પણ જો માન આપવું જ ઘટે, તો મારી પાસે સૂતરનો ઢગલો કરીને દરેક જણ ખાદીથી સુશોભિત થઈ તેવું માન આપી શકે છે. શબ્દાડંબરથી મારા આત્માની તૃપ્તિ થાય તેમ નથી. કેવળ ખાદી ને રેંટિયા પ્રચારની આશાએ, હરિજનોની સેવા અર્થે ને રાજાપ્રજાની સેવા અર્થે કાઠિયાવાડમાં મારો આ બીજો પ્રવેશ થવાનો છે.

રાજકોટમાં મારે રાષ્ટ્રીય શાળા ખોલવાની છે. એ શાળામાં શુદ્ધ સેવકો કામ કરી રહ્યા છે એવી મારી માન્યતા છે. એ શાળાની પાછળ ગુજરાત પ્રાંતિક સમિતિએ ઠીક દ્રવ્ય આપ્યું છે. નામદાર ઠાકોર સાહેબે સસ્તે ભાવે જમીન આપી છે. આ શાળામાં રાજકોટના શહેરીઓ રસ લેતા થાઓ એમ ઇચ્છું છું. તેઓ તે શાળા તપાસે, તેમાં ભૂલો થતી હોય તો

સુધારે, તેમાં ચારિત્રવાન સેવકો કામ કરતા હોય તો પોતાનાં બાળકોને તેમાં મોકલી તેને મદદ આપે. તેનું ખર્ચ રાજકોટ જ ઉપાડે એ શોભે.

આ વખતની કાઠિયાવાડની મુસાફરીમાં વઢવાણનો સમાવેશ છે. ત્યાંની રાષ્ટ્રીય શાળાને અર્થે હું વઢવાણને થોડા કલાક આપવાનો છું. એ શાળાની પાછળ ઘણો આપભોગ રહેલો છે. ચર્ચા પણ ખૂબ સાંભળી છે. તેની ઉપર વાદળો પણ આવ્યાં છે ને વીખરાયાં છે. વઢવાણમાં ખાદીનું કાર્ય થયું છે. વઢવાણ મોતીલાલની ભૂમિ છે, વઢવાણે ભાઈ શિવલાલનાં સાહસ ને દ્રવ્યનો લાભ લીધો છે. વઢવાણ પાસેથી પણ હું મોટી આશા રાખવાનો છું. તેમાં મને વઢવાણ નિરાશ નહિ કરે એમ માની લઉં છું.

માનપાનમાં વખત કે દ્રવ્ય ગાળવાને બદલે મારી પાસેથી સેવા જ લેવાનો વિચાર દરેક સ્થળે રખાય એમ ઇચ્છું છું. નકામાં ભાષણોમાં પ્રજાનો ને મારો સમય ન જાય એમ કરવા વ્યવસ્થાપકો પ્રત્યે મારી વિનંતિ છે. જ્યાં સભા ભરવી અનિવાર્ય ગણવામાં આવે ત્યાં ખાદીના પોશાક જ ભાઈબહેનો પહેરે, એટલું માગી લેવાનો મને અધિકાર ખરો ?

નવજીવન, ૮-૨-૧૯૨૫

૧૮

# રડીને રાજ્ય લેવું છે

## ( રાજકોટમાં આપેલું ભાષણ )

આજે સવારે આ દરબારગઢમાં દાખલ થતાં જ મને પૂર્વનું એક પવિત્ર સ્મરણ યાદ આવ્યું. અને તેની હું લીલાધરભાઈને વાત કરતો હતો ત્યાં તો મોટર અહીં આવીને ઊભી. એ પવિત્ર સ્મરણ હું આપની આગળ આજે રજૂ કરવા માગું છું. માજી ઠાકોર સાહેબના તરફથી એક વાર કાનપુર અને ધરમપુર એમ બે ઊંજણાં જતાં હતાં. આવા પ્રસંગે મારા પિતાશ્રી છોકરાઓને પાછળ જ રાખતા, અને આજે એ વાતનો વિચાર કરું છું ત્યારે મને મનમાં થાય છે કે એ બરોબર હતું. એથી અમે બંને ભાઈઓએ કશું ખોયું જ નથી. મારી માતુશ્રીની સ્થિતિ જુદા પ્રકારની હતી. તે અમને ઊંજણામાં મોકલવા ઇચ્છતી હતી. તેને ધનનો લોભ હતો. અને કીર્તિ તો નારી રહી, એટલે તે નારીને વરે શેની? તોયે એને કીર્તિનો પણ લોભ રહેતો. આ ઊંજણાં વખતે અમને પાસે બોલાવીને તેમણે કહ્યું, ‘ઠાકોર સાહેબ સજ્જન માણસ છે, તેની પાસે જાઓ, અને રોવા મંડો, એટલે તે તમને જવા દેશે.’ ઊંજણું તો નીકળી ચૂકેલું હતું. મારી માતા એમ ઇચ્છતી હતી કે મારા દીકરાને ધરમપુર મોકલવામાં આવે, કારણ ત્યાંથી વધારે પૈસા મળે એમ હતું. એટલે બસ અમે તો માતાની શિખામણ માનીને ગયા લાગલા જ ઠાકોર સાહેબની પાસે. આ દરબારગઢ જોઉં છું અને જે જગ્યાએ અમે ઠાકોર સાહેબ પાસે અમારી વિનંતિ લઈને ગયેલા તે સ્થાન પણ મને યાદ આવે છે.

અમે તો ઠાકોર સાહેબ પાસે જઈને રોવા માંડયું. ઠાકોર સાહેબે મારા પિતાશ્રીને પૂછયું, 'ગાંધીજી, આ છોકરાઓ કેમ રુએ છે?' ગાંધીજીએ છોકરાઓ સામે આંખો કાઢી — તેમનામાં વિનયની તો ખામી નહોતી, છતાં તેઓ કોકવાર ઠાકોર સાહેબની ભૂલ લાગે તો તેમની સામે પણ આંખો કાઢતા. અમે ડરી ગયા, એટલે ઠાકોર સાહેબ કહે, 'તમારે જે કહેવાનું હોય તે કહો, ડરો મા.' અમે કહ્યું, 'અમારે ધરમપુર જવું છે.' ઠાકોર સાહેબે કહ્યું, 'ઊંજણું તો ચાલ્યું ગયું, હવે તો તમને કાનપુર મોકલીશું.' એમ તે વેળા અમે બન્ને ભાઈઓએ રોઈને રાજ રાખેલું, અને આજે પણ હું રોઈને રાજ રાખવા માગું છું. શાસ્ત્રીજીએ આશીર્વાદ આપતાં કહેલું કે કીર્તિ કુંવારી છે. તે કીર્તિ ભલે કુંવારી રહે, કારણ મને વરી તો તો મારા ટુકડે ટુકડા થઈ જવાના છે. એટલે મારે કીર્તિ નથી જોઈતી. પણ એક બે વસ્તુ બીજી જોઈએ છે જેને માટે તો મારે રોવું જ પડશે. માનપત્રમાં મારે વિષે બહુ કહેવામાં આવ્યું છે, અને નામદાર ઠાકોર સાહેબે બીજું ઘણું કહ્યું, પણ એથી હું ભોળવાઉં કે ઠગાઉં એમ નથી. એથી હું એમ માની નથી લેવાનો કે એ બધાને હું લાયક બની ગયો છું. મને ઠાકોર સાહેબે જમણે હાથે બેસાડયો અને માનપત્ર આપ્યું તેથી હું એમ માનું નહિ કે રાજા થઈ ગયો. મારે રાજા નથી થવું. હું તો રૈયત જ છું, અને રૈયત જ રહેવા ઇચ્છું છું. માત્ર ઠાકોર સાહેબે કરેલા વિનયનો હું ત્યાગ નથી કરી શકતો. મારાથી જો બને તો એ વિનયથી, એવાં માનપત્રોથી હું અલિપ્ત જ રહું, મારી હદ ચાતરી ન જાઉં, ગાંડો ન બનું.

માનપત્ર માટે આભાર માનતાં મારે કહેવાની રજા લેવી

જોઈએ કે એમાં બે વસ્તુનો ત્યાગ થયેલો હું જોઉં છું. એ ઇરાદાપૂર્વક થયો છે કે ભૂલથી જ થયો છે તે હું નથી જાણતો. એમાં મારી સેવાની આંકણી કરવામાં આવી છે, અને અહિંસા અને સત્યને મારા જીવનના મંત્ર કહેવામાં આવ્યા છે, એ બરોબર છે. સત્ય અને અહિંસા મારા જીવનમાંથી ચાલ્યાં જાય તો હું મૃત દેહ જેવો રહું અને આ જીવનનો બાકીનો કાળ ગાળવો મારે માટે અશક્ય થઈ પડે. પણ એ સત્ય અને અહિંસાને જાળવવાની બે વસ્તુ, બે સાધનાઓ, જેનું હું પાલન કરી રહ્યો છું, તે વિષે માનપત્રમાં લખવાનું તમે કેમ વીસર્યા એ વિચારતાં મને આશ્ચર્ય થાય છે. એ બે વસ્તુની સાધનામાં જે શક્તિ રહેલી છે તે હિંદુ-મુસલમાન ઐક્યમાં પણ નથી રહેલી. બલ્કે એ બેમાંથી એક પણ વસ્તુની સાધના વિના હિંદુ-મુસલમાન ઐક્ય પણ અશક્ય છે. એક મુસલમાન મિત્રે મને કહેલું કે, તમે જ્યાંસુધી એમ માનો કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતાને સ્થાન છે ત્યાંસુધી હિંદુ-મુસલમાન ઐક્ય કેમ સંભવે ? એ ભાઈ પવિત્ર મુસલમાન છે. મુસલમાનને અપવિત્ર માનનારા પણ પડ્યા છે, પણ મને લાગે છે કે તેઓ અધર્મ કરે છે. ગીતાજી અને હિંદુ ધર્મશાસ્ત્ર એમ શીખવે છે કે હિંદુ અને મુસલમાન અલગ અખંડિત વિભાગ હોય એ અશક્ય છે. હિંદુધર્મ જેને હું આજે વળગી રહ્યો છું તેને હું ગંગોત્રી કહું છું. એને અનેક શાખા છે, પણ એનું મૂળ તો એક જ છે. અને મૂળ એક છે તેમ એનું મુખ પણ એક જ છે.

ઢેડ ભંગી જન્મ્યા તેથી શું ? ચાંડાલ એવી તો કોઈ જાતિ નથી. ઢેડ જાતિ છે ? ઢેડ એ શબ્દ શાસ્ત્રમાં છે ? નથી જ. રૂઢિમાં છે ખરો. ઢેડ એટલે વણકર, ભંગી એટલે પાયખાનું

સાફ કરનાર. પણ હું તો આજે જ ભંગી છું. બાળક મેલું કરે તો તેને હું સાફ કરી નાખું. મારી માતા પણ ભંગી હતી અને તેના હાથ અમારાં મેલાં સાફ કરીકરીને ઘસાઈ ગયેલા. તમારી માતા પણ સીતા જેવી સતી હશે, પતિવ્રતા હશે, તો તેણે પણ બાળકોનાં મેલાં સાફ કર્યાં હશે, એટલે ભંગીનું કામ કર્યું હશે. સતી સીતા પ્રાતઃસ્મરણીય હતાં, પણ તેમણે પણ બહુ મેલાં ઉઠાવેલાં હતાં, તેથી તે પણ ભંગી બન્યાં હતાં. એ માતાઓનો જેમ ત્યાગ ન થાય તેમ ભંગીનો પણ કેમ ત્યાગ થઈ શકે? એટલે હિંદુ ધર્મશાસ્ત્રમાં અસ્પૃશ્યતા જેવી વસ્તુ અખંડિત હોય તો હું હિન્દુ કહેવડાવવાને મગરૂર ન થાઉં. શાસ્ત્રીઓને પણ ઉદ્ધત થઈને કહીશ કે હિન્દુધર્મમાં અસ્પૃશ્યતાને સ્થાન નથી, અને કહે જ જવાનો કે નથી.

કાર્યક્રમ જોતાં કાર્યના આરંભ પહેલાં શાસ્ત્રીઓ મને આશીર્વચન આપશે એમ મેં જોયું ત્યારે હું ખુશ પણ થયો અને મને ખેદ પણ થયો. ખુશ એથી થયો કે મારા અસ્પૃશ્યતા-નિવારણના કાર્યને માટે પણ મને શાસ્ત્રીઓ તરફથી આશીર્વાદ મળશે. ખેદ એ માટે થયો કે રાજાની છાયા નીચે ઊભા રહી શાસ્ત્રીઓ ગમે તે વચનો કાઢે તેની કિંમત શી? મને ઘણાએ કહેલું કે કાઠિયાવાડને ટીંબે કાંઈ નહિ તો એક રાજા એવો છે કે જે વંદનીય છે. ઠાકોર સાહેબ પ્રજાજનનું હિત ચાહનારા છે એ સૌ જાણે છે. પણ ભૂલ તો પ્રાણીમાત્રની થાય, અને મને ઠાકોર સાહેબની ભૂલ જણાય તો, રાજકોટની પ્રજા કોઈ પ્રજાનો અધિકાર ભોગવીને, ઠાકોર સાહેબને હું કહું કે, તમારી ભૂલ થાય છે. હું રાજ્યના મારા કાળના શાસ્ત્રીઓને હજી જાણું છું. એમાંના એક માવજી જોશી હતા. તેઓ શાસ્ત્રી અને

જ્ઞાની છતાં તેમનું જ્ઞાન ઘણીવાર ઢોળાઈ જવાનો પ્રસંગ આવતો. તેઓ આખાબોલા હતા. તેમને પણ કેટલીક વેળા સમય વિચારી બોલવું પડતું. મેં વિચાર્યું કે, ઠાકોર સાહેબે હુકમ કરેલો હશે કે ગાંધીને શાસ્ત્રીઓ પાસે આશીર્વચન અપાવવાં. નહિ તો શાસ્ત્રીઓ શેના આમ મારા જેવાને આશીર્વચન આપવા આવે? એમ મળેલા આશીર્વાદ શા કામના? હું તો એમ ઇચ્છું કે, શાસ્ત્રીઓમાં એટલું તેજ હોય કે તેઓ મને હિન્દુ ન માને તો, ને મને ચાંડાળ માને તો ચાંડાળ કહે. હું તો શાસ્ત્રીઓનો ભ્રમ ભાંગવા માગું છું. તેમને કહેવા માગું છું: જે અહિંસાધર્મને ભજે છે તે કોઈને અસ્પૃશ્ય ન માને. એટલે મને દુઃખ થાય છે કે, શાસ્ત્રીઓની પાસે મને આશીર્વચન અપાવ્યા છતાં મારી હરિજનસેવા વિષે માનપત્રમાં ઉલ્લેખ પણ નથી. આ વિષે હું ઠાકોર સાહેબની આગળ જરૂર ફરિયાદ ખાવાનો છું, રડીને રાજ્ય લેવાનો છું. એટલે તેમને કહેવાનો કે 'તમે જે અમીદૃષ્ટિ પ્રજાના બીજા વર્ગ ઉપર રાખો છો તે જ અમીદૃષ્ટિ હરિજનો ઉપર પણ રાખજો, અને તો જ આ રાજ્ય નાનકડું છતાં આખી પૃથ્વી ઉપર શોભશે, અને રામરાજ્ય બનશે. વાલ્મીકિ કવિએ કહ્યું છે કે શ્રીરામચંદ્રે કૂતરાને પણ ન્યાય આપ્યો; અને તુલસીદાસે કહ્યું કે જેઓ ચાંડાળ કહેવાય તેની રામે દોસ્તી કરી. ભરત નિષાદ-રાજ પાછળ ગાંડા થઈને ગયેલા, તેના ચરણ ધોયેલા. એ ભરતના તમે વંશજ છો, તમે ગરીબને ન ભૂલજો, તમે રાત્રે ભટકીને પ્રજાનું દુઃખ શું છે તેની તપાસ રાખજો. હરિજનોનો પ્રતિનિધિ થઈને તમારી પાસે માગી લઉં છું કે તમે શાળાઓમાં હરિજનને સ્થાન છે કે નહિ તે પૂછજો, સ્થાન

હોય તો હરિજનોને દાખલ કરાવજો, અને તેમ કીધાથી તે ખાલી રહે તો તેને ખાલી રાખજો.'

અહીં બૉય સ્કાઉટ્સને મેં જોયા ત્યારે મને થયું કે બૉય સ્કાઉટ્સનો યુનિફૉર્મ પણ ખાદીનો નહિ? એમને ખાદીનો યુનિફૉર્મ મળે તો મારા હરિજન ભાઈઓનું કાંઈક વળે, કાઠિયાવાડની અસંખ્ય ગરીબ બાઈનું પણ કાંઈક વળે. એક ગરીબડી બાઈએ મને કહ્યું, 'રેંટિયો ચલાવીએ છીએ, પણ તમારા માણસ રેંટિયો લઈ ગયા.' હું ચોંકી ગયો. મારા માણસ રેંટિયો લઈ જાય! મારા માણસ રેંટિયો લઈ લે તો તો પૃથ્વી રસાતળ જ જાય ના! મેં તો તેને કહ્યું, મારા માણસ રેંટિયો ચલાવરાવતાં થાકચા હશે એટલે બંધ કીધા હશે! તમે મને બહુ માન આપ્યું, પણ મેં જે અમોઘ રસ્તો બતાવ્યો તેને માટે મારી ભિક્ષા છે. તમે મને ખાદી આપો. આપ સૌ ખાદી પહેરો, પ્રજાપ્રતિનિધિ મંડળમાં પણ ખાદીના ઠરાવો કરાવો. આપે તો મને સુવર્ણથી મઢેલું માનપત્ર આપ્યું. એને માટે હું તિજોરી કયાંથી લાવું? અને તિજોરી માગું તો પાછો તે તિજોરીનો રક્ષક પણ માગવો પડે, તે રક્ષક કયાંથી લાવું? અને મારો રક્ષક તો રામ છે. એટલે એવાં માનપત્રો લઉં છું તેને રાખનાર જમનાલાલ બજાજ જેવા ધનવાન જે મારા દીકરા થઈને બેઠા છે તે છે. મારે ત્યાં તો કેવળ ખાદીને સ્થાન છે, અને તે હું ગમે તેની પાસે માગું. મેં તો લૉર્ડ રીડિંગને કહેલું કે, 'તમે અને તમારા દરવાન ખાદીભૂષિત હો એમ હું ઇચ્છું છું.' એના એ જ શબ્દો હું તમને અને તમારી પ્રજાના પ્રતિનિધિઓને કહું છું. અને એ કારણથી અસ્પૃશ્યતાનિવારણ અને ખાદી એ મારી

બે મુખ્ય પ્રવૃત્તિનો તમે માનપત્રમાંથી ત્યાગ કર્યો તે મને ખટકે છે. અત્યારે મારે કાનપુર અને ધરમપુરના ઊંજણામાં જવું છે. ઠાકોર સાહેબનાં ખરાં લગ્ન તો પ્રજાની સાથે છે, અને લગ્ન થાય તે માટે ઊંજણામાં જવાની માગણી મારી ખાદી અને હરિજનોદ્ધારની છે. પ્રજા તો કુમારિકા છે, અને તેને કુંવારી મટાડવા ઇચ્છતા હો તો એને વરો, એને સુખી કરો, એનું નિરીક્ષણ કરો, રાત્રે ફરીને એનાં દુઃખોનો અને ફરિયાદોનો અભ્યાસ કરો. રામે ધોબીની ઊડતી વાત સાંભળી સીતાજીનો ત્યાગ કરેલો. તમે પણ પ્રજામત જાણીને તે પ્રમાણે વર્તવાનો યત્ન કરો. રાજાની તલવાર એ સંહાર કરવાનું ચિહ્ન નથી, એ તો રાજાનો ધર્મ ખાંડાની ધારે ચાલવાનો છે એ વાતની સાક્ષીરૂપે છે. ખાંડું હંમેશાં યાદ અણાવે છે કે ખાંડાની ધારે ચાલજો, સીધે રસ્તે ચાલ્યા જજો, આડાઅવળા ન જશો. એનો અર્થ એ કે રાજકોટમાં એક પણ માણસ વ્યભિચારી ન હોય, એક પણ માણસ દારૂ પીનાર ન હોય, છકેલો ન હોય, દરેક બાળા સીતાનું સ્થાન લેવા યોગ્ય હોય.

મને મારા પિતાનું સ્મરણ થાય છે. મારા પિતામાં એબો હતી પણ ગુણો પણ ભારે હતા. માજી ઠાકોર સાહેબમાં પણ એબો હતી, ગુણો પણ હતા. એમના બધા ગુણો આપનામાં ઊતરો, પ્રજામાં ઊતરો. એબોને પ્રયત્નપૂર્વક દૂર કરવી એ આપનો ધર્મ છે, દુર્બળતાને બદલે સબળતા દાખલ કરવી, મેલને બદલે પવિત્રતા દાખલ કરવી એ આપનો ધર્મ છે. એટલે ગરીબોની ઉપર દયા રાખજો, તેમને ખવડાવીને ખાજો. તમારી તલવાર તમારા પોતાના ગળા માટે છે. પ્રજાને તમે કહેજો કે અધિકારની મર્યાદાથી ચ્યુત થાઉં તો એ તલવાર

મારા ગળા ઉપર ચલાવજો. હું ખોટી ખુશામત કરું તો અધમ કરું. આ દરબારગઢનું મેં લૂણ ખાધેલું છે. માજી ઠાકોર સાહેબે મારા પિતાને ૪૦૦ વાર જમીન કશી કિંમત કે શરત કે ભાડા વિના એનાયત કરેલી. ૪,૦૦૦ વાર આપવા માંડેલી પણ મારા પિતાએ ના પાડેલી, અને ૪૦૦ માગી લીધેલી. એ લૂણ ખાધેલું તે માટે હું તમને કંઈ આજે ન કહું તો બેવફા થાઉં. આખી પૃથ્વી મને માન આપે તોપણ હું ન છલકાઉં. તમારું માન મને બહુ ભાવે છે. કારણ હું રાજકોટમાં જ ઊછરેલો, અનેક છોકરાંઓ સાથે રમેલો, અસંખ્ય સ્ત્રીઓએ મને રમાડેલો અને આશીર્વાદ આપેલા. પણ અસંખ્ય સ્ત્રીઓ મને આશીર્વાદ આપે અને મારી મા ન આપે તો તે કેમ રુચે? મને દૂધને બદલે દારૂ મળે, શેરડી માગું અને સિગારેટ મળે તો તે કેમ કામ આવે? હું તો સ્ત્રીઓ, ગરીબો અને હરિજનોનાં દુ:ખનું નિવારણ માગું. હરિજનોની સાથે હું હરિજન થયો છું. સ્ત્રીઓને કહું છું કે તમારે માટે હું સ્ત્રી થયો છું. તમારી પવિત્રતાની રક્ષાને માટે પૃથ્વી ઉપર પર્યટન કરી રહ્યો છું. હું અહીં કંગાલ તરીકે આવેલો છું; પૃથ્વીમાં મને મળેલા માનને બળે નથી આવેલો; પ્રજાજન તરીકે આવેલો છું. મને તમે ખબર આપો કે રાજમાં કેટલા રેંટિયા દાખલ થયા, કેટલી ખાદી દાખલ થઈ, તો હું રાજી થઈશ. મને ખબર આપશો કે રાણી સાહેબ પણ ખાદી પહેરે છે, આખા રાજ્યમાં, દરબારના ખૂણેખૂણામાં ખાદી દાખલ થઈ છે, તો હું ઉઘાડે પગે આવીને તમને પ્રણામ કરીશ. તમારું ભલું થાઓ અને પ્રજાનું કલ્યાણ કરવાને ઈશ્વર તમને સમર્થ બનાવો.

નવજીવન, ૨૨–૨–૧૯૨૫

૧૯

# જન્મભૂમિદર્શન*

મને પોરબંદરની પ્રજાએ આ માનપત્ર દીવાનસાહેબને હાથે અપાવ્યું તે માટે તેમનો હું બહુ આભાર માનું છું. અને ચાંદીની અથવા સુખડની દાબડીની અંદર એ માનપત્ર આપવાને બદલે તમે ૨૦૧ રૂપિયાનો ચેક આપ્યો છે તેમાં રહેલા તમારા વિવેક માટે તમને ધન્યવાદ આપું છું. જો પોરબંદરના શહેરીઓ મારી અભિલાષા ન સમજે અને પૂરી ન પાડે તો પૃથ્વીની સપાટી પર બીજી કઈ જગ્યાએ હું એ આશા રાખું ? મેં અનેક જગ્યાએ કહ્યું છે કે મારી પાસે ચાંદી વગેરે રાખવાનું સાધન નથી. એવાં સાધન રાખવાં એ ઉપાધિરૂપ છે; એવી વસ્તુઓનો ત્યાગ કરવાથી જ હું મારી સ્વતંત્રતાને સંભાળી શકું છું. એટલે હું હિન્દુસ્તાનને કહી રહ્યો છું કે, જેને સત્યાગ્રહનું પાલન કરવું છે તેણે નિર્ધન થવાની અને ગમે તે સમયે મરણને ભેટવાની તૈયારી રાખવી જોઈએ. મારી પાસે ચાંદીની પેટી રાખવાને સ્થાન ક્યાંથી હોય ? એટલે તમે મને તેને બદલે ચેક આપ્યો એથી તો આનંદ જ થાય છે.

પણ એક તરફથી તમને ધન્યવાદ આપું છું તો બીજી તરફથી મને મારી કંજૂસાઈની દયા આવે છે. મારી ભૂખ મોટી છે. આટલા કાગળના કટકાએ મારું પેટ ન ભરાય. ૨૦૧ રૂપિયા

* પોરબંદરમાં આપેલું ભાષણ

તે મારે માટે પૂરતા ન ગણાય. આમ હું કહું છું, કારણ તમારી પાસેથી હું જેટલું લઉં તેનું દામદૂપટ અથવા તેથી પણ વધારે તમને મારી પાસેથી મળી રહેશે એવી હું ખાતરી આપી શકું છું. કારણ મારી પાસે એક પૈસો એવો નથી આવતો કે જેમાંથી પૈસાનાં ઝાડ ન ઊગતાં હોય — વ્યાજથી નહિ, પણ તેના ઉપયોગથી; વ્યાજ લઈને નભવા કરતાં તો મરણ વધારે સારું — પણ એક પૈસામાંથી જેટલો રસ લૂંટાવાય તેટલો હું લૂંટાવું. તેનો ઉપયોગ હિંદુસ્તાનની પવિત્રતાની રક્ષા કરવા, હિંદુસ્તાનનાં નાગાંને ઢાંકવા માટે જ થશે. પાઈએ પાઈનો હિસાબ રહેશે. મને આજ સુધી એકે માણસ એવો નથી મળ્યો કે જેને હું કહું કે તમે મને બહુ આપ્યું. મારા મેમણ મિત્રો એથી જ મારાથી ભાગે છે, નહિ તો ઉમર હાજી આમદ ઝવેરી જેવા તો અહીં હોય જ. તે કહે છે કે તું તો હવે સામો મળે તો લૂંટવાની જ વાત કરે છે! આમ આજના કઠણ કાળમાં મારી સાથે મિત્રાઈ રાખવી ભયંકર છે. આજના કઠણ સમયમાં જે ભાઈ હિંદુ હોઈ પોતાના પૈસા ભંગી પાસે લૂંટાવવા તૈયાર હોય, જે ભાઈ દેશને સ્વાતંત્ર્ય અપાવવાને માટે પોતાની બધી શક્તિ અથવા પોતાનું બધું ધન ખર્ચી નાંખવા તૈયાર હોય, તે જ મારી મિત્રાચારી રાખી શકશે. રાજકોટના ઠાકોર સાહેબે મારા ઉપર પ્રેમનો ધોધ છોડ્યો હતો, તેમાં હું ડૂબું ડૂબું થઈ રહ્યો હતો, પણ હું થરથરી રહ્યો હતો કે, 'અરે જીવ! આ રાજાની મિત્રતા તું ક્યાંસુધી રાખી શકશે?' મારા પિતા જે રાજ્યના દીવાન હતા તે રાજ્યના રાજાને હાથે મને માનપત્ર લેવાનું કેમ ન ગમે? આજના મહારાણા સાહેબના પિતામહના રાજમાં મારા પિતામહ

દીવાન હતા, તેમનાયે પિતાના રાજમાં મારા પ્રપિતામહ દીવાન હતા. રાણા સાહેબના પિતાશ્રી મારા મિત્ર હતા, મારા અસીલ હતા. મેં તેમનું ખાધુંપીધું છે — એટલે મહારાણા સાહેબનું આમંત્રણ પણ મને કેમ ન પસંદ પડે? પણ બધી મિત્રાચારી જાળવવી મુશ્કેલ છે, જેમ અંગ્રેજની હું નથી સાચવી શક્યો. કારણ જગતમાં એક જ મિત્રાઈ સાચવવાની મને જરૂરની લાગે છે. તે મિત્રાઈ ઈશ્વરની. ઈશ્વર એટલે અંતરાત્મા. એના ભણકારા વાગે અને મને લાગે કે જગતની મિત્રતા છોડવી જોઈએ, તો તે છોડવાને તૈયાર છું. તમારી મિત્રતાનો હું ભૂખ્યો છું, અને તમારા બધા પૈસા લઈ જાઉં છતાં હું ધરાઉં નહિ. તમારી પાસે હું માગ્યે જ જઈશ, અને તમે મારો દેશનિકાલ કરશો તો ઈશ્વરના ઘરમાં મારી જગા લઈશ. મારું અટક હિંદુસ્તાન છે. હિંદુસ્તાનમાં જ્યાંસુધી દુઃખનો દાવાનળ સળગે છે ત્યાંસુધી હિંદુસ્તાન છોડી ક્યાંયે જવું મને નહિ ગમે. દક્ષિણ આફ્રિકા મને સંઘરે એમ છે, પણ આજે મને ત્યાં જવું પણ ન ગમે, કારણ અહીંનો અગ્નિ બુઝાવાય ત્યારે જ ત્યાંનો બુઝાવાય એમ છે. એ અગ્નિ બુઝાવવામાં મદદ કરવાની બધા રાજાઓને વિનંતિ કરી રહ્યો છું તેમાં પોરબંદર પાસે વધારેમાં વધારે આશા રાખું તો શું ખોટું?

પ્રજા પાસે પણ એની જ આશા રાખી બેઠો છું. હું તમારો સહુનો સહકાર માગું છું. એને પરિણામે કદાચ અંગ્રેજ સાથે પણ આપણે સહકાર કરતા થઈ જઈએ. એટલે એમ નહિ કે આપણે અંગ્રેજોની પાસે દોડી જઈએ. તેઓ જ દોડતા આવશે. તેઓ મને કહે છે કે તું ભલો છે, પણ તારા સાથી બદમાશ છે, તને ચૌરીચૌરા દગો દેશે. પણ હું તો

મનુષ્યસ્વભાવમાં માનનારો છું. દરેકમાં આત્મા રહેલો છે, અને દરેક આત્માની શક્તિ મારા આત્માના જેટલી જ છે. મારી શક્તિ તમે જોઈ શકો છો, કારણ મેં મારા આત્માને વીનવીને, ઢોલ વગાડીને, તેની આગળ નાચીને જાગ્રત રાખ્યો છે. તમારો એટલો જાગ્રત ન હોય પણ આપણે સ્વભાવે તો સરખા જ છીએ. રાજાપ્રજા, હિન્દુમુસલમાન લડ્યા કરે છે, પણ એ લોકોને જો ઇશ્વરની મદદ ન હોય તો એક તૃણ પણ હલાવી શકે એમ નથી. પ્રજા એમ માને કે અમે બળવાન થઈ રાજાને કનડીશું, અને રાજા એમ માને કે હું બળવાન થઈ પ્રજાને મસળી નાંખીશ; હિન્દુઓ માને કે સાત કરોડ જેટલા મુસલમાનોને કચડી નાંખવા અઘરા નથી, અને મુસલમાનો માને કે બાવીસ કરોડ ભાજીખાઉ હિન્દુઓને અમે કચડી નાંખીશું; તો રાજાપ્રજા, હિન્દુ-મુસલમાન બંને મૂર્ખ છે. એ ખુદાનો કલામ છે, વેદનું વાક્ય છે. બાઇબલમાં લખાયું છે કે, માણસ-માત્ર એકબીજાના ભાઈબંધ છે. દરેક ધર્મ પોકારે છે કે, સ્નેહની ગાંઠથી જ જગત બંધાઈ રહેલું છે. એ સ્નેહબંધન ન હોય તો, વિદ્વાન શાસ્ત્રીઓ શીખવે છે કે, પૃથ્વીના કણેકણ નોખા થઈ જાય; પાણીમાં પણ સ્નેહ ન હોય તો તેનાં બિંદુ બિંદુ છૂટાં થઈ જાય. તેમ જ મનુષ્ય મનુષ્ય વચ્ચે એ ન હોય તો આપણે મૂઆ પડ્યા છીએ. એટલે આપણે સ્વરાજ ઇચ્છતા હોઈએ, રામરાજ્ય ઇચ્છતા હોઈએ, તો આપણી સૌની સ્નેહની ગાંઠ બંધાવી જોઈશે. એ સ્નેહની ગાંઠ એટલે હાથે કાંતેલા સૂતરની ગાંઠ. એ સૂતર પરદેશી હોય તો એ લોખંડની બેડી થઈ પડે. તમારું અનુસંધાન તો તમારાં ગામડાંની સાથે, રબારીઓની સાથે, બરડાના મેરોની સાથે હોવું જોઈએ. તેને

બદલે લૅંકેશાયર કે અમદાવાદ સાથે થાય તેમાં પોરબંદરનું શું પાકે? ખરી વસ્તુ જે પ્રજા માગી રહી છે તે એ છે કે, અમારી મહેનત વાપરો, અમને બેકાર રાખી ભૂખે ન મારો. રાણાવાવના પથ્થરને બદલે તમે ઇટાલીથી પથ્થર મંગાવો તો કેમ ચાલે? તમે તમારાં ગામડાંઓમાં વણાયેલાં પાનકોરાં અને તમારી જ ગાયભેંસનાં ઘી છોડી કલકત્તાથી મંગાવો તે કેમ પાલવશે? તમે તમારી વસ્તુઓનો ઉપયોગ ન કરતાં પારકે ઠેકાણેથી મંગાવશો તો હું કહીશ કે તમે બેડીથી જકડાયેલા છો. જ્યારથી મને આ શુદ્ધ સ્વદેશીનો મંત્ર લાધ્યો છે, જ્યારથી ગરીબમાં ગરીબની સાથે મારે અનુસંધાન હોવું જોઈએ એમ હું સમજ્યો છું, ત્યારથી હું મુક્ત થયો, અને મારો આનંદ લૂંટવાને નથી રાણા સાહેબ શક્તિમાન, કે નથી લૉર્ડ રીડિંગ શક્તિમાન, કે રાજા જ્યૉર્જ.

બહેનોને કહીશ કે, તમારાં દર્શન પણ કરીને હું ત્યારે જ પાવન થાઉં કે જ્યારે તમે ખાદીભૂષિત હશો, તમે કાંતતાં હશો. આજે હવેલીમાં જઈને ધર્મ જાળવવા માગો છો, પણ જે કાંતતી હશે તેનું જ હૃદય મંદિરરૂપ બનશે. એથી જ તમને કહું છું કે, શું તમારી આગળ હિમાલયના ચમત્કારની વાતો કહું તો જ તમે સાંભળવાનાં? શું તમને ઘેરઘેર ચૂલાની સાથે રેંટિયો રાખવા કહું તો તમે કહેશો કે આ ડોસાની ડાગળી ચસકી ગઈ છે? હું તો ડાહ્યો છું. હું તો સમજું છું. મારો અનુભવ પોકારીને કહી રહ્યો છું.

મને એક જણે પૂછેલું કે તું પોરબંદરનું માનપત્ર લઈને શું કરશે? પોરબંદરમાં ખાદી પહેરનારાઓ કેવા છે તે તો પ્રથમ જાણી લે. પણ પોરબંદરમાં ખાદી પહેરનારા કેવા છે

એમ પૂછવાને બદલે ખાદી પહેરનારા જ ક્યાં છે એમ પુછું. તમે ઝીણાં કપડાં પહેરવાની ઇચ્છા રાખો છો. મને કરોડાધિપતિઓએ સંભળાવ્યું છે કે ઝીણું તો હમેશાં કરોડાધિપતિને પણ ખરીદવું ન પાલવે. પણ જેમ તમે ઘરમાં ઝીણી ઝીણી શેવ બનાવો છો તેવું ઝીણું કાંતો તો ઝીણું પહેરી શકશો.

આ સૂતરનો ઇલાજ ન કરીએ ત્યાંસુધી સ્નેહની ગાંઠ નથી બાંધી શકાવાની. આખા જગતને તમે એ ગાંઠથી બાંધવા માગતા હો તો બીજો ઉપાય નથી, નથી ને નથી જ. હિંદુ-મુસલમાન સવાલને માટે પણ બીજો એકે ઉપાય નથી. મારી સાથે રાજકોટમાં ભાઈ શ્વેબ કુરેશી આવેલા હતા. તેમને ત્યાંના મુસલમાનોએ કહ્યું કે, 'ગાંધી તમને છેતરે છે, ખાદીનો પ્રચાર કરાવીને વિલાયતી કપડાંનો વેપાર કરનાર મુસલમાનોને ભિખારી બનાવવા માગે છે.' પણ શ્વેબ કાંઈયે સાંભળે એમ નહોતું. તે જાણે છે કે હું મૂઠીભર પરદેશી કપડાંનો વેપાર કરનારા ઉપર એઠી નજર ન નાખું. તે પોતે ખાદીભક્ત છે, અને જાણે છે કે, જેટલી સેવા હું ઇસ્લામની કરી રહ્યો છું તેટલી ખાદીની કે દેશની નથી કરી શકતો. મુસલમાન ભાઈઓએ સમજવું જોઈએ કે, તેમની જન્મભૂમિ આ જ છે, અને તેને સ્વતંત્ર કર્યા વિના ઇસ્લામને સ્વતંત્ર થવાની આશા નથી.

મારી કાઠિયાવાડની કદાચ આ છેલ્લી મુલાકાત હોય. મારે કદાચ બહુ ઓછાં વર્ષ જીવવાનું હોય. મેં મહામુસીબતે મહાસભાનું પ્રમુખપદ સ્વીકાર્યું, કાઠિયાવાડ રાજકીય પરિષદનું પણ સ્વીકાર્યું. હવે માત્ર દસ જ મહિના રહ્યા છે. હું તમારી પાસે એથી જ આવ્યો છું કે તમે મને વિશેષે કરીને ભાઈ સમજતા હો — જોકે હું તો જીવમાત્રનો ભાઈ છું — તો મારી

વિનંતી સમજજો અને અર્ધો કલાક રેંટિયો કાંતજો. એમાં તમારું કશું નથી જવાનું, અને દેશનું દળદર ફીટશે. તમે મારી પાસે કેટલું દુઃખ રોવરાવવા માગો છો? તમે અસ્પૃશ્યતા ન કાઢી શકો તો ધર્મનો નાશ છે. સાચો વૈષ્ણવધર્મ તે જ કે જેમાં વધારેમાં વધારે પોષક શક્તિ હોય. અત્યારે તો વૈષ્ણવધર્મને નામે હરિજનોનો નાશ થઈ રહ્યો છે. અસ્પૃશ્યતા એ હિન્દુધર્મનું રહસ્ય નથી. અસ્પૃશ્યતાનિવારણ, હિંદુમુસલમાન-ઐક્ય, અને ખાદી એ મારી ત્રિવેણી છે. તે ભાઈબહેનો પાસે, રાય અને રંક સહુની પાસે હું માગું.

દારૂની બદીનો નાશ થવો જ જોઈએ, અને તે પ્રજાના જ પ્રયત્ને. મને શંકા નથી કે પ્રજાના જ પ્રયત્ને એ બદી અટકી શકે. કેટલાક મૂર્ખાઓએ જબરદસ્તીના ઉપાય ન લીધા હોત તો હિંદુસ્તાનમાં આજે એ બદી ક્યારનીય નાશ પામી ગઈ હોત. પોરબંદરમાં ઘણા ખારવાઓએ દારૂ છોડયો એમ મેં સાંભળ્યું છે. અને રાણા સાહેબ એમાં સંમત છે અને મદદ કરવા તૈયાર છે એમ પણ સાંભળ્યું છે. આપણે દારૂની લતમાંથી ન છૂટીએ ત્યાંસુધી આપણે સ્વતંત્ર ન થઈ શકીએ. સ્વતંત્રતા માટેના યુરોપના ઇલાજ આપણને કામ ન આવે. ત્યાંના લોકો અને આબોહવા અને આપણા લોકો અને આપણાં આબોહવામાં હાથીઘોડાનો ફેર છે. ત્યાંના લોકો દયાનો ત્યાગ કરી શકે છે, આપણે નથી કરી શકતા. મને પરદેશોના મુસલમાનો કહે છે કે અહીંના મુસલમાનોનું હાડ મુકાબલે રાંક છે. એ સારું કે ખરાબ એ તો હિંદુમુસલમાનો જ કહી શકે, કે જગત કહી શકે. પણ મને લાગે છે કે તેઓ રાંક છે તેથી આપણે કશું ખોવાના નથી. દયાળુ બનવું એટલે બીકણ

બનવું, લાકડીનો ત્યાગ કરવો એમ નહિ, પણ લાકડી હોવા છતાં લાકડી ન વાપરવી. લાકડી વાપરનાર કરતાં જે લાકડી ન વાપરી છાતી કાઢીને દુશ્મનની સામે ઊભો રહે તે જ વધારે બળવાન છે. પોતાનું સ્થાન ન તજવું, પીઠ ન બતાવવી એ પહેલવાનનો મંત્ર, ક્ષત્રીવટનું રહસ્ય છે, અને એ ગુણ મેળવવાને માટે માદક પદાર્થના ત્યાગની જરૂર છે. એટલે પોરબંદરની પ્રજા દારૂનો સદંતર ત્યાગ કરે એમ ઇચ્છું. રાજકોટમાં દારૂની બદી બહુ ફેલાઈ રહી છે. સિવિલ સ્ટેશનના દુકાનવાળા સાથે હરીફાઈ ચાલે છે એટલે દારૂ ત્યાં સોડાને દામે વેચાય છે. પણ જેમને એ દારૂ એટલો સોંઘો મળે છે, તેઓ લોહીનાં આંસુ પાડી રહ્યા છે. મજૂરોની સ્ત્રીઓ મને કહે છે કે, 'તમે ઠાકોર સાહેબને ન કહો? અમારા ઘરમાં આ બદીએ સત્યાનાશ વાળ્યું છે, અમારાં ઘરમાં જાદવી દાખલ થઈ છે, અમારા પતિઓ વ્યભિચારી થયા છે, અમારાં ઘરમાં દળદર વ્યાપી રહ્યું છે.' આ ગરીબડી સ્ત્રીઓના આશીર્વાદ લેવા હોય તો આપણે સૌએ કટિબદ્ધ થવું પડશે, અને રાજાને કહેવું પડશે કે આ ત્રાસથી રૈયતને બચાવો. એમાંથી કમાણી થતી હોય તોપણ શું? એમાંથી ક્ષણિક આનંદ થતો હોય તોપણ શું? એ બદી ફેલાશે તો દેશની એવી બિહામણી સ્થિતિ થશે કે એનો આપોઆપ નાશ થઈ રહેશે. કોઈને નાશ કરવાનો પ્રયત્ન કરવાની જરૂર પણ નહિ રહે. ઈશ્વર તમારું કલ્યાણ કરો. મારું દીન વચન સાંભળવાની અને સમજવાની ઈશ્વર તમને શક્તિ આપો, ને એથી આખા જગતનું પણ કલ્યાણ થાઓ.

**નવજીવન, ૧-૩-૧૯૨૫**

૨૦

# કાઠિયાવાડનાં સ્મરણો

## ૧

### પ્રજાપ્રતિનિધિ મંડળ

તારીખ ૧૫માથી ૨૧મા સુધીનાં કાઠિયાવાડનાં સ્મરણો મને સદાય તાજાં રહેશે. રાજકોટના ઠાકોર સાહેબની સ્વતંત્રતા ઉપર હું મોહિત થયો. પ્રજાપ્રતિનિધિ મંડળની ઉપયોગિતા વિષે મને શક હતો, પણ તેની બેઠકમાં મેં ત્રણ કલાક ગાળ્યા પછી મારો શક દૂર થયો. એ મંડળ છેવટે કેટલું લાભદાયી નીવડશે એ તો ભવિષ્યમાં જ જણાશે, પણ જે છે તે આજ પણ ઉપયોગી છે એમ કહી શકાય. તેની ઉપયોગિતામાં વધારો કરવો એ પ્રતિનિધિઓ ઉપર આધાર રાખે છે. પ્રતિનિધિઓને પોતાના વિચારો પ્રગટ કરવાની પૂરી સ્વતંત્રતા છે ને તેઓ તેનો પૂર્ણ ઉપયોગ કરતા જણાયા. ના. ઠાકોર સાહેબને શું પસંદ પડશે એ ખ્યાલ કોઈ રાખતા હોય એમ ન લાગ્યું. પણ તેમને અપ્રિય લાગવાનો સંભવ હોય એવા વિચાર પણ પ્રતિનિધિઓ જણાવતા હતા.

કાર્ય બધું ગુજરાતીમાં ચાલવાથી શોભી નીકળતું હતું. અંગ્રેજી ભાષણોમાં જે કૃત્રિમતા, ડોળ વગેરે જોવામાં આવે છે તે અહીં મુદ્દલ નહોતાં. કેટલાંક ભાષણો તો સરસ ને અસરકારક હતાં એમ કહી શકાય. ભાષણો લાંબાં પણ ન

કહેવાય, ને સામાન્ય રીતે સહુ મુદ્દાસર બોલતા હતા. દલીલ કરવાની શક્તિમાં, મર્યાદા જાળવવામાં, પદ્ધતિસર કામ કરવામાં કોઈ પણ પ્રતિનિધિ મંડળથી આ મંડળ ઊતરે એમ હું ન કહું.

### દારૂનિષેધ

આ મંડળમાં મુખ્ય ચર્ચા મદ્યપાનનિષેધ વિષે હતી. પ્રતિનિધિમંડળે એકમતે ઠરાવ કર્યો કે દારૂની દુકાનોને દારૂ ગાળવા દેવાનું દરબારે બંધ કરવું જોઈએ. ના. ઠાકોર સાહેબનો મત એથી વિરુદ્ધ હતો એ પ્રતિનિધિઓ જાણતા હતા. આ ઠરાવ બીજી વેળા લાવવામાં આવ્યો હતો.

### વિચારદોષ

ના. ઠાકોર સાહેબ પોતે પ્રતિનિધિઓ સાથે દલીલમાં ઊતર્યા હતા. તેથી તેમના વિચારો જાણી શકાતા હતા. જો દારૂની દુકાનો બંધ કરવામાં આવે તો વ્યક્તિસ્વાતંત્ર્યને હાનિ પહોંચે, એ તે નામદારની દલીલ હતી. મને લાગે છે કે આમાં મોટો વિચારદોષ રહેલો છે. દરબાર દારૂની દુકાનો બંધ કરે તેમાં વ્યક્તિસ્વાતંત્ર્યને શો ધક્કો પહોંચે છે એ સમજવું મુશ્કેલ છે. દારૂનું પીવું ગુનો ગણાય એવી પ્રજાની માગણી નહોતી, પણ દારૂ બનાવવો કે વેચવો બંધ થાય એ માગણી હતી. જે વસ્તુને વ્યક્તિ કે સમાજ દોષવાળી ગણે તે વસ્તુ બનાવવા કે વેચવા સમાજ કે વ્યક્તિ બંધાયેલાં નથી. દારૂથી થતી હાનિ સૌ કોઈ જાણે છે. જેમ ચોરી કરવાનું સ્વાતંત્ર્ય હોય નહિ, તેમ દારૂ બનાવવા કે વેચવાનું પણ ન જ હોય. જેને પીધા વિના ન જ ચાલે તેઓ તે હદ છોડી શકે છે. આવી બંધીનાં દૃષ્ટાંતો વ્યક્તિસ્વાતંત્ર્યને પૂજનારા દેશોમાં પણ પુષ્કળ

જોવામાં આવે છે. સ્વાતંત્ર્ય અને સ્વચ્છંદ એ એક જ વસ્તુ નથી. કોઈ વ્યક્તિને સ્વચ્છંદ કરવાનો અધિકાર હોય જ નહિ. હોય ત્યાં સ્વતંત્રતાદેવીનો વાસ જ ન સંભવે. પ્રત્યેક મનુષ્યને માત્ર એટલી જ સ્વતંત્રતા ભોગવવાનો અધિકાર છે જેથી બીજાને નુકસાન ન પહોંચે. અંગ્રેજીમાં નીતિશાસ્ત્રની કહેવત છે કે, મનુષ્યે પોતાની વસ્તુનો એવી રીતે ઉપયોગ કરવો કે જેથી બીજાને હાનિ ન પહોંચે. મને મારી જમીન આખી ખોદી નાંખવાનો હક છે, પણ મારા પાડોશીના ઘરનો પાયો નબળો થઈ જાય તેટલે દરજ્જે તે ન ખોદાય. પ્રજાનો કોઈ ભાગ દારૂ પીએ તો તેનું પરિણામ પીનારને સોસવું પડે છે એટલું જ નહિ, પણ પીનારનાં બાળબચ્ચાંને અને પાડોશી સુધ્ધાંને સોસવું પડે છે. અમેરિકાએ દારૂની દુકાનો ને દારૂ બનાવવાનાં કારખાનાં બંધ કર્યાં તેથી કંઈ ત્યાં વ્યક્તિ-સ્વાતંત્ર્યનો લોપ નથી થયો. આખી દુનિયામાં અત્યારે દારૂના વેપાર વિરુદ્ધની હિલચાલ ચાલી રહી છે. તે વેળા રાજકોટ-નરેશ દારૂને અંગે વ્યક્તિસ્વાતંત્ર્યની વાત કરે એ ખેદકારક ગણાય.

### પ્રજામત

વળી માનો કે દારૂના વેપારની બંધીથી વ્યક્તિસ્વાતંત્ર્યને ધક્કો પહોંચે છે, તોયે જ્યાં પ્રજાનો મત સ્પષ્ટ રીતે એક જ હોય ત્યાં તો મતને વશ વર્તવાનો રાજાનો ધર્મ છે, એવો જગતમાન્ય સિદ્ધાંત છે. પ્રજાપ્રતિનિધિ મંડળમાં કોઈ પણ એવો જોવામાં ન આવ્યો કે જે દારૂના વેપારની બંધી નહોતો ઇચ્છતો. એવા પુરાવા મોજૂદ છે કે દારૂ પીનારા પોતે તે બંધી ઇચ્છે છે. તેમનાં કુટુંબો ત્રાસ પામ્યાં છે. આવી

બાબતમાં રાજકોટના ઠાકોર સાહેબ પ્રજામતને માન ન આપે એ શોચનીય જ ગણાય. જેણે પ્રજાપ્રતિનિધિ મંડળ કાઢવાની પહેલ કરી છે તે નરેશને વિષે જરૂર હું એવી આશા રાખું કે તેઓ દારૂની બાબતમાં દૂષિત સિદ્ધાંતને વશ રહી પ્રજામતનો તિરસ્કાર નહિ કરે પણ દારૂનો વેપાર બંધ કરી ગરીબોની આંતરડીની દુવા મેળવશે.

## નિયમિતતા

રાજકોટના ઠાકોર સાહેબ નિયમિતતાના પૂજારી છે. બધું કામ નીમેલે વખતે કરતા જણાય છે ને પોતે કરેલી વખતની નિમણુકોનો ખંતપૂર્વક અમલ કરે છે ને બીજાઓ પાસે કરાવે છે. 'ડિસિપ્લિન'—સંયમન—ના પણ પૂજારી છે. તેઓ માને છે કે આપણામાં મોટી ખામી સંયમનનો અભાવ છે. આમાં બહુ સત્ય છે એની ના પાડી શકાય એમ નથી. નિયમ અને સંયમનને અભાવે પ્રજા પોતાની શુભેચ્છાઓ પાર નથી પાડી શકતી.

## ૨

## બીજાં રાજ્યો

જે લોકપ્રિયતા મેં નામદાર ઠાકોર સાહેબને વિષે અનુભવી તે પોરબંદર, વાંકાનેર અને વઢવાણના નરેશો વિષે પણ અનુભવી. દરેક પ્રજાનું હિત ચહાતા જણાયા. દરેક પ્રજાને સંતોષવાનો પ્રયત્ન કરે છે એવી છાપ મારા મન ઉપર પડી. પણ મારાથી એક વસ્તુ કહ્યા વિના ન રહેવાય. દરેક રાજ્યમાં ઓછાવત્તા પ્રમાણમાં રાજાનું ખર્ચ આવકના પ્રમાણમાં બહુ

વધારે જોવામાં આવ્યું. મારી ખાતરી છે કે જ્યાંલગી રાજા પોતાના ખર્ચની ઉપર અંકુશ ન મૂકે ત્યાંસુધી તે તેનું રક્ષકપણું સિદ્ધ નથી કરતો. રાજા પ્રજાની મહેનતની કમાણીમાંથી ભાગ લે છે ને તેના બદલામાં તે પોતાની નોકરી આપે છે. જેની નોકરી વિના ન જ ચલાવી શકાય તે સરદાર બને છે. પણ તે જ્યાંલગી વફાદાર રહે ત્યાંલગી જ સાચો સરદાર રહે છે. રાજાની વફાદારીમાં બે ગુણ હોવા જોઈએ. એક તો પ્રજાની સુખાકારી, સ્વતંત્રતા ને નીતિનું રક્ષણ કરવું; ને બીજે પ્રજાની પાસેથી મળેલા દ્રવ્યનો સદુપયોગ કરવો. જો રાજા પોતાને સારુ અણછાજતું ખર્ચ કરે તો તે દ્રવ્યનો સદુપયોગ નથી કરતો. પ્રજાજન કરતાં તે અમુક પ્રમાણમાં જરૂર વધારે ખર્ચ કરે, વધારે મોજશોખ કરવા હોય તો કરે, પણ તેની મર્યાદા તો હોવી જ જોઈએ. પ્રજાજાગૃતિના આ યુગમાં મર્યાદાની પૂરી આવશ્યકતા છે એ હું તો તટસ્થ રહેલો સંપૂર્ણતાએ જોઈ રહ્યો છું. એક પણ સંસ્થા જે પોતાનું લોકોપયોગીપણું સિદ્ધ ન કરી શકે તે લાંબો કાળ નહિ જ નભી શકે. કાઠિયાવાડનાં ચાર રાજ્યનું નિરીક્ષણ જેટલું એક અઠવાડિયામાં થઈ શકે તેટલું કરતાં કાઠિયાવાડ રાજકીય પરિષદ આગળના મારા રાજ્યતંત્રના બચાવને ટેકો મળ્યો છે, પણ તેની જ સાથે હું તે તંત્રની નબળાઈઓ પણ જોઈ શક્યો છું. રાજાઓના શુભેચ્છક તરીકે હું નમ્રતાપૂર્વક કહેવા ઇચ્છું છું કે, મેં ઉપર જણાવ્યું છે તે વ્યવસ્થા જો તેઓ સ્વેચ્છાએ દાખલ કરશે તો તેઓ વધારે લોકપ્રિય થશે એટલું જ નહિ, પણ પોતાનું રાજાપણું વધારે શોભાવશે. એ સત્તાધીશ સાચે કે જે પોતાની સત્તાની મર્યાદા પોતાની મેળે જ આંકે.

ઈશ્વરે પોતે પોતાની સત્તાને મર્યાદા આંકી છે. સત્તાનો દુરુપયોગ કરવાની શક્તિ છતાં તેણે તે શક્તિનો ત્યાગ કર્યો છે. શરીર નિભાવવાની શક્તિ છતાં જે તે શક્તિનો ત્યાગ કરે છે તે મોક્ષ મેળવે છે. શુદ્ધતમ બ્રહ્મચારી સ્વેચ્છાએ પોતાની શક્તિનો સંગ્રહ કરતો એવી પરાકાષ્ઠાએ પહોંચે છે કે છેવટે તે ક્લીબના જેવો થઈ રહે છે. એ સ્થિતિ અવર્ણનીય છે. એ સ્થિતિ દ્વંદ્વાતીતની છે. તે જડ જેવો છતાં શુદ્ધ નિર્વિકારી ચૈતન્ય છે. તેથી જ અંગ્રેજીમાં કહેવત છે કે રાજા દોષ કરતો જ નથી. ભાગવતકાર કહે છે કે તેજસ્વીને દોષ નથી. તુલસીદાસે પોતાની મધુરી હિંદીમાં કહ્યું, 'સમરથ કો નહિ દોષ ગુસાંઈ.' આ ત્રણ વાક્યોનો અનર્થ આ કાળમાં થાય છે. એટલે કે બળવાન દોષ કરતા છતાં દોષ નથી કરતા એમ મનાવવું ને માનવું. સત્ય તો તેથી ઊલટું જ છે. બળવાન એ જ કે જે પોતાના બળનો દુરુપયોગ ન જ કરે, પોતાની ઇચ્છાએ તે બળના દુરુપયોગનો ત્યાગ કરે, તે એટલે સુધી કે તે દુરુપયોગ કરવા અશક્ત બને. આપણા નરેશો એવા કેમ ન બને? એવા થવું તેઓની શક્તિની બહાર છે?

## રાષ્ટ્રીય શાળા

બે રાષ્ટ્રીય શાળાઓ ખોલવાની ક્રિયાનો હું સાક્ષી હતો. એક તે રાજકોટની. તે ખોલવાની ક્રિયા નામદાર ઠાકોર સાહેબે જ કરી ને મેં હાજરી આપી. બીજી વઢવાણની. તે ખોલવાની ક્રિયા મેં જ કરી. બન્નેની ઉપર વાદળ આવ્યાં. બન્નેને હરિજન પ્રશ્ન નડ્યો. બન્ને તે પ્રશ્નને ઓળંગી ગઈ છે, છતાં તે વિષે નિર્ભય નથી થઈ. નિર્ભય થવામાં અધ્યાપકોની

શક્તિનું માપ આવશે. જો અધ્યાપકો વિવેકથી, શાંતિથી, મર્યાદાપૂર્વક ને તિતિક્ષાથી પોતાનું કાર્ય ચલાવશે, તો હરિજનને સંઘરતા છતાં લોકોનો વિરોધ નહિ વહોરે ને શાળામાં ઇતર વર્ણનાં બાળકો આવશે જ. શાળાનું રાષ્ટ્રાયપણું અધ્યાપકોના ચારિત્ર્યબળમાં રહેલું છે, તેઓના દેશપ્રેમમાં રહેલું છે, તેઓની ત્યાગવૃત્તિમાં રહેલું છે, તેઓની દૃઢતામાં રહેલું છે. બન્નેનાં મકાનોનો મને મીઠો દ્વેષ છે. એ મકાનોમાં તપસ્વી અધ્યાપકો વસે તો તો તે ભલે થયાં, નહિ તો તે આપણને અધોગતિએ પહોંચાડનારાં નીવડવાનો સંભવ છે. બ્રહ્મદેશમાં એક કાળ એવો હતો કે ગામેગામ સુંદર મકાનોમાં, સુંદર નિશાળોમાં ત્યાંના સાધુઓ ઉદ્યમપૂર્વક શીખવતા. હવે મકાનો તે જ છે. પણ જ્યારે મેં તે નિશાળોની મુલાકાત લીધી ત્યારે મેં ત્યાં ઊંઘતા આળસુ સાધુઓને જોયા હતા. નિશાળનું નામ માત્ર હતું. તેનો પ્રાણ ઊડી ગયો હતો. હરિજનને લેવા એ જેમ રાષ્ટ્રીય શાળાનું આવશ્યક અંગ છે તેમ જ રેંટિયો છે. એ ચક્રની નિયમિત ગતિ ઉપર ભારતવર્ષના ચક્રની ગતિ નિર્ભર છે. એ ચક્રનો સંપૂર્ણ વિકાસ તો રાષ્ટ્રીય શાળાઓ મારફતે જ થાય. દરેક શાળામાં તેની સાધનાની આશા હું રાખું. એને વિષે આદર પેદા કરવામાં શિક્ષકોની દેશસેવાનું માપ છે. આળસની નિદ્રામાં સૂતેલા આ દેશને ઉદ્યમી બનાવવાનું એક જ સાધન રેંટિયો છે. રેંટિયામાં નિષ્કામ ઉદ્યમ છે તેથી તેમાં સંપૂર્ણ ફળ છે. ને તે ઉદ્યમનું સુંદર સ્વરૂપ છે. અત્યારે તે ભલે નીરસ લાગે, પણ તેની એ નીરસતામાં જ રસ છે. એ રસ લાવવાનું કામ શિક્ષકોનું છે. બન્ને શાળા આદર્શ બનો એવી આશા હું રાખું છું.

## વઢવાણના શહેરીઓને

રાજકોટ તેમજ વઢવાણના શહેરીઓને તે તે શાળાઓમાં રસ લેવા વીનવું છું. પણ મારી વિનવણી મુખ્યત્વે વઢવાણના શહેરીઓ પ્રત્યે છે. વઢવાણમાં આચાર્ય ફૂલચંદ અને શહેરીઓ વચ્ચે કંઈક કડવાશ હતી. મેં ઇરાદાપૂર્વક તે વસ્તુ સમજવાનો પ્રસંગ શોધ્યો. જેઓને ફરિયાદ હતી તે ભાઈઓને હું મળ્યો. પરિણામે મને એમ લાગ્યું કે ભાઈ ફૂલચંદના સ્વભાવની ઉગ્રતા સિવાય બીજું કારણ ફરિયાદનું ન હતું. નવી વ્યવસ્થામાં શહેરીઓને સંપૂર્ણ સ્થાન છે. શાળા શહેરીઓની છે. તેમાં તેઓ ઉત્સાહપૂર્વક ભાગ લે એ ઇચ્છવા યોગ્ય છે. એમ ભાગ લેવો એ તેઓનો ધર્મ છે. એક સમયે તેઓ એવો ભાગ લેતા હતા. તેઓ દ્રવ્ય પણ દેતા હતા. સહુ કહેતા હતા કે, જો ભાઈ શિવલાલ જીવતા હોત તો વઢવાણનું તેજ જુદું જ હોત. પણ મનુષ્યમાત્રને મરવું તો છે જ. આપણો જેઓના પ્રત્યે સ્નેહ હોય તેઓને અમર રાખવા એ આપણા હાથમાં છે. વઢવાણના ઘણા સમજુ શહેરીઓ કાં શિવલાલ ન બને? વઢવાણની શાળાનું ખર્ચ વઢવાણના શક્તિમાન શહેરીઓ ઉપાડે એ વધારેપડતી આશા નથી. આવી સંસ્થાઓનો પ્રાણ અધ્યાપકો છે. તેનું શરીર શહેરીઓ હોવા જોઈએ.

## ઉદ્યોગશાળા

વઢવાણમાં ભાઈ શિવલાલે સ્થાપેલી કાંતવા વણવાની ઉદ્યોગશાળા પણ ધ્યાન ખેંચવા લાયક છે. એ શાળા મારફતે ખાદીનો પ્રચાર ઠીકઠીક થયો છે, પણ વઢવાણની આસપાસનાં ગામડાંઓની શક્તિના પ્રમાણમાં ઘણો ઓછો પ્રચાર થયો ગણું છું. જ્યાં આસપાસ કંઈ ન થયું હોય ત્યાં થોડું પણ

દીપે છે એ ન્યાયે વઢવાણે ભલે ઠીક કર્યું ગણાઓ. પણ આપણે થોડે સંતોષ નથી માની શકતા. વઢવાણની શક્તિ મુજબ વઢવાણે કર્યું છે કે નહિ એ જ સવાલ હોય. વઢવાણની શક્તિ વધારે છે એમ હું જોઈ ગયો છું. ઉદ્યોગશાળા એ ભાઈ શિવલાલનું ભારે સ્મારક છે. રેંટિયો તેમની જીવનદોરી હતી. તેનું રહસ્ય તે બરોબર સમજ્યા હતા એમ મને કહેવામાં આવ્યું હતું. એ રેંટિયાની બધી કળા વઢવાણ મારફતે ખીલો એમ હું ઇચ્છું છું.

## રાજ્યપ્રકરણ

પ્રજા રેંટિયો ચલાવે, ખાદી પહેરે ને હું રાજ્યપ્રકરણને તપાસું, એવો વિભાગ આપણે પરિષદ સમયે પાડેલો. એ વિભાગનો અર્થ મેં સમજાવ્યો તો છે જ છતાં ફરી સ્પષ્ટ કરવાની જરૂર છે. તે આ છે. જેમ પ્રજા જાગ્રત રહી પોતાની પ્રતિજ્ઞા પાળે તેમ જ હું જાગ્રત રહી મારી પ્રતિજ્ઞા પાળું. પ્રજા જાગ્રત રહે તો પોતાની પ્રતિજ્ઞા પાળી સફળ થઈ શકે છે; કેમકે સફળતા પોતાને હસ્તક છે. હું જાગ્રત રહેતો છતો ને પ્રતિજ્ઞાનું પાલન કરતો છતો સફળ ન થાઉં એ સંભવે; કેમકે મારી સફળતા પરને હસ્તક છે. વળી મારી સફળતાનો આધાર પ્રજાના પ્રતિજ્ઞાપાલન પર છે. સૂતરની સાથે રાજ્ય-પ્રકરણને કેમ સંબંધ છે એ હજુ સમજાવવું પડે છે એ દુઃખદ છે. સૂતર કાંતવામાં પ્રજાની સંઘશક્તિ રહેલી છે. તે શક્તિનો અદૃશ્ય પ્રભાવ સર્વત્ર પડે એવી મારી શ્રદ્ધા છે. તેમ હો કે ન હો, મારી પ્રતિજ્ઞાનો અર્થ પ્રજા સમજે એટલું આવશ્યક છે. હું કશું કરી શકીશ જ એવું કંઈ નથી. મેં તો હું જેને સારામાં સારો રસ્તો માનું છું એ પ્રજાને સૂચવ્યો છે. પ્રજા કેવળ આન્દોલનોથી કંઈ નથી મેળવી શકતી.

રાજાઓની સ્થિતિ પણ સમજવી જોઈએ. નિંદા કે ટીકા જ કરવાથી અર્થ સરતો નથી. આ સ્થિતિ સમજવા ખાતર મેં પરિષદને રાજ્યપ્રકરણી ઠરાવો કરતાં ખામોશ રહેવાની સલાહ આપી. પ્રમુખ તરીકે મારાથી બની શકે તેટલી તપાસ કરવાની મેં પ્રતિજ્ઞા કરી. તેનું પાલન કરવાનો મારો પ્રયાસ ચાલુ જ છે. હું નિરાંત વાળીને બેઠો નથી, બેસવાનો નથી. પણ આનો અર્થ એવો નથી કે જેને દર્દ છે તે પોતાનો ઇલાજ ન કરે. પરિષદની સહાયતા ઉપર પ્રમાણે મળે, એટલો જ મારી સલાહનો અર્થ છે. વ્યક્તિઓ પોતાને યોગ્ય લાગે તેવો સત્ય ને શાંત ઉપાય ન્યાય મેળવવા લે તેમાં મારા તરફથી કશી રોકટોક નથી, એ સમજાવું જોઈએ. પરિષદથી બને તેટલી મદદ તે કરે જ. તે મદદે અત્યારે સ્વરૂપ એ પકડ્યું છે કે મારે મારી વીનવવાની શકિતનો ઉપયોગ જે જે રાજ્યો વિષે ફરિયાદ થઈ છે તે તે રાજ્યો વિષે કરવો. ફળનો આધાર વસ્તુની ને પાત્રની શુદ્ધતા ઉપર ને પ્રજાના પોતાની પ્રતિજ્ઞાના પાલન ઉપર છે. પ્રજાએ પણ પોતાની કાર્યદક્ષતાની છાપ પાડવી જ જોઈએ. પ્રજા જો રચનાત્મક કાર્ય કરી સ્વમાન જાળવશે તો પ્રજાને આત્મવિશ્વાસ આવશે. અત્યારે તો જેમ બીજા ભાગમાં તેમ કાઠિયાવાડમાં પ્રજા આત્મવિશ્વાસ ખોઈ બેઠી છે; જ્યારે સ્થિતિ તો એવી છે કે પ્રજા ધારે તેટલી પ્રગતિ કાઠિયાવાડનાં ઘણાં રાજ્યની અંદર કરી શકે છે, એમ મારો અનુભવ મને સૂચવે છે. કેટલીક સગવડો બ્રિટિશ વિભાગમાં નથી તે સગવડો કાઠિયાવાડનાં રાજ્યોમાં પ્રજાને છે. તે સગવડોનો પૂરો લાભ પ્રજા રચનાત્મક કાર્ય કરીને જ લઈ શકશે.

નવજીવન, ૧૮-૩-૧૯૨૫

## ૨૧

# પ્રજા અને રાજા

પ્રજા અને રાજાએ એકબીજામાં ઓતપ્રોત થઈ જવું જોઈએ. જેવી રીતે 'યથા રાજા તથા પ્રજા' એ સત્ય છે, તેવી જ રીતે 'યથા પ્રજા તથા રાજા' એ પણ સત્ય છે. તમે પોતે કશું ન કરો તો રાજાની ગમે તેટલી ઇચ્છા છતાં રાજા કશું ન કરી શકે. તમે દંભ, ખુશામત, પાખંડ તમારી જિંદગીમાં દાખલ કરો તો તેનો પડઘો રાજાના જીવનમાં પણ પડવાનો. આ વિષે મારે ઇશારો કરવો પડે છે, કારણ 'મીઠા તો મધથીયે અદકા' વચન હજી સાચું છે.

નવજીવન, ૧-૩-૧૯૨૫

## ૨૨

# દેશી રાજ્યો

"આપશ્રી દેશી રાજ્યોની હસ્તી ઇચ્છો છો. પણ ખરી રીતે તો એકહથ્થુ સત્તાથી જુલમ જ થાય. અમલ એ દારૂના જેવો નશો છે. વળી કોઈ રાજા સારો તો એના પુત્રો નઠારા નીવડે છે. એ જ રાજા એક દિવસ સારો ને બીજે દિવસ ખરાબ નીવડે છે. શું રાજાઓનું અસ્તિત્વ ઇચ્છવા યોગ્ય છે?"

આ સવાલ એક ગૃહસ્થે કર્યો છે. લખનારના લખવામાં કેટલુંક સત્ય છે છતાં તે સવાલને બીજો પક્ષ પણ છે. જે પ્રજામાં સત્ત્વ છે તેના રાજા અન્યાયી નથી થઈ શકતા. સત્ત્વહીન પ્રજાને રાજા હોય તોયે શું ને પ્રજાસત્તા હોય તોપણ શું? જેને સત્તા વાપરતાં ન આવડે તે સત્તાને રાખે ક્યાં? તેથી જ મેં કહ્યું છે કે જેવી પ્રજા તેવા રાજા. જ્યાં જ્યાં મેં અન્યાયના દાખલા જોયા છે ત્યાં ત્યાં પ્રજાનો દોષ એટલે પ્રજાની નબળાઈ પણ જોઈ છે. પ્રજાસત્તાક રાજ્યમાંયે અન્યાય જોયો છે. પૃથ્વીમાં આજે એવાં પ્રજાસત્તાક રાજ્યો મોજૂદ છે જ્યાં ભરપૂર અંધાધૂંધી વર્તે છે ને જ્યાં પ્રત્યેક અમલદાર રાજા થઈને બેસી ગયો છે.

મેં નિરંકુશ રાજ્યની હસ્તી નથી ઇચ્છી. અંકુશ કેવો ને કેટલો હોઈ શકે તે રાજાપ્રજાએ વિચારી લેવાનું રહ્યું છે. જ્યાં પ્રજા જાગ્રત છે ત્યાં અન્યાય અસંભવિત છે. જ્યાં પ્રજા નિદ્રાવશ છે ત્યાં ગમે તેવું રાજ્યતંત્ર હોય છતાં અન્યાય તો

છે જ. દેશી રાજ્ય નિર્મળ અને સંપૂર્ણ ન્યાયવાન હોઈ શકે. તેને સારુ આપણી પાસે રામરાજ્યનો દાખલો છે. આજકાલનાં દેશી રાજ્યોમાં જે અપૂર્ણતા જોવામાં આવે છે તે એક તરફથી પ્રજાની અપૂર્ણતાને અને બીજી તરફથી અંગ્રેજી રાજ્યતંત્રની અપૂર્ણતાને આભારી છે, એટલે દેશી રાજ્યોની અંધાધૂંધીને વિષે આશ્ચર્ય ન હોય. પણ એવી બન્નેની અપૂર્ણતાની અસર છતાં કેટલાંક દેશી રાજ્યોનો કારભાર દીપી નીકળે છે, એ દેશી રાજ્યની નીતિમત્તાનું સૂચક નથી? મારા લખવા કહેવાનો આશય માત્ર એટલો જ છે કે, દેશી રાજ્યમાં કંઈ સંગ્રહ કરવા જેવું છે જ નહિ ને એનો નાશ જ ઇષ્ટ છે એવો વિચાર યોગ્ય નથી. દેશી રાજ્યોમાં સુધારણાને સારુ પૂરો અવકાશ છે ને તેમાં સુધારણા થવાથી તે આદર્શ રાજ્યો બની શકે છે. આજે જે સ્થિતિમાં તે રાજ્યો છે તે જ સ્થિતિમાં તે રહેવાં જોઈએ, એમ કહેવાનો તો મારો આશય નથી જ.

નવજીવન, ૨૪-૫-૧૯૨૫

## ૨૩

# ‘ઉદ્ધાર ક્યારે થાય?’

એક ‘સેવક’ લખે છે:

“એક સારા પુસ્તકમાં વાંચેલું કે, ‘અમુક મનુષ્યનાં કર્મ અનુસાર તેને સારું કે નરસું ફળ મળે છે. તેવી જ રીતે સામાન્ય જનસમાજના સામાન્ય આચરણ પ્રમાણે સમાજને સારું નરસું ફળ મળે છે. સમાજનું અસત્ય, અન્યાય, અનીતિ ને દુરાચારનું પ્રમાણ વધી પડે તેના ફળરૂપે જ દુષ્કાળ, રેલ, ધરતીકંપ, અતિવૃષ્ટિ વગેરે દર્શન દે છે.’

સેવક કર્મફળને માનતો હોવાથી ઉપરની વાત સાચી માને છે. અને આ વાત સાચી માનનારને સ્વરાજ્યપ્રાપ્તિમાં પણ શ્રદ્ધા ન જ રહે; સમાજનાં કર્મ ઊંધાં હોય તેનાં પરિણામ સીધાં કેમ આવે?

જુઓ આપણા દેશની આંતરિક સ્થિતિ, આપણા નરેશોની સ્થિતિ! જેને કપાળે આગળના શ્રીરામચંદ્ર, વીર વિક્રમ, શૂરવીર શિવાજી અને પ્રતાપ જેવા પોતાનાં ઝળહળતાં જીવનચરિત્રોથી સોનેરી તિલક કરતા હતા, તે પવિત્ર ભારતમૈયાના કપાળે આજના આપણા કહેવાતા રાજેન્દ્રો અન્યાય, અનીતિ, જુલમ, અત્યાચાર અને હત્યાકાંડથી કલંકિત, કાળાં, ઝાંખાં તિલક કરી રહ્યા છે.

તો પછી આ દેશનું વાતાવરણ, સામાન્ય સામાજિક વર્તન કેવું છે તે આપણે જોઈએ તો માલૂમ પડે છે કે, આ દુર્ભાગી દેશ તો દુર્ભાગ્યને પંથે દોડી રહ્યો છે. અને મારી તો માન્યતા એ જ છે કે, ખોટે રસ્તે જનારને માત્ર સાચો માર્ગ બતાવવો એટલો જ ધર્મ છે, તેને હાથ પકડીને ખેંચવો એ ધર્મ નથી. તેમ પ્રલય-કાળને પોકારી રહેલ, દુર્ભાગ્યદેવીના દરવાજા ઠોકી રહેલ, તે અમારા

આજના નરેંદ્રો જ્યાંસુધી જુલમ, અન્યાય, અત્યાચારથી આ હિંદભૂમિને હત્યાકાંડની ભૂમિ નહિ બનાવે, તેમના હદ બહારના ત્રાસથી કલંકિત થયેલી આ ભૂમિને તેમની નિર્દોષ પ્રજાના નિર્મળ રક્તથી નહિ ધુએ, તેમની પાપબુદ્ધિને તે ગરીબડી પ્રજાની ચિતા ખડકાવી તેની ઊની ઊની જ્વાળા અને તે બળતાં જીગરોના અંતરની ગરમાગરમ હાયવરાળો બાળીને ભસ્મીભૂત નહિ કરે, ત્યાંસુધી આ દેશની, આ નરેંદ્રોની, આ પ્રજાની શુદ્ધિ કે નવજીવન નહિ સંભવે. કદાચ થાય તોપણ નકામું નીવડે, નુકસાનકારક નીવડે.

આજે હૃદય ખોલીને સાચું જ કહેવા દો કે, મને તો, આ આપણા દેશી રાજાઓનો આજનો ઇતિહાસ જોતાં, તેમના કરતાં બ્રિટિશ સરકારમાં વધુ શ્રદ્ધા છે. એ દેશી રાજ્યો કરતાં કાંઈક સારો ન્યાય, કાંઈક વધુ છૂટ આ સરકાર આપે છે—આ વાત જ સાચી લાગે છે. આપની માન્યતા કે શ્રદ્ધા ગમે તે હોય, પણ જ્યાંસુધી એક બળવાન ભાઈ પોતાના નિર્બળ ભાઈને પીડે, જુલમ અને ત્રાસ આપે ત્યાંસુધી તે નિર્બળ ભાઈને કોઈના આશ્રયની જરૂર રહેવી જ જોઈએ, અગર તો તે જુલમી ભાઈને હાથે જમીનદોસ્ત થવું જ ઘટે.

સેવક આપનો, આપના આત્મબળનો, આપની અટલ શ્રદ્ધાનો પ્રશંસક છે. આપના જેટલી શ્રદ્ધા તો અમને ન રહી શકે. તેથી જ સ્વરાજમાં આ પળે શ્રદ્ધા લોપ થવા પામી હશે. પણ આપ આ અશ્રદ્ધાનું સમાધાન કરશો તે સત્ય જ હશે એવી શ્રદ્ધા અત્યારે પણ ધરાવું છું. તો આ અશ્રદ્ધાનું સમાધાન કરશો એવી આશા છે."

આમાંથી દેશી રાજ્યો વિષે 'સેવકે' જે વિગત આપી છે તે ભાગ મેં કાઢી નાંખ્યો છે.

શ્રદ્ધા કોઈની આપી અપાતી નથી. એટલે 'સેવકે' માગેલી શ્રદ્ધા તો તેણે પોતે જ મેળવવી કે અનુભવવી રહી. પણ હું

તેનો વિચારદોષ બતાવી શકું છું. પ્રજાનું કર્મફળ તે તેના સમસ્ત કર્મના સરવાળાનું પરિણામ. વળી અહીં સ્વરાજનો સંકુચિત અર્થ લેવાયેલો છે: સ્વરાજ એટલે રાજ્યતંત્રનું અંગ્રેજના હાથમાંથી પ્રજાના હાથમાં હોવાપણું. અહીં તો બન્નેની સામાજિક અથવા રાજનીતિનું કર્મફળ કાઢવું રહ્યું. સામાજિક નીતિમાં આપણી સંઘશક્તિ, સામાજિક નિર્ભયતા ઇત્યાદિ ગુણોનો સમાવેશ થાય છે. એ ગુણો જ્યારે પ્રજામાં આવે ત્યારે આપણે આપણું તંત્ર હાથ કરી શકીએ. વળી અત્યારે સ્વરાજનો અર્થ બ્રિટિશ હિંદુસ્તાનની સ્વાધીનતા એટલો જ છે. તેની અસર દેશી રાજ્યો ઉપર અનહદ થશે એમાં શંકા નથી. છતાં દેશી રાજ્યોનો પ્રશ્ન અલગ રહેશે ને તે બ્રિટિશ હિંદુસ્તાનની સ્વતંત્રતા પછી ઉકેલાશે. ઘણે ભાગે તો તે બ્રિટિશ હિંદુસ્તાનની સ્વતંત્રતાની પછી એની મેળે ઉકેલાઈ જશે. દેશી રાજનીતિ ગમે તેવી ખરાબ હોય, છતાં બ્રિટિશ હિંદુસ્તાનમાં શક્તિ હોય તો તે આજે સ્વાધીન થઈ શકે. એટલે કર્મફળ કાઢતાં બ્રિટિશ હિંદુસ્તાનની પ્રજાના કર્મનું જ માપ આપણે કાઢવું રહ્યું છે. તે સરવાળામાં જો દેશી રાજ્યોને ઉમેરીએ તો ફળ ખોટું નીકળશે. ખરું જોતાં, દેશી રાજ્યો પણ અંગ્રેજી સત્તાનાં જ સૂચક છે. તેઓ અંગ્રેજી સત્તાને વશ વર્તે છે. તેઓ એ સત્તાને જવાબદાર છે છતાં નથી. ખંડણી આપવા પૂરતાં અને તે સત્તાને વફાદાર રહેવા પૂરતાં જ તેઓ તેને જવાબદાર છે. પ્રજાની સાથે તેમના સંબંધ વિષે તેઓ લગભગ સ્વતંત્ર છે. અને પ્રજાને તો તેઓ જવાબદાર નથી જ. તેથી તેમની આસપાસના વાતાવરણમાં દોષ ગ્રહણ કરવાની શક્તિ વધે છે, અથવા બીજી ભાષામાં

કહીએ તો, તેઓને અન્યાયી બનવાની લાલચો ઘણી રહેલી છે. ન્યાય કરે છે તેટલો પણ હજુ તેઓમાં સ્વતંત્ર નીતિ રહેલી છે તેથી જ. ખૂબી તો એ છે કે, દેશી રાજ્યો કેવળ નિરંકુશ છતાં અને અંગ્રેજી સત્તા અનીતિને અનુકૂળ છતાં, હજુ જે છે તે નીતિ જાળવી શકે છે. આ સ્થિતિ હિંદુસ્તાનની પ્રાચીન સભ્યતાની ભવ્યતાને ઋણી છે.

આમાં હું દેશી રાજ્યોનો બચાવ નથી કરી રહ્યો. હું તો કેવળ વસ્તુસ્થિતિ ઓળખી 'સેવક'નો વિચારદોષ બતાવી તેની નિરાશા દૂર કરવા પ્રયત્ન કરી રહ્યો છું. દેશી રાજ્યો ગમે તેવાં ખરાબ હોય, છતાં જો હિંદુસ્તાનના કરોડો મનુષ્યો જે કેવળ બ્રિટિશ સત્તા નીચે છે તેઓ પ્રજાને યોગ્ય સામાજિક ગુણો બતાવી શકે તો સ્વાધીન તંત્ર મેળવી શકે છે. એ ગુણો કેળવવામાં દેશી રાજ્યો મદદ કરવા ધારે તો ઘણી કરી શકે છે. પણ તેઓ ન કરે, વિરુદ્ધ થાય, તોપણ પ્રજા એ ગુણો કેળવી શકે છે.

એ ગુણો કયા તે વખતોવખત આપણે વિચારી ગયા છીએ. રેંટિયો-ખાદી, હિંદુ-મુસલમાન ઐક્ય, અસ્પૃશ્યતા-નિવારણ. આ ગુણોની આવશ્યકતા શાંતિમાર્ગે સ્વરાજ લેવા સારુ છે. જો તલવારબળથી મેળવવું હોય તો એમાંના એકેની જરૂર નથી. પણ પછી તે સ્વતંત્રતા પ્રજાની નહિ હોય, પણ બાહુબળિયાની હશે. પ્રજા તો ઓલમાંથી નીકળીને ચૂલમાં પડશે. ઘઉંવર્ણા ચામડીવાળો ડાયર સફેદવર્ણી ડાયર કરતાં વધારે ગ્રાહ્ય નહિ હોય. તો તો જે દેશી રાજ્યની સ્થિતિને 'સેવક' રડે છે તે સ્થિતિ આખા હિંદુસ્તાનની રહેશે; કેમકે તલવારથી જે સંઘે અંગ્રેજ પાસેથી સત્તા છીનવી હશે તે સંઘ

પ્રજાને થોડો જ જવાબદાર રહેવાનો છે? અસિ, તલવાર, સમ્શેર, 'સોર્ડ' બધા એક જ વસ્તુના વાચક છે.

દેશી રાજ્ય કરતાં અત્યારે અંગ્રેજી રાજ્ય નરમ લાગશે જ. એ તો અંગ્રેજી રાજ્યની ખૂબી છે. અંગ્રેજી રાજ્યે અમુક પક્ષને રીઝવીને જ કામ લેવું રહ્યું છે. તેથી મધ્યમવર્ગી મનુષ્યોને નિરંતર અન્યાય સહન નથી કરવો પડતો. અંગ્રેજી અન્યાયને મોટું ક્ષેત્ર છે, તેથી તે પ્રમાણમાં ઘણો છતાં વ્યક્તિ પરત્વે હળવો લાગે છે; અને સહવાસથી એ અન્યાયને આપણે ઓળખી પણ નથી શકતા. દક્ષિણ અમેરિકાના ગુલામોને સહવાસથી ગુલામી એવી મીઠી લાગી હતી કે, જ્યારે તેઓને ગુલામીમાંથી છૂટા કરવામાં આવ્યા ત્યારે તેઓમાંના કેટલાક રોવા લાગ્યા. ક્યાં જવું, શું કરવું, કેમ આજીવિકા મેળવવી, એ મહાપ્રશ્નો તેમની પાસે ખડા થયા. તેવી સ્થિતિ આપણામાંના ઘણાની છે. અંગ્રેજી રાજનીતિનો ઝીણો પણ ઝેરી માર આપણને જણાતો નથી. ક્ષયના રોગવાળા ઘણાને વૈદ્ય કહે છતાં તેમના ગાલની લાલી તેમને ભુલાવામાં નાંખે છે ને તેઓ જાણતા નથી કે એ લાલી ખોટી છે. તેમના પગની ફીકાશ તરફ તે નજર નથી કરતા.

વળી વાંચનારને ચેતવું છું. હું દેશી રાજ્યની હિમાયત નથી કરતો, હું હિંદુસ્તાનની દુર્દશા વર્ણવી રહ્યો છું. દેશી રાજ્ય ભલે ખરાબ હોય, તે ખરાબીની ઢાલ અંગ્રેજી રાજ્ય છે. અંગ્રેજી રાજ્ય, છીછરો વિચાર કરતાં, ભલે દેશી રાજ્ય કરતાં સારું લાગે; વાસ્તવિક રીતે દેશી રાજ્ય કરતાં સારું તો નથી જ. અંગ્રેજી રાજ્યપદ્ધતિ પ્રજાના શરીરનો, મનનો ને આત્માનો નાશ કરે છે. દેશી રાજ્ય મુખ્યત્વે શરીરનો નાશ કરે છે. અંગ્રેજી

રાજ્ય મટે ને પ્રજારાજ્ય થાય તો દેશી રાજ્યની સુધારણા હું હસ્તામલકવત્ સમજું છું. અંગ્રેજી રાજ્ય સફેદ બાહુબળનું રાજ્ય મટીને ઘઉંવર્ણો બાહુબળનું રાજ્ય થાય, તો તેથી ન પ્રજાને કંઈ લાભ થાય, ન દેશી રાજ્યો સુધરે. આ બે દાખલાનો તાળો શાંતિથી વિચારવાવાળાં હરકોઈ સ્ત્રીપુરુષ પોતાની મેળે મેળવી શકે છે.

વાતાવરણ ડહોળાયેલું લાગતા છતાં હું રેંટિયા અને ખાદીની પ્રગતિ સ્પષ્ટ જોઈ રહ્યો છું, અસ્પૃશ્યતાનો નાશ થતો જાય છે, અને હિંદુમુસલમાન સમજીને નહિ તો લડીને ઠેકાણે આવશે જ. એથી સ્વરાજની શકયતા વિષે મારી શ્રદ્ધા અવિચળ છે.

નવજીવન, ૧૯-૭-૧૯૨૫

૨૪

## રાજાપ્રજા

[ ભૂજ ( કચ્છ)માં આપેલું ભાષણ ]

જો શાસ્ત્રમાં અને ઇતિહાસમાં રાજ્ય કેવળ રામના જ હાથમાં હોઈ શકે એમ બતાવેલું હોત, તો હું રાજશાહીની કટ્ટી દુશ્મનાવટ કરત. પણ રાવણની વાત કરનાર ઇતિહાસ રામની પણ વાત કરે છે, અને દુનિયા પોકારીને કહે છે કે રાવણનું રાજ્ય અચલિત નથી રહ્યું, રામનો જ વિજય થયો છે; રાજાઓના શાસનમાં ધર્મ દાખલ થાય તો જ તેનું રાજ્ય ચાલી શકે. જેના રાજ્યની અંદર એકે માણસ ભૂખે ન મરે, જેના રાજ્યમાં કોઈ પણ બાલિકા નિર્ભય થઈને ચારે ખૂણે વિચરી શકે, અને તેના ઉપર એક પણ દુરાચારી કટાક્ષ ન કરી શકે, જે રાજા પ્રજાને પોતાનાં સંતાન માને અને પારકી સ્ત્રીને માબહેન સમાન લેખે, જે રાજા શરાબ ન પીએ, વ્યસન ન કરે, રૈયતને સુવડાવીને સૂએ અને ખવડાવીને ખાય એવા રાજાવાળા તંત્રનો હું પૂજારી છું, એની ઝંખના કરું છું. એવા રાજાઓ થાય એ માટે રાજા પ્રજા વચ્ચે પ્રેમ ઇચ્છું છું. એવા રાજા હશે ત્યારે દેશમાં દુકાળ, ભૂખમરો, વ્યભિચાર, શરાબ નહિ હોય, પણ આજે તો આ બધી વસ્તુઓ રાજ્યોમાં ભરેલી છે એ શું સૂચવે છે? રાજા પોતાનો ધર્મ ભૂલી ગયા — પોતાની પ્રજાનાં જાન, માલ અને ધર્મનું રક્ષણ

કરવાનો ધર્મ ભૂલી ગયા છે; પોતે પવિત્રતા જાળવી નથી શક્યા. અને શાસ્ત્ર તો પોકારીને કહે છે કે, જે કુળમાં કૃષ્ણ જન્મેલા તેમાં પણ વ્યભિચાર, શરાબ, જૂગટું એ વસ્તુનો ત્રિદોષ દાખલ થયો એટલે તે કુળનો કૃષ્ણના જીવતાં નાશ થયો. કૃષ્ણને તે યાદવીના અને સત્યાનાશના સાક્ષી થવું પડ્યું. તેથી હું કહું છું કે, રાજા એવા થાઓ કે કચ્છની પ્રજાને કશું કહેવાનું જ ન રહે. રાજા પવિત્ર અને સારો હોય ત્યાંસુધી તો પ્રજા તેને મદદ કરે, ન્યાય ચલાવવામાં મદદ આપે, વિઘોટી ભરે; પણ તે અત્યાચારી થાય તો? તો શાસ્ત્ર કહે છે કે બધી વાત રાજાને સંભળાવવાનો પ્રજાનો ધર્મ થઈ પડે છે. કારણ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે, 'યથા રાજા તથા પ્રજા' જેટલું સાચું છે તેટલું જ 'યથા પ્રજા તથા રાજા' સાચું છે; અને એ જ વસ્તુ બીજા શબ્દોમાં એક અંગ્રેજી કહેવતમાં પણ આવી જાય છે કે જે રાજ્યને તમે લાયક હશો તેવું રાજ્ય તમને મળવાનું. એટલે એકબીજાની એકબીજા ઉપર અસર થયા જ કરે છે. પ્રજાનાં સત્ય, વીર્ય, દૃઢતાની રાજા ઉપર અસર પડ્યા વિના રહેતી નથી, અને રાજાના અત્યાચારની અને અસત્યની પણ અસર થયા વિના રહેતી નથી. ત્યારે કચ્છની સાહસિક, દરિયા ખેડનારી, અને પૃથ્વીને પ્રદક્ષિણા મારી પૈસો એકઠો કરનારી પ્રજાનું કર્તવ્ય શું છે? જો તમે મને જે જે દુઃખોની વાત આડકતરી રીતે સંભળાવી છે તે સાચી હોય તો વિનયપૂર્વક, પ્રેમપૂર્વક બધાં દુઃખ — બધી ફરિયાદ રાજાને સંભળાવતાં સંકોચ શેનો? એ બધાં દુઃખોની ઉપર મહારાવને મળ્યા વિના મારાથી ટીકા શી રીતે થાય? પણ એ બધાં દુઃખ સાચાં હોય તો, તમને કહું

છું કે, એનો ઇલાજ તમારી પાસે છે, અને તે અવિનય કે અમર્યાદાનો નહિ, પણ સત્યનો અને પ્રેમનો. સત્ય, શૌર્ય અને પ્રેમ એ ત્રિવેણીનો જ્યાં સંગમ થાય ત્યાં એકે વસ્તુ અશક્ય નથી. મારા ૩૦ વર્ષના જાગ્રત અનુભવથી, રાજપ્રજાના અનુભવથી હું તમને કહું છું કે, દૃઢતાથી, સત્યથી અને વિનયથી જે ફરિયાદો હોય તે એકવાર તમે મહારાવને કહી સંભળાવજો. મેં જે કહ્યું છે તે હૃદયની અંદર ઉતારજો, અને તેનો અમલ કરજો; અને તમે જોશો કે મેં તમને જડીબુટ્ટી આપી દીધી છે.

નવજીવન, ૧-૧૧-૧૯૨૫

૨૫

## કાઠિયાવાડ રાજકીય પરિષદ

કાઠિયાવાડ રાજકીય પરિષદની સમિતિએ આગામી પરિષદના પ્રમુખ તરીકે શ્રી. અમૃતલાલ ઠક્કરની પસંદગી કરી છે તેને સારુ સમિતિને ધન્યવાદ આપું છું.

રાજ્યપ્રકરણમાં પ્રકાશ પામેલાં ઘણાં નામો આવ્યાં હતાં પણ અમૃતલાલ ઠક્કરનું નામ આવતાં કોઈને કંઈ કહેવાપણું જ ન રહ્યું. આ પસંદગીમાં મુખ્ય વસ્તુ હું એ સમજ્યો છું કે પ્રમુખ ગમે તેવો તોપણ કાઠિયાવાડનો, ચારિત્રવાન અને દેશસેવાના રંગથી રંગાયેલો હોવો જોઈએ. આ ત્રણ પ્રકારની કસોટીએ શ્રી. અમૃતલાલ ઠક્કર સહેલાઈથી ચડી શક્યા ને ઉત્તીર્ણ થયા. અમૃતલાલ ઠક્કરથી ચારિત્રમાં ચડી શકે તેવો સેવક આજે નહિ મળે કાઠિયાવાડમાં, નહિ મળે ગુજરાતમાં, કે નહિ મળે હિંદુસ્તાનમાં. દેશને અર્થે તેમનો ત્યાગ આપણા બધાના કરતાં કદાચ પુરાણો છે. તેમની એકનિષ્ઠા તેમને અને દેશને દીપાવે છે. અને સેવાપરાયણતામાં તેમની હરીફાઈ કરવી મુશ્કેલ છે. તે સેવાનું ક્ષેત્ર પણ તેમણે જેટલું સહેલું તેટલું જ અઘરું શોધ્યું છે. સહેલું એમ કે, જે કોમોની સેવા તેમણે શોધી તેમની સેવામાં રસ લેનારા થોડા જ હોય, એટલે તેમને પરિણામ તુરત મળે. અઘરું એટલા સારુ કે, તેમાં

દુનિયાને આંજે એવાં પરિણામ ન મળવાથી કાચાપોચા નાસીપાસ થઈ જાય. પણ અમૃતલાલ ઠક્કર ઢેડભંગીના ગોર થયા, અને એટલેથીયે સંતોષ ન વાળતાં ભીલના સેવક અને મિત્ર બન્યા.

આવા માણસ રાજકીય પરિષદમાં શું કરશે? એ સવાલ તેમની પસંદગી કરનારાને તો ન થયો; અમૃતલાલ ઠક્કરને થયો. તેમનું નામ આવવા દેવા સારુ ઠપકો આપતાં તેઓ મને લખે છે તેનો સાર આ છે: (તેમનો કાગળ અત્યારે મારી સામે નથી.)

"તમે તો જાણો છો કે મારે કામ રહ્યું ઢેડ, ભંગી, ભીલ, કોળી ઇત્યાદિની સાથે. મારે ને રાજ્યપ્રકરણને શું બને? વળી તમે જ સલાહ આપનારા કે એક કામમાં તન્મય થનારે બીજામાં પડવાનો લોભ ન રાખવો. હવે તમે જ કાં મને મારે સ્થાનેથી બીજે લઈ જવા તૈયાર થયા છો?"

આ પ્રશ્ન તેમને ઊઠ્યો એ તેમની શુભ મનોદશા સૂચવે છે. પણ તેમને ક્યાં ખબર નથી કે રાજકીય પરિષદ અત્યારે ધંધો જ હરિજનાદિની સેવાનો કરી રહેલ છે. કોણ કહેશે કે ખાદીમાં તે સેવા નથી આવી જતી? એટલું જ નહિ, પણ હરિજનાદિને સારુ સીધી રીતે પણ પરિષદે આ વર્ષે ઓછું કામ નથી કર્યું, ઓછો પૈસો નથી ખરચ્યો. એટલે જે વસ્તુ શ્રી. અમૃતલાલ ઠક્કરને પ્રિય છે તે તો અત્યારે પરિષદનું ક્ષેત્ર જ છે. વળી કાઠિયાવાડમાં ખાદીકાર્યના અધિષ્ઠાતા અમૃતલાલ ઠક્કર જ છે. અત્યારે તેમનો ખાદી પ્રત્યેનો પ્રેમ અથવા તે વિષેની શ્રદ્ધા તેટલાં જ છે કે નહિ તે હું નથી જાણતો. તેનું સ્પષ્ટીકરણ તેઓ સહેજે પરિષદ આગળ કરશે.

હવે રહ્યું રાજ્યપ્રકરણ. મારી દૃષ્ટિએ આજે આવાં રચનાત્મક કાર્યની બહાર પરિષદને બીજું રાજ્યપ્રકરણ હોય નહિ. મેં તો સમસ્ત ભારતવર્ષને સારુ એવું જ કલ્પેલું છે. જો ભારતવર્ષ મનાતા રાજ્યપ્રકરણને છોડીને કેવળ રચનાત્મક કાર્યમાં તન્મય થઈ ઠક્કરનિષ્ઠાથી કાર્ય કરે તો સ્વરાજ હસ્તામલકવત્ થઈ પડે. અને જો આ વાત હું ભારતવર્ષને લાગુ પાડું છું તો સહેજે કાઠિયાવાડને વિશેષે લાગુ પાડું. આનો અર્થ એવો નથી કે રાજ્યપ્રકરણનું કશું કામ કાઠિયાવાડમાં કે બહાર ન થાય. જેનાથી રાજ્યપ્રકરણનું જ કામ થઈ શકે, જેને રચનાત્મક કામ લૂખું લાગે, તે તો રાજ્યપ્રકરણમાં પડશે જ. તેવાઓનો છેડો ઝાલીને આપણે તેની પાછળ પાછળ જઈશું. જો તેમનું કાર્ય આપણને નહિ ગમતું હોય તો આપણે તેમને તેમને માર્ગે જવા દઈશું, ને જ્યારે તેઓ જોશે કે તેમની પાછળ તો આપણે કોઈ જતા નથી ત્યારે તેમને પોતાના રસ્તાની યોગ્યતા વિષે શંકા ઉત્પન્ન થશે ને તે પાછા ફરશે. આ સુવર્ણમાર્ગ કાઠિયાવાડ પરિષદે ગ્રહણ કર્યો છે. મારી ઉમેદ છે કે પરિષદ તે ચીલો નહિ છોડે. એવો એક પણ બનાવ હું નથી જાણતો કે જેથી પરિષદે તે માર્ગ છોડવો ઘટે. જો આપણે ભલા થઈશું, જો આપણે જાગ્રત થઈશું, જો આપણે ભયમુક્ત થઈશું, જો આપણે એક થઈશું, તો રાજા પણ સહેજે ભલા, જાગ્રત, પ્રેમાળ, અને રૈયતના મિત્ર થઈ રહેશે. આ ઈશ્વરી નિયમ છે. 'આપ ભલા તો જગ ભલા' એ લોકવાક્ય માત્ર નથી પણ એ સત્ય છે. 'જેવી પ્રજા તેવા રાજા' એ આ પ્રજાયુગમાં 'રાજા તેવી પ્રજા'ના કરતાં વધારે સાચું છે. તેથી જ રાજ્યપ્રકરણ એટલે લોકોમાં

નીચેથી ઉપર લગી બધાની સાથે અનુસંધાન ને બધામાં એકતા. આ એકતા તે જેમાં બધાના પરસ્પર સંબંધની આવશ્યકતા હોય એવું રચનાત્મક કાર્ય છે. ખાદી જેટલું રાજ્યકર્તાઓને મૂંગે મોઢે, નમ્રતાથી, સંભળાવી રહેલી છે તેટલું લાંબાં ભાષણો કે લખાણો નથી સંભળાવી શકતાં. પણ ખાદીનું ભાષણ તો જે જાણે તે સાંભળે. તે મધુર ભાષણ સાંભળવાને તીવ્ર કાન અને એકાગ્રતા જોઈએ. અસ્પૃશ્યતાનિવારણ એટલે આત્મશુદ્ધિ, એટલે કે ગરીબોની સાથે હાર્દિક ઐક્ય. આ શક્તિની આગળ ધારાસભાનાં ભાષણો મને નજીવાં લાગે છે.

પણ આ તો મારા અંગત વિચારો. તેની ભેટ કાઠિયાવાડીઓને અને શ્રી. અમૃતલાલ ઠક્કરને કરું છું. તેમાંથી જે ગમે તે તેઓ સ્વીકારે ને બીજાનો ત્યાગ કરે.

રાજ્યપ્રકરણ મને સોંપવાનું મેં પરિષદને ભાવનગરમાં કહેલું. પરિષદે મને સોંપ્યું. તેમાં પરિષદે ભૂલ નથી કરી એમ હું માનું છું. મારાથી હું બતાવી શકું એવું કંઈ નથી થયું. મેં હાર ખાધી છે, મને કંઈક નિરાશા થઈ છે, પણ મને બીજો માર્ગ સૂઝ્યો નથી. માર્ગ તો એ જ હતો અને એ જ છે. કાઠિયાવાડ સમસ્તની પરિષદ એટલું જ કરી શકે, વિનય જ કરી શકે. તે તે રાજ્યની પ્રજા વિશેષ કરી શકે એ જુદી વાત છે. એ તે તે રાજ્યમાં કામ કરનાર રાજ્યપ્રકરણને જાણનારા કરી શકે, તેમણે કરવું જોઈએ. કાઠિયાવાડ રાજકીય પરિષદના ક્ષેત્રની મર્યાદા મેં ઇરાદાપૂર્વક આંકી છે. એની બહાર જવું કે નહિ એ આપણા પ્રમુખ વિચારે, અને આપણને નવો માર્ગ બતાવી શકે તો બતાવે.

**નવજીવન, ૧૨–૧૨–૧૯૨૬**

## ૨૬

# કાઠિયાવાડ રાજકીય પરિષદ

પરિષદ થઈ અને ગઈ. ઠક્કર બાપાના ભાષણ વિષે, લોકોની હાજરી વિષે, સ્વાગતમંડળના સ્વાગત વિષે, મે૦ રાણા સાહેબનાં વિવેક ને મૃદુતા વિષે, પરિષદમાં તેમની હાજરી વિષે, તેમણે મહેમાનોને આપેલી જાફત વિષે મારે કંઈ કહેવાપણું નથી. શેઠ દેવીદાસે સ્વાગતમાં મણા રહેવા ન દીધી. શેઠ ઉમર હાજી આમદ ઝવેરી જે સ્વાગતમંડળના પ્રમુખ હતા તેમની જગ્યા તેમણે બરોબર પૂરી, ને સ્વાગત કરતાં પોતીકા દ્રવ્યનો સંકોચ ન રાખ્યો. પ્રમુખના ભાષણમાં ભીલ અને ઢેડના ગોરને શોભે એવું ગાંભીર્ય હતું. પરિષદના ઠરાવો નિર્દોષ હતા. મને તેમાં રસ ન આવી શક્યો, કેમકે તે ઠરાવની પાછળ તેનો અમલ કરવા કરાવવાનાં દૃઢ નિશ્ચય અને શક્તિ નહોતાં. ઠરાવો સૂચવનારામાંના ઘણાએ ઠરાવો સૂચવવામાં પોતાની કર્તવ્યપરાયણતાની સીમા માની લીધી જણાઈ. પરિષદ ખાદી પરિષદ નથી એમ સમજ્યો. મનમાં શમશમી ગયો. મેં એકલે તેનું ધ્યાન ધર્યું. મારી હાર મેં જાણી લીધી, પણ ખાદી પ્રત્યેનો મારો વિશ્વાસ મોળો ન થયો. તેથી મારે મારી બળતરા નથી રડવી.

હું તો કેવળ એક ઠરાવ ઉપર જ લખવા ઇચ્છું છું. તે ઠરાવ મારી કૃતિ છે, અને મને લાગે છે કે તે ઠરાવ રચી

પસાર કરાવીને મેં પરિષદની ને કાઠિયાવાડની સેવા કરી છે. એ ઠરાવ આ છે:

"રાજા પ્રજા વચ્ચે કોઈ પણ પ્રકારની ગેરસમજ ન થાય અને આ પરિષદને પોતાની શક્તિનું પૂરું ભાન રહે તે હેતુથી, અને કેટલોક સમય થયાં ચાલતી આવેલી પ્રથાને નિશ્ચિત કરવા સારુ, આ પરિષદ ઠરાવ કરે છે કે આ પરિષદ કોઈ પણ રાજ્યને વિષે વ્યક્તિગત તેની નિંદા અથવા ટીકારૂપ કોઈ પણ ઠરાવ નહિ કરે."

આ ઠરાવનો સંભવ સત્યની ઉપાસનાને આભારી છે. મેં જોયું કે મે૦ રાણા સાહેબની સાથે કેટલીક ગર્ભિત સમજૂતીને લીધે જ આ પરિષદ પોરબંદરમાં ભરાઈ શકી હતી, અને કેટલાક કાળ લગી આવી સમજૂતીથી જ પરિષદ ભરાઈ શકશે. આમાં પરિષદની અપંગતાનું માપ હતું. આવી અપંગતા કોઈ પણ પરિષદને ન હો. જ્યાં એવી અપંગતા હોય ત્યાં ક્યાંક કંઈક ખોડ હોય છે. પણ અપંગતાને ઢાંક્યે અપંગતા દૂર ન થાય. દરદને ઢાંકનારો દરદમાં વધારો કરે છે; તે મટાડવાના ઉપાયોની અવગણના કરે છે; પોતે પોતાના શત્રુ બને છે.

વિષયવિચારિણી સભામાં જ એ પ્રસંગો આવ્યા કે જેમાં સભાસદો દેશી રાજ્યની વ્યક્તિગત ટીકા કરનારા એ ઠરાવો લાવ્યા. એ ઠરાવો લાવવાનું કંઈ કારણ નહોતું એમ મારાથી કહી શકાય તેમ નથી. પણ એવા ઠરાવો લાવવા અથવા તેની ઉપર કંઈ કાર્ય કરવું એ પરિષદની શક્તિ બહાર હતું એમ મેં સ્પષ્ટ રીતે જોયું. એ ઠરાવો તો સમિતિએ કાઢી નાંખ્યા. પણ એવા ઠરાવો લાવીને પરિષદ પોતાની હસ્તી લાંબી મુદત ન નભાવી શકે એમ મેં જોયું. તેથી મેં પરિષદને સલાહ આપી કે પરિષદે પોતાની અશક્તિ, પોતાની મર્યાદા

જગજાહેર કરવી જોઈએ. આમ સાચી વાતનો સ્વીકાર કરી પરિષદ પોતાની અશક્તિ વહેલી દૂર કરશે ને પોતાને બચાવી લેશે એમ મેં સૂચવ્યું.

વિષયવિચારિણી સમિતિને સારુ આ ઘૂંટડો બહુ કડવો હતો. મને પણ આવી સલાહ આપવાનું ગમતું નહોતું. પણ મારો ધર્મ હું સ્પષ્ટ રીતે સમજી શકતો હતો. દુઃખદ સુખદ જે સાચું હોય તે કરવું જ જોઈએ. સાચું સુખ ક્યાં ઘણીવેળા ઝેર જેવું નથી લાગતું? કેટલાકને આ ઠરાવ અળખામણો લાગતો છતાં તેમણે ને બીજાઓએ અતિ ઉદારતા અને દીર્ઘદૃષ્ટિ વાપરી મારી સલાહનો સ્વીકાર કર્યો.

આથી મારી જવાબદારી વધી. હું જાણું છું કે આ ઠરાવનું કશું અનિષ્ટ પરિણામ આવે તો તેમાં મારો દોષ પ્રથમ ગણાવાનો છે. મને તો અનિષ્ટ પરિણામની કશી ધાસ્તી નથી એટલું જ નહિ, પણ મારી માન્યતા છે કે જો તે ઠરાવનો પરિષદ સદુપયોગ કરશે, તે ઠરાવની પાછળ જે કામો કરવાં રહ્યાં છે તે કરશે, તો પરિણામ સરસ આવ્યા વિના નહીં રહે. સ્વેચ્છાએ મૂકેલા અંકુશ, સ્વેચ્છાએ પાળેલા સંયમ, સંયમીને હમેશાં લાભદાયી નીવડે છે. સ્વેચ્છાએ મૂકેલા આ અંકુશને જુદો નિયમ લાગુ નથી પડતો.

પરિષદ મન, કર્મ અને વાચાથી આ ઠરાવનું પાલન કરશે તો મર્યાદાક્ષેત્રની અંદર રહેલાં કાર્યો કરવાની તેની શક્તિ વધશે. મર્યાદા પહેલાં રાજાઓ વ્યક્તિગત ટીકા કે નિંદાના ભયથી પરિષદ ભરવા દેતાં સંકોચ પામતા. મર્યાદા ચોખ્ખી રીતે ન જાણવાથી સભ્યો રાજ્યોના અંગત દોષો દૂર કરવાના મોહક લાગતા પણ વ્યર્થ પ્રયત્નમાં પડતા, ને તેથી કરી શકાય

એવાં પણ મોહકતારહિત કાર્યો તરફ દુર્લક્ષ કરતા. હવે કાં તો આવાં નીરસ છતાં સરસ કાર્યો કરશે, અથવા પોતાના દરવાજા બંધ કરશે. કોઈને દેવાળું ગમતું નથી, તેથી પરિષદના કાર્યવાહકો ઇચ્છાએ કે અનિચ્છાએ પણ. કરવા યોગ્ય કાર્યો કરશે એવી આશા આપણે રાખીએ.

મજકૂર ઠરાવનો એવો અર્થ તો કોઈ નહિ કરે કે એ. ઠરાવથી આપણે જગત આગળ કબૂલ કરીએ છીએ કે રાજ્યો કોઈ ટીકાને પાત્ર નથી. નિંદા તો કોઈની ન જ કરીએ. ટીકાને પાત્ર રાજ્યો હોવા છતાં આપણે એવું કબૂલ કરીએ છીએ કે, અત્યારે આપણી પાસે કાઠિયાવાડના કોઈ પણ રાજ્યની સરહદમાં રહી તેની કે બીજાં રાજ્યોની ટીકા કરવાની શક્તિ નથી. એટલે જ એવી ટીકા કરવાની શક્તિ ભવિષ્યમાં મેળવવાની આશાએ આપણે આવી મર્યાદા મૂકી છે. પરિષદમાં ઠરાવો મૂકયા સિવાય, પરિષદમાં સીધી કે આડકતરી રીતે કોઈ રાજ્યની અંગત ટીકા કર્યા સિવાય, તે તે રાજ્યોમાં જણાતા દોષો દૂર કરવાના જે ઉપાયો તેની પાસે હોય તે લેવાનો પરિષદની સમિતિને અધિકાર છે, તેનો ધર્મ છે. જેમકે પરિષદની બેઠકને પ્રસંગે વિષયવિચારિણી સમિતિ પાસે ગમે તે સભ્ય હરકોઈ કાઠિયાવાડી રાજ્યના દોષોનું દર્શન સભ્યોને કરાવે ને સમિતિની તેને અંગે સલાહ માગે. અંકુશ એટલો જ કે તેને વિષે ઠરાવ પરિષદની પાસે ન મૂકી શકે. કાર્યવાહક સમિતિ તે તે રાજ્યની સાથે પત્રવ્યવહાર ચલાવી શકે, રાજાઓ તથા તેમના અમલદારોને મળી શકે અને દાદ આપવા વીનવે, અથવા ફરિયાદો ખોટી ઠરે તો તે વસ્તુ જાહેર કરે. એટલે કે સમિતિ મિત્ર તરીકે પ્રત્યેક રાજ્યની પાસે યોગ્ય રસ્તે જઈ શકશે.

એવો સંભવ છે કે મર્યાદાનું રહસ્ય જાણ્યા પછી તે તે રાજ્યો એકાએક સ્વચ્છંદી ન થઈ ગયાં હોય, જાહેર મતની છેક અવગણના ન કરતાં હોય, તો સમિતિનાં આવાં પગલાંને વધાવી લે, અને તેને પોતાની ઢાલ તરીકે પણ વાપરે. એટલું આ સ્થળે યાદ રાખવું જોઈએ કે આવી તપાસનો સમિતિ ગેરલાભ ન ઉઠાવે, જે હકીકતો જાણે તેની જાહેર ચર્ચા ન કરે, અને જો તે તે રાજ્યની પાસે પહોંચવા ન પામે અથવા પહોંચતા છતાં સંતોષ ન મળે તોયે મૂંગે મોઢે સહન કરે અને સમજે કે રોગનું નિવારણ સમિતિની શક્તિની બહાર છે.

આવી મર્યાદિત દખલગીરી કહો કે તપાસ કહો, તેનું પરિણામ સમિતિનાં બાહોશી, ઉદ્યમ અને વિનય ઉપર નિર્ભર છે. જો તે પ્રથમથી જ તે તે રાજ્યોની સામે અભિપ્રાય બાંધી બેસે, ભરમાઈ જાય, તો કશું નહિ કરી શકે. રાજાઓનાં હૃદયને પિગળાવવાનો આત્મવિશ્વાસ તેનામાં હોવો જોઈએ. આવો આત્મવિશ્વાસ કેવળ રાજા પ્રજા ઉભયની અનન્ય સેવાથી આવે છે. બન્નેની સેવા તેમને રીઝવવા ખાતર નહિ, પણ તેમના ભલા ખાતર તટસ્થભાવે કરવાની હોય. આવી સેવામાં સ્વપ્ને પણ સમિતિના સભ્યોના અંગત સ્વાર્થ ન હોવા જોઈએ. દેશી રાજ્યોની હસ્તી ઉપર આપણે હાથ નાંખવા નથી માગતા, માત્ર તેની સુધારણા માગીએ છીએ, એ માન્યતા આ વસ્તુના ગર્ભમાં સમાયેલી છે. જો પરિષદ રાજ્યતંત્રનો જ નાશ કરવા ઇચ્છે તો પરિષદને રાજ્યોમાં મળવાનું સ્થાન જ નથી.

અહિંસાથી પરિવર્તન સધાય, નાશ ન સધાય; પ્રજાવાદને રાજાઓમાં સિદ્ધ કરાય, રાજાનો કે રાજ્યનો નાશ ન કરાય; રાજા પ્રજા ઉભયમાં જેટલું સારું છે તેટલાનો મેળ સધાય.

ટૂંકામાં, બન્નેની વચ્ચે સંબંધ ધર્મનો રહે, પશુબળનો નહિ. આધુનિક વાયુ નાશક છે, પ્રાચીન સભ્યતા પોષક છે. અહિંસા સર્વનું શુભ સાધે છે; હિંસા એકના નાશની ઉપર બીજાની વૃદ્ધિનો પાયો રચે છે. પ્રજાસત્તા સર્વથા લાભકારક નથી; રાજસત્તા સર્વથા હાનિકારક નથી. બન્નેનો ઉપયોગ છે. તે ક્યાં છે એ શોધવું રાજકીય પરિષદનું કાર્ય છે. કેમકે પરિષદ સત્ય અને અહિંસાને માર્ગે પોતાના ધ્યેયને પહોંચવા માગે છે.

પરિષદ શું કરી શકે એ આપણે તપાસીએ. ખાદી, હરિજનસેવા, સામાજિક સુધારણા ઇત્યાદિ તો છે જ. આ કાર્યો કરી પરિષદ પ્રજાતત્ત્વને પોષે. રાજ્યપ્રકરણી બાબતો થોડી નથી. મદ્યપાનનિષેધ, કેળવણી, રેલવે ખાતું, વરસાદના પાણીનો સમસ્ત કાઠિયાવાડને સારુ સંગ્રહ, સમસ્ત કાઠિયાવાડને સારુ વૃક્ષોનો સંગ્રહ ને તેની વૃદ્ધિ, સમસ્ત કાઠિયાવાડને સારુ એક પ્રકારની જકાત અને એક પ્રકારનો તેનો વહીવટ, આવી રાજા પ્રજા બન્નેનું કલ્યાણ કરનારી બીજી બાબતો પણ વર્ણવી શકાય. આ વસ્તુઓની ઘણી જ અગત્ય છે. તેના ઉપર જ કાઠિયાવાડ નભી શકે તેમ છે. તેના વિના કાઠિયાવાડ તેની મેળે જ નાશ પામવાનું.

આ કાર્યો સાધવામાં રાજાઓની મદદની જરૂર છે તેના કરતાં વિશેષ જરૂર અમલદારવર્ગની છે. અમલદારવર્ગ જો સ્વાર્થી અથવા લઘુદૃષ્ટિ હશે તો રાજાઓ પોતે ઇચ્છે તે સુધારા પણ થવા ન પામે. રાજાના હાથપગ તેના અમલદાર છે. અમલદારવર્ગ એટલે પ્રજા. પ્રજા સુધરે તો રાજા સુધરે જ. પણ બોલતોચાલતો પ્રજાનો મોટો ભાગ અમલદારવર્ગનો છે. તેથી જ્યાંસુધી તે સ્વાર્થને ન ભૂલે, તે નીતિનો પંથ

ગ્રહણ ન કરે, તે પોતાની આજીવિકાને સારુ નિર્ભય ન થાય, નિર્ભય થયેલા સાર્વજનિક કાર્યને સમજતા ને તેમાં રસ લેતા ન થાય ત્યાંલગી રાજ્યોમાં સાચા સુધારા થવાની આશા થોડી જ રહે. તેથી રાજકીય પરિષદનો મહાન પ્રયાસ તો પ્રજામાં જ થવો ને રહેવો જોઈએ. પ્રજા મૂળ છે, રાજા ફળ છે. મૂળ મીઠું થશે તો ફળ મીઠું જ પાકવાનું.

વળી જો કાઠિયાવાડ રાજકીય પરિષદને નસીબે શોભવાનું હશે તો મુખ્ય રાજ્યોમાં તેની તેની પ્રજાની નોખી પરિષદો હોવી જોઈએ, ને તે પરિષદો અવશ્ય પોતાના રાજ્યની બધી ટીકા વિનયપૂર્વક કરી શકે છે. આ પરિષદોએ પોતાની શક્તિ કેળવવી જોઈએ. તે શક્તિ કેળવવાને સારુ પણ રચનાત્મક કાર્યો થવાં જોઈએ. આની ઉપર તેની શક્તિની ખિલવણીનો આધાર છે.

આ કાર્યોને સારુ નિઃસ્વાર્થ, નીડર સેવકો જોઈએ. તે ક્યાં હશે? જે હોય, જેટલા હોય તે શાંતિથી પોતાનું કાર્ય કર્યે જાય તો તેમાં વૃદ્ધિ થશે. 'હું એકલો શું કરી શકું?' આવો નામર્દ વિચાર કોઈ ન કરો.

આટલું તો મેં પ્રજાજન પરત્વે કહ્યું. રાજાઓ જો સમજે તો રાજકીય પરિષદના મજકૂર ઠરાવથી તેમની જવાબદારી બહુ વધી છે. આજ લગી તેઓ ટીકા અને નિંદાની બીકે કે તેને બહાને પરિષદની ઉપેક્ષા કરતા હતા, કોઈ અવગણના પણ કરતા હતા. પણ હવે મારી નમ્ર મતિ પ્રમાણે તો તેમણે પરિષદની સભ્યતાની કદર કરી પરિષદને વધાવી લેવી જોઈએ, તેને સંતોષવી જોઈએ, પોતાની અને પ્રજાની વચ્ચે તેનો પુલરૂપે ઉપયોગ કરવો જોઈએ. મારી પાસે પુરાવા છે તે

ઉપરથી હું માનું છું કે કાઠિયાવાડનાં તમામ રાજ્યો ટીકાને યોગ્ય જ નથી એવું તો નથી જ. કેટલાકમાં બહુ મોટા દોષો છે એમ સાંભળવામાં આવ્યું છે. તેઓ આ યુગને ઓળખે. આખા જગતમાં જે અંધાધૂંધી ચાલી રહી છે, જેની ગંધ ભારતવર્ષમાં પણ પસરી રહેલી છે, તે એક મહાન નિશાની છે. અંધાધૂંધી રૂપે તે અવશ્ય ઝેરી છે, પણ તેને તળિયે હેતુ નિર્મળ છે. જાણ્યેઅજાણ્યે લોકો પોતે નીતિને માર્ગે ન જતા છતાં નીતિના ઉપાસક છે. સત્તાના આંધળા બળથી તેઓ થાક્યા છે, અધીરા થયા છે. તેમનો ઉપાય દરદ કરતાં પણ ભયાનક છે એ વાત તેઓ અધીરાઈમાં ભલે ભૂલી જતા હોય; પણ તેઓ ઇચ્છે છે સુધારણા, ઇચ્છે છે નીતિની સત્તા. તેમને માર્ગે નીતિ નહિ જ આવે એમ મારા જેવા સત્ય અને અહિંસાના ઉપાસક જોઈ શકે છે. પણ તેઓ એમ પણ જોઈ શકે છે કે જો સત્તાધિકારીઓ નહિ ચેતે તો તેમનો નાશ આવી પહોંચ્યો છે. રાજાઓએ ચેતી જવાની આવશ્યકતા છે. વિનાશ-કાળની સૂચક વિપરીત બુદ્ધિ તેમને કદી ન હો. હિંદુસ્તાન નીતિનાશને માર્ગે નહિ જ ધસે એવી અચલિત શ્રદ્ધા જ મને જીવવા દે છે. એ શ્રદ્ધાને રાજાઓ સાચી પાડો.

નવજીવન, તા. ૨૯-૧-૧૯૨૮

૨૭

# પોરબંદર પરિષદ

આટલું કહીને ગાંધીજીએ એ બે દિવસોમાં સૂત્રરૂપે અનેક ઉદ્ગારો બહાર પાડ્યા છે તે અહીં સૂત્રરૂપે જ ઉતારું છું:

"પરિસ્થિતિ તો આજે પણ તીવ્ર છે, પણ તીવ્ર ઇલાજ લેવાને માટે આજે આપણે નાલાયક છીએ, એટલે ખામોશ રહેવું ઘટે."

"જે પોતાની નામર્દી કબૂલ કરશે તે કોક દિવસ મર્દ થવાનો સંભવ છે; પણ જે નાહકનો મર્દ હોવાનો દાવો કરે છે તે કદી મર્દ થવાનો નથી."

"રાજ્યોમાં ઘણાં દુષ્ટ કામો થતાં સાંભળું છું. પણ તેનાથી વધારે દુષ્ટ કામ એ રાજ્યોની બહારનાં મોટાં રાજ્યોમાં થઈ રહ્યાં છે. તે કરનારાઓની ચોટલી પકડીશું એટલે રાજ્યોની વાતોનો સહેજે નિકાલ આવશે."

"આ પરિષદ બકરાંની છે, સિંહની નથી. સિંહોની સંસ્થા જગતમાં નથી જોઈ."

"જે દિવસે ઉગ્ર પરિસ્થિતિ આવશે તે દિવસે પરિષદ શું કરશે, એમ કહેવામાં વિચારશક્તિની શૂન્યતા છે. એ પરિસ્થિતિ આવશે તે દિવસે પરિષદને આપણે તોડીશું. પરિસ્થિતિ તો આજે પણ આવી પડેલી છે; હું ધગી રહ્યો

છું, પણ મારે મારી વરાળ આજે ભરી રાખવી રહી. તમારામાંથી જે ધગી રહ્યા હોય તેઓ પણ વરાળ ભરી રાખે."

"રજપૂતોનો ઇતિહાસ વાંચીને શીખો કે વીરનું એકે વેણ મિથ્યા જતું નથી. વીરતા વેણ કાઢવામાં નથી, વેણ મિથ્યા ન જવા દેવામાં છે."

"એક જ માણસનું શુદ્ધ બલિદાન ઊગી નીકળ્યા વિના ન રહે. પણ વિવેક અને વિચાર વગરનું ગમે તેટલું બલિદાન વ્યર્થ જશે."

"હું તો લોકને સાથે લઈને ચાલવા ઇચ્છું, એટલે તમારે જોરે જ મારું જોર માપીશ."

"રાજાની મહેરબાની લઈને પરિષદ ભરવામાં મનેય હોંશ નથી. પણ પરિષદ ભરવી જ છે એમ કબૂલ કરીએ તો આ મર્યાદાનો ઠરાવ કર્યા વિના છૂટકો નથી."

"ફરજિયાત અંકુશ પાડનારો છે, મરજિયાત અંકુશ ચડાવનારો છે."

"આ અંકુશમાં બીજાની દયા ખાવાની વાત નથી, આપણી જ દયા ખાવાની વાત છે. એમાં બીજાનું રક્ષણ નથી, આપણે માટે જ સુરક્ષણનો કિલ્લો રચવાની વાત છે."

"આ અંકુશ તમારો પોતાનો મૂકેલો હશે એટલે એમાં માનભંગનો દોષ નહિ આવે."

"કાઠિયાવાડમાં રાજા અને રાજ્યતંત્રમાં ભેદ જ નથી. ભેદ હોત તો સારું."

"જે મનુષ્યને પોતાની અશક્તિનું ભાન છે તે જ્યારે તેનું પ્રદર્શન જગતને કરાવે છે ત્યારે તેનો ભાર હલકો થાય છે."

"આપણામાં શૌર્ય કંઈક પણ રહ્યું હશે, કાર્યશક્તિ હશે, તો અંકુશથી વધારે કાર્ય કરતા થઈશું એમાં મને શંકા નથી. આપણી પાસે રચનાત્મક કાર્ય એટલાં પડેલાં છે કે તે કરતાં કરતાં આપણને ટીકા કરવાનો સમય જ નથી રહેવાનો; અને એ કામ પૂરું કર્યે જાગીને આપણે જોઈશું તો બધું કુશળ જ જોઈશું."

આ સૂત્રો આપ્યાં. હવે થોડા હૃદયના ઉદ્દગારો આપું, જે ગાંધીજીનું વ્યક્તિત્વ તેમના જ શબ્દોમાં વ્યક્ત કરનારા છે:

"હું જન્મે સત્યાગ્રહી રહ્યો, કર્મે સત્યાગ્રહી રહ્યો, અને સત્યાગ્રહી તરીકે મરીશ. તમારાં રાજ્યોના સડા માટે પણ સત્યાગ્રહ કરી શકું એમ છું. પણ આજે મારો એ પહેલો ધર્મ નથી."

"મારે શરમાવું પડે કે તમારે શરમાવું પડે કે કોઈને પણ શરમાવું પડે એવું મારાથી ન જ બને."

"મારો સ્વભાવ જ એ રહ્યો કે અસહ્ય બોજો ઉઠાવી શકાય ત્યાંસુધી ઉઠાવવો, અને ઉઠાવતાં તૂટી પડાય તો તૂટી પડવું. એમ ન કરે તે માણસ તેટલે અંશે ઓછો સત્યનો પૂજારી છે, અને દોરવા ઇચ્છે તો લોકોને એટલે અંશે ઓછો દોરી શકે. સેવા કરનારે પોતાનાં લાજ, આબરૂ, માન એ સર્વસ્વ હોમીને જ પ્રજાની સેવાનો ઇરાદો રાખવો."

"આ ઠરાવના શબ્દમાં તમે ફેર ન કરી શકો, કારણકે એકેએક શબ્દ તોળીતોળીને લખાયેલો છે. મારો સ્વભાવ જ એ છે કે જેવું બોલું છું તેવું લખું છું, અને લખું છું તેવું બોલું છું."

છેલ્લે દિવસે કાર્યકર્તાઓ અને 'સત્યાગ્રહ દળ' ગાંધીજીની સાથે વાતચીત માટે ભેગા થયા હતા. હરિજન શાળાઓ માટે તે તે રાજ્યમાંથી જ પહેલા પૈસા મેળવવા જોઈએ એ નિયમને ગાંધીજી આગ્રહપૂર્વક વળગી રહ્યા. એક કાર્યકર્તાએ પૂછ્યું કે, અ રાજ્યમાં હરિજન શાળા કઢાય કે નહિ?

ગાંધીજીએ કહ્યું : "અ અપવિત્ર રાજ્ય છે એમ મેં ઘણી જગ્યાએ અને ઘણાને મોઢે સાંભળ્યું છે તે જો ખરું હોય તો ત્યાં કોઈ પણ પવિત્ર કાર્યને માટે ન જવાય. એ રાજ્યની અપવિત્રતા કાઢવાના કાર્યનો જ માત્ર આમાં અપવાદ છે. આપણે બ્રિટિશ રાજ્યમાં રહ્યા છીએ, તેથી તેને અમુક પ્રકારની પ્રતિષ્ઠા મળી જાય છે, પણ આપણે એ અનીતિમય રાજ્યતંત્ર અંદર રહીને તોડવું છે એટલે છૂટકો નથી. બાકી બીજા કોઈ પણ પવિત્ર કામ માટે કોઈ પણ સારા માણસે અપવિત્ર રાજ્યમાં જવું અથવા રહેવું એ રાજ્યની પ્રતિષ્ઠા વધારવા જવા જેવું છે."

'સત્યાગ્રહ દળ' એ ભાઈ ફૂલચંદે યોજેલું સત્યાગ્રહની તૈયારી કરનાર યુવાનોનું નાનકડું મંડળ છે. હાલ ૨૨ યુવકો છે. સૌ ગાંધીજીની સલાહ વિના કશું પગલું ન લેવાને બંધાયેલા છે. એ યુવકોએ પ્રશ્નો પૂછ્યા.

પ્ર૦ દેશી રાજ્યોમાં સુધારા માટે એક અખિલ ભારતીય સત્યાગ્રહ સંસ્થા જોઈએ કે નહિ?

ઉ૦ ન જોઈએ. દક્ષિણ આફ્રિકામાં મારી સાથે ૬૦,૦૦૦ થઈ ગયા તેમાંના આજે કેટલા સત્યાગ્રહી છે? પણ તમારા ૨૨ તો જ્યારે જોઈએ ત્યારે કામ આપે એ હેતુથી ચૂંટાયેલા છે. તમે જ્યારે કામ ઉઠાવશો — અને તમે વિવેક વિના

પગલું ભરવાના નથી — તે વેળા બીજા અનેક તમને મળી રહેશે. તમે સમજુ સત્યાગ્રહી હો તો તમે કહો છો તેવા અખિલ ભારતીય સત્યાગ્રહ દળની જરૂર નથી. પ્રસંગ આવ્યે તમારું અને સાથે સાથે દેશનું ઝવેરાત પ્રગટશે.

પ્ર૦ સત્યાગ્રહ દળે ગુણ અને સંખ્યામાં કેવી રીતે વધવું?

ઉ૦ દરેક સત્યાગ્રહીએ જાગૃત રહેવું જોઈએ. તેનામાં આળસ, શિથિલતા, તંદ્રા ન હોય, તેને વ્યાધિ ન હોય; એટલે કે દરેક જણ પોતાને વિષે સતત વિચાર કરતો હોવો જોઈએ. પોતે નક્કી કરેલી પોતાની પ્રવૃત્તિની અંદર પોતાને આંકયા જ કરે. વડા સેનાપતિની આગળ દરેક સૈનિકના કામકાજની રોજનીશી જોઈએ.

પ્ર૦ આજે તો ઘણા હરિજન શાળા વગેરેમાં રોકાયેલા છે.

ઉ૦ હું તો એવા સત્યાગ્રહીને પૂછું કે તેણે બાળકોને સત્યાગ્રહનો સ્પર્શ કેટલો કરાવ્યો, બાળકોની સાથે તે કેટલો ઓતપ્રોત થઈ ગયો? છોકરાને પૂછું કે આ કોણ છે, તો તેણે કહેવું જોઈએ કે અમે તો આ શિક્ષકને જ બાપ તરીકે જાણીએ છીએ.

તમારામાં સત્યાગ્રહી દાક્તર છે. સત્યાગ્રહી દાક્તર કેવા હોવા જોઈએ તે કહું? એ ગરીબને પહેલું સ્થાન આપે, મારા જેવા અને બીજા જેમને ગમે ત્યારે દાક્તર મળે છે તેવાને દાદ ન દે. ગરીબોને પૂછે કે જુઓ તમારા દાંત પડી ગયા છે, તમારે દાંતનું ચોકઠું જોઈએ છે? એ માણસને એમ ન થવું જોઈએ કે કોઈ ખરાબ દાંતવાળા નથી મળતા, મારો ધંધો કેમ ચાલશે? સત્યાગ્રહી દાક્તરની વધારે વ્યાખ્યા 'હિંદ સ્વરાજ'માં જોઈ લેજો. સત્યાગ્રહી દાક્તર પોતાની

આજીવિકા તો ધંધામાંથી મેળવવાનો વિચાર જ ન રાખે. ડૉ. વાનલેસે હજારો ઑપરેશનો કર્યાં, તેમની સંસ્થાને હજારો રૂપિયા લોકો આપી જાય છે, પણ તેમાંથી કોડી તે નથી રાખતા. સૅમ હિગિનબૉટમ સિંધિયા પાસે ખેતીવાડીના નિષ્ણાત તરીકે હતા. તેમને રૂ. ૪,૦૦૦ માસિક સલાહના મળતા, પણ તેમાંથી કોડી તેમણે અંગત વાપરવા માટે લીધી ખરી? હા; આપણા ચંદુલાલ દાક્તર છે ખરા — એ એવું જ કરનારા છે, પોતાનો ધંધો તો સરસ જાણે છે જ, પોતાને માટે કોડી લેતા નથી, અને ગરીબ તેમની પાસે જઈને ઊભા રહી શકે.

સત્યાગ્રહી નિર્મળ સાધના સાધે, પોતાની પ્રવૃત્તિ નક્કી કરી લઈને તેને જ વળગી રહે. એક વાર ખોટી વસ્તુને પણ સત્યનિષ્ઠાથી તેણે સત્ય માની હોય તો તેને વળગી રહે તેમાં જ તેની અનન્ય શ્રદ્ધા અંકાય. તુલસીદાસે કહ્યું છે :

> રજત સીપમહં ભાસ જિમિ, જથા ભાનુકર વારિ,
> જદપિ મૃષા તિહુંકાલ સોઈ, ભ્રમ ન સકે કોઉ ટારિ.

જગતને સત્ય માનીને ચાલીએ છીએ તો પછી જગતના હિતમાં જ મચ્યા રહેવું રહ્યું. એમાં જ કલ્યાણ છે.

પ્ર૦ ધારો કે અ રાજ્ય સત્યાગ્રહ કરવા જેટલું બગડયું છે તો અમે તેમાં થાણું નાંખી શકીએ?

ઉ૦ ના, બહાર રહ્યા રહ્યા તમારે ખૂબ બળવાન બનવું રહ્યું, બહારથી અનો પ્રજામત કેળવવો રહ્યો. જ્યારે તમે જુઓ કે તમારામાં બળ વ્યાપ્યું છે, અને અ માં ગાબડું પડયું છે, ત્યાં કોક વિભીષણ મળી આવે એમ છે એમ જણાય, તો સત્યાગ્રહ દળ અ ઉપર ચડાઈ કરે. એ ચડાઈ કરતાં છતાં જે રાજાની ખરાબ નીતિ માટે ચડાઈ કરવામાં આવે છે તે

રાજા માટે પ્રેમ રાખે. એ બધું હોય ત્યારે ત્યાં સત્યાગ્રહ દળની છાવણી પડી શકે. દરમ્યાન તમે આ ના લોકોને કેળવી શકો. ત્યાંથી અનેક માણસો આવતા હોય તેમને પોતાની અધોગતિ વિષે જાગૃત કરો. તેમાં પોતાનાં સગાં હોય તોપણ તેમને ત્યાં વિવાહ કે તેવા જ બીજા શુભ પ્રસંગ હોય તો ત્યાં ન જ જવું. એમ એ રાજ્યના લોકોને બહિષ્કારથી કેળવણી આપો.

**મહાદેવ હરિભાઈ દેસાઈ**

નવજીવન, ૨૯-૧-૧૯૨૮

# ૨૮

## સ્વરાજ એટલે રામરાજ્ય

[મોરબીના ભાષણમાંથી]

મારી પોતાની દૃષ્ટિએ સ્વરાજ અને રામરાજ્ય એક છે, જોકે ભાઈઓની આગળ હું રામરાજ્ય શબ્દ બહુ વાર નથી વાપરતો; કારણ આ બુદ્ધિના યુગમાં સ્ત્રીઓ આગળ રેંટિયાની વાતો કરનારની રામરાજ્યની વાતો બુદ્ધિવાદી જુવાનોને ટાયલા જેવી લાગે. તેમને તો રામરાજ્ય નહિ પણ સ્વરાજ જોઈએ, અને તેઓ સ્વરાજની પણ ચમત્કારિક વ્યાખ્યાઓ આપે છે. મારી દૃષ્ટિએ એ ધૂળ જેવી છે. પણ આજે જ્યારે મહારાજા સાહેબ સમક્ષ અને તેની પ્રજા સમક્ષ હું ઊભો છું, એક કલાક સુધી મહારાજાએ પોતાના હૃદયના ઉદ્દગારો મારી આગળ ઠાલવ્યા છે, ત્યારે તેમની આગળ મારા હૃદયના ઉદ્દગારો ઠાલવવાનું મન થઈ જાય છે. સ્વરાજની કલ્પના સામાન્ય નથી, પણ તે રામરાજ્ય છે. એ રામરાજ્ય તે કેમ આવે, ક્યારે આવે? જ્યારે રાજા પ્રજા બંને સીધાં હોય, જ્યારે રાજા પ્રજા બંનેનાં હૃદય પવિત્ર હોય, જ્યારે બંને ત્યાગ તરફ વળેલાં હોય, ભોગો ભોગવવામાં પણ સંકોચ અને સંયમ રાખતાં હોય, બંનેની વચ્ચે પિતા પુત્રના જેવી સુંદર સંધિ હોય, ત્યારે તે રાજ્યને આપણે રામરાજ્ય કહીએ. આ આપણે ભૂલ્યા એટલે 'ડિમોક્રસી' (પ્રજાતંત્ર)ની વાતો કરીએ છીએ.

આજે 'ડિમોક્રસી'નો યુગ ચાલે છે. મને એના અર્થની ખબર નથી; પણ જ્યાં પ્રજાનો અવાજ સંભળાય છે, પ્રજાના પ્રેમને પ્રાધાન્ય છે ત્યાં 'ડિમોક્રસી' છે એમ કહેવાય. પણ મારા રામરાજ્યમાં માથાં ગણીને અથવા હાથ ગણીને પ્રજાના મતનું માપ ન કાઢી શકાય. એવી રીતે મત લેવાય તેને હું પંચનો મત ન માનું, પંચ બોલે તે પરમેશ્વર એ હાથ ઊંચા કરનારા પંચ ન હોય. ઋષિ મુનિઓએ તપશ્ચર્યા કરીને જોયું કે માણસો તપશ્ચર્યા કરતા હોય, પ્રજાહિતની ભાવનાવાળા હોય, અને તે મત આપે તે પ્રજામત કહેવાય. એનું નામ સાચી 'ડિમોક્રસી'. મારા જેવો એકાદું ભાષણ આપીને તમારો મત ચોરી જાય તે મતમાં પ્રગટ થતી વસ્તુ તે 'ડિમોક્રસી' નથી. મારી 'ડિમોક્રસી' તો રામાયણમાં આલેખાયેલી છે — અને રામાયણ પણ હું જેમ સીધું સાદું વાંચું છું અને તેમાંથી જે ભાવ નીકળે છે તે પ્રમાણે. રામચંદ્રે કેમ રાજ્ય કર્યું ? આજના રાજા તો રાજ કરવું એ પોતાનો જન્મસિદ્ધ હક માને છે, અને પ્રજાનો કશું કહેવાનો હક સ્વીકારતા નથી. પણ રાજાઓ જે રામના વંશજો કહેવાઓ તે રામે શું કર્યું તે તમે જાણો છો ? કૃષ્ણના પણ તમે વંશજ કહેવાઓ. કૃષ્ણે પણ શું કર્યું ? કૃષ્ણ તો દાસાનુદાસ હતા, રાજસૂય યજ્ઞ વેળા શ્રીકૃષ્ણે તો સૌના પગ ધોયા, પ્રજાના પગ ધોયા. એ વાત સાચી હોય કે કાલ્પનિક હોય, એ પ્રથા તે વેળા હોય કે ન હોય, પણ તેનું રહસ્ય એ કે તેમણે પ્રજાને નિહાળીને પ્રજાને નમન કર્યું, પ્રજાના મતને નમન કર્યું. રામાયણમાં આ વસ્તુ જુદી રીતે આલેખાયેલી છે. ગુપ્તચર દ્વારા રામચંદ્રજી નગરચર્યા કરાવીને જાણે છે કે સીતાજીને વિષે એક ધોબીના ઘરમાં

અપવાદ ચાલે છે. તેઓ તો જાણતા હતા કે અપવાદમાં કશું નહોતું, તેમને તો સીતા પ્રાણ કરતાં પ્યારાં હતાં, તેમની અને સીતાજીની વચ્ચે ભેદ પડાવે એવી કોઈ વસ્તુ નહોતી, છતાં આવો અપવાદ ચાલવા દેવો એ બરોબર નથી એમ સમજી તેમણે સીતાજીનો ત્યાગ કર્યો. એમ તો રામચંદ્રજી સીતામાં સમાતા હતા, અને સીતા રામચંદ્રજીમાં સમાતાં હતાં. જે સીતાને સારુ રામ લશ્કર લઈને ચડ્યા, જેની રાતદિવસ રામે ઝંખના કરી, તે સીતાના શરીર-વિયોગની રામચંદ્રજીએ આવશ્યકતા માની. એવા પ્રજામતને માન આપનારા રાજા રામનું રાજ તે રામરાજ. એ રાજમાં કૂતરા સરખાને પણ ન દૂભવી શકાય, કારણ રામચંદ્રજી તો જીવમાત્રનો અંશ પોતામાં જુએ. એવા રાજ્યમાં વ્યભિચાર, પાખંડ, અસત્ય ન હોય. એ સત્યયુગમાં પ્રજાતંત્ર ચાલ્યા કરે. એ ભાંગ્યું એટલે રાજા રાજધર્મ છોડે, બહારથી આક્રમણો થવા લાગે. મનુષ્યનું લોહી બગડે છે ત્યારે બહારનાં જંતુઓ આક્રમણ કરે છે. તેમ જ સમાજશરીર અસ્વચ્છ થાય ત્યારે સમાજનાં અંગોરૂપ મનુષ્યો ઉપર બહારથી આક્રમણ શરૂ થાય છે.

પણ રાજા પ્રજા વચ્ચે પ્રેમનો મેળ સંધાય ત્યારે પ્રજા-શરીર આક્રમણોની સામે ટક્કર ઝીલી શકે. રાજશાસન એ પ્રેમનું શાસન છે; રાજદંડ એટલે પશુબળ નહિ પણ પ્રેમની ગાંઠ. રાજા શબ્દ જ 'રાજ્' એટલે શોભવું ધાતુ ઉપરથી બનેલો છે. તેથી રાજા એટલે જે શોભે છે તે. એ જેટલું જાણે છે તેટલું પ્રજા નથી જાણતી. એણે તો પ્રેમપાશથી પ્રજાને બાંધી લીધી છે તેથી તે દાસાનુદાસ છે. શ્રીકૃષ્ણ પણ દાસાનુદાસ હતા, અને તેમણે સેવકની પાટુ ખાધી. તેમ રાજારજવાડાઓને

કહું છું કે, જો તેઓ રામ અને કૃષ્ણના વંશજો કહેવડાવવા ઇચ્છતા હોય તો તેમણે પ્રજાની પાટુ ખાવાને તૈયાર રહેવું જોઈએ. તમે પણ પ્રજાની ગાળો ખાઓ, પ્રજા ઘેલી થાય પણ રાજાથી ઘેલા ન થવાય. રાજા ઘેલા થાય તો પૃથ્વી રસાતળ જાય.

નવજીવન, ૨૯–૧–૧૯૨૮

૨૯

# મોરબી પરિષદમાં ગાંધીજી

ગાંધીજીની સ્થિતિ જેમ આગલી પરિષદોમાં, જેમ મહાસભામાં, જેમ બીજે સ્થળે, વિષમ થાય છે તેમ અહીં પણ થયું. કાંઈ પણ પગલું લેવાનો ભાર એમના ઉપર આવે છે, તેનું પાપપુણ્ય તેમના ઉપર પડે છે, અને તેમના વિના ન ચલાવવાની મનોદશા અણધારી રીતે પોષાય છે. ગાંધીજીએ પોતાના ભાષણમાં આ સ્થિતિ વિષે પોતાનું દુઃખ ઠાલવ્યું.

"મારા વિના તમે પરિષદ ન ભરી શકો તે મારે માટે નીચું જોવા જેવું છે. રાજાઓને માટે એ ઇચ્છા એ નીચું જોવા જેવી નહિ પણ અવિશ્વાસસૂચક છે, અને સંચાલકોને માટે એ દશા શરમભરેલી છે. કાઠિયાવાડના વતની તરીકે અનાયાસે હું આવું એ સમજી શકાય, પણ મારું આવવું અનિવાર્ય ગણાય અને તમે મારી અનુકૂળતાને અનુસરીને પરિષદનો વખત નક્કી કરો, એ મારે માટે શરમાવા જેવું છે. આ શરતને હવે ઉડાવી દેવી જોઈએ. જો મારી હાજરી વિના ન ચલાવી લેવાય તો બહેતર છે કે પરિષદ ન ભરવી. આ તો હું સ્વતંત્ર રીતે કહી રહ્યો છું, પણ એ વિચાર ધરાવનારા યુવાનો અહીં હાજર નથી એ દુઃખદ વસ્તુ છે. મેં તો તેમને કહ્યું કે તમે નિંદા કરનારો ઠરાવ લાવશો તો હું તમને અનુમોદન આપીશ. દેવચંદભાઈને પણ આ વ્યસનમાંથી

છોડાવવાનો પ્રયત્ન કર્યા જ કરું છું, અને એમને સમજાવવા ઇચ્છું છું કે મારા વિના પરિષદ ન ભરાય એમ માનવાની લાચારી એ ન ભોગવે. પ્રજાનું સંગઠન કરવું હોય તો, ગમે તેવો મોટો માણસ હોય, ગમે તેવો બુદ્ધિશાળી હોય તોપણ તેના વિના ચલાવી લેવાની શક્તિ આપણામાં હોવી જોઈએ. આત્મામાત્ર એક છે એમ બધા માનનારા છે, અને બધા આત્મામાં છૂપી શક્તિ એવી ભરી છે કે તે તેને ગમે ત્યારે પ્રગટાવી શકે અને મોટામાં મોટો થઈ શકે. એ કેળવવામાં જ પ્રજાસત્તાક રાજ્ય રહેલું છે. કિચનર ગુજર્યો એટલે રાજ્યતંત્ર બંધ ન થયું, રાજ્યનો અસ્ત ન થયો, યુદ્ધ બંધ ન થયું, પણ તેની જગ્યા બીજાએ પૂરી. ગ્લેડસ્ટન ગયો ત્યારે પણ રાજ્યતંત્ર બંધ ન થયું. આપણે ગમે તેટલા ગ્લેડસ્ટન પેદા કરી શકીએ છીએ એ આત્મવિશ્વાસ એ પ્રજામાં રહેલો છે."

મર્યાદા હેઠળ પરિષદ ભરવાના પોરબંદરના ઠરાવની ઉપર ચર્ચા કરતાં ગાંધીજીએ કહ્યું :

"એ ઠરાવથી આપણે મેળવ્યું છે. એમાં આપણી માનહાનિ નથી પણ માનવૃદ્ધિ છે. એથી આપણે રાજ્યોની પણ સેવા કરેલી છે. એ સેવા આપણને જરૂર કઠે, જો આપણે એવા સંપ્રદાયના હોઈએ કે દેશી રાજ્યો સુધરી જ ન શકે ને એમનો નાશ થવો જ જોઈએ. મોટા અને બુદ્ધિશાળી માણસો ઊંડા અભ્યાસ પછી એવો અભિપ્રાય બાંધતા જાય છે કે રાજ્યોમાં અને રાજાઓમાં એવો સડો પેઠો છે કે એ સુધારી શકાય એમ નથી. આ સંપ્રદાય વધ્યો જાય છે એનાં કારણો છે : કેટલાંક રાજાઓએ જાણીબૂજીને આપ્યાં છે, કેટલાંક

હાલ પ્રવર્તતી અરાજકતાને લીધે છે. મને પણ એ અરાજકતા પ્રિય છે, પણ મારી અરાજકતામાં એક રાજકતા છે, મારી અશાંતિમાં એક શાંતિ રહેલી છે; પણ મારા મિત્રો એ નથી કબૂલ કરતા. અને છતાં અરાજકતાના, બળવાના વિચારોવાળો છતાં હું માનનારો છું કે આ રાજ્યમાં સુધારાને અવકાશ છે. જો સુધારો થઈ જ ન શકે એમ માનનારો હું થઈ જાઉં, રાજ્યોનો નાશ જ થવો જોઈએ એમ માનનારો થઈ જાઉં, તો પરિષદમાં ભાગ લેતો હું બંધ થઈ જાઉં; કારણ જેનો ધ્વંસ હું ઇચ્છું છું તેને વીનંતિ શી કરવાની હોય? પણ આજે હું તેમને ધમકાવીને નહિ પણ પ્રેમથી કામ લેવા ઇચ્છું છું. બ્રિટિશ સરકાર સાથે પણ પ્રેમથી કામ લેવા માગું છું. પણ પ્રેમથી તેનો નાશ ઇચ્છું છું, અંગ્રેજોમાં મારા મિત્રો ઘણા છે, પણ એ પદ્ધતિનો હું નાશ ઇચ્છું છું. એટલે એ રાજ્યને હું વિનંતિ નથી કરતો. પણ દેશી રાજ્યોની સ્થિતિ જુદી છે. એ સ્થિતિ જોતાં જે મર્યાદા આપણે મૂકેલી છે તેમાં માનહાનિ નથી. એ સુંદર વૃક્ષ છે, એમાંથી સારાં ફળ નીપજશે. રાજાઓની એમાં સેવા રહેલી છે, કારણ એઓ તો પરાધીન છે; એ પરાધીનતાને આપણે ઓળખવી જોઈએ, અને એ ઓળખીએ તો એ મર્યાદાને સાચવવી જોઈએ અને તેમને કફોડી સ્થિતિમાં ન મૂકવા જોઈએ. આજના આપણા ઠરાવો બંને પક્ષના હિતને માટે હોવા જોઈએ, રાજા પ્રજા બંનેનું હિત જાળવનારા હોય તો જ શાંતિને માર્ગે આપણે કામ લઈ શકીએ. તમારાં મન પોરબંદર પછી ડગી ગયાં હોય તો હું કહું છું કે તમે શાંત થાઓ. એ મર્યાદામાં રહી તમે ખૂબ કામ લઈ શકશો એમ હું માનું છું."

આ તો એક સરવૈયું થયું. આ પછી ગાંધીજીએ બીજું સરવૈયું રજૂ કર્યું:

"તમે કેટલું કાંત્યું, કેટલા રેંટિયાનો પ્રચાર કર્યો, કેટલી ખાદી વાપરી? અમરેલીની ખાદીની ઘરાકી મારે કલકત્તામાં શોધવી પડે એ કેવી શરમની વાત છે? તમે ૨૫ લાખ ખેડૂતોના પ્રતિનિધિ થઈને અહીં આવેલા, તમે તેમનું પ્રતિનિધિપણું શું કર્યું? તમે સાચા હો તો તમારે રચનાત્મક કાર્ય કર્યે જ છૂટકો છે, અથવા તમારે પરિષદને બીજું રૂપ આપવું જોઈશે. રાજકીય પરિષદમાં — જેમાં રગેરગે સત્ય જોઈએ — તેને બદલે કૃત્રિમતા અને અસત્ય જોઈએ એ કેવી ખેદની વાત? હરિજનોને માટે મૂળચંદને ખોબા જેટલા પૈસા જોઈએ તે માટે પણ તે મારી પાસે આવે એ શરમની વાત છે. બેચાર હજાર રૂપિયાની તે શી વિસાત છે? એ તો હું બોલું અને સરદાર માગણી કરે કે આખી રકમ આવી જવી જોઈએ. આ કામને માટે ચારિત્રવાન નવજુવાનો જોઈએ. આ અને એવાં બીજાં અનેક કામ કરશો તો તમારી રાજ્યપ્રકરણી શક્તિ વધશે. આપણે રાજકીય કામ ન કરીએ તો 'રાજકીય' પરિષદ નામ શા સારુ રાખીએ? કોઈ ગુણવાચક નામ રાખીએ — રેંટિયા પરિષદ રાખીએ, સંસારસુધારા પરિષદ રાખીએ. ગમે તે કામ કરીને તમે ૨૫ લાખ ખેડૂતો ઉપર સામ્રાજ્ય ભોગવતા થઈ જાઓ — એ તમે તેમને પ્રેમની દોરાથી બાંધીને જ કરી શકશો. વલ્લભભાઈએ શું કર્યું? બ્રિટિશ સલ્તનતના ઇતિહાસમાં જ્યારે એ સલ્તનતનું વધારેમાં વધારે જોર હતું ત્યારે પણ એક વ્યક્તિએ એ સરકાર પાસે કરોડ લીધા અને તેનો વહીવટ પણ પોતે જ કર્યો. બારડોલીમાં એના એ જ

ગવર્નરે મોટી મોટી ધમકીઓ આપી, પણ આખરે વલ્લભભાઈનો કક્કો ખરો ઠર્યો. વલ્લભભાઈ પણ મારા તમારા જેવું માટીનું પૂતળું છે, પણ એ તો ખેડૂત બન્યા, બારડોલીના સુખે સુખી અને દુઃખે દુઃખી બન્યા, તેમના નચાવ્યા નાચ્યા, એટલે આજે વલ્લભભાઈના નચાવ્યા ખેડૂતો નાચે છે. પણ બારડોલીની ચાવી રેંટિયામાં જ હતી એ ન ભૂલશો. બધે રાજ્યપ્રકરણી વાતોથી જ કામ થાય છે એમ નથી. રાજાના દોષનું ગાન કર્યા કર્યેથી જ કામ થાય એવો મિથ્યાવાદ છોડી દો. દક્ષિણ આફ્રિકામાં મેં રાજ્યપ્રકરણની વાત નથી કરી. ચંપારણમાં મહાસભાનું નામ જ મેં નહોતું લીધું, પણ આજે ત્યાં મહાસભાનું વધારેમાં વધારે કામ થઈ રહ્યું છે. મોટાં વ્યાખ્યાનથી રાજાને થથરાવવા જશો તો તેમાંથી શુક્રવાર નહીં વળે, તેથી છોકરાં ઘૂઘરે નથી રમવાનાં. અંધાધૂંધીથી જો રાજ્ય લેવું હોય તો જુદી વાત છે. કોક તો ગાંડો થઈ જશે અને અંધાધૂંધીથી ડરીને આપણું માગેલું આપશે એમ તમે માનતા હો, તો મારું ભાષણ આપવું નકામું છે, તમારું સાંભળવું નકામું છે."

**મહાદેવ હરિભાઈ દેસાઈ**

નવજીવન, ૭-૪-૧૯૨૯

૩૦

# ચક્રવર્તી અને માંડલિક

ભાઈ કકલભાઈ કોઠારીએ કેટલાક પ્રશ્નો પૂછ્યા છે તે તેના જવાબ સાથે નીચે આપું છું :

૧. "મોરબીમાં આપે બે વાત કહી : '(૧) બ્રિટિશ સલ્તનતનો હું નાશ ઇચ્છું છું; (૨) દેશી રાજ્યોમાં હજી સુધારાને અવકાશ છે એમ હું માનું છું.'

આને અંગે નીચેના પ્રશ્નો ઊઠે છે :

દેશી રાજ્યો બ્રિટિશ સલ્તનતની જેમ નાશને યોગ્ય ઠરે તે માટે દેશી રાજ્યોના સડામાં હજી કયાં તત્ત્વો ઉમેરાવાં જરૂરી છે? હજી શું બાકી રહ્યું છે? બ્રિટિશ સલ્તનતને નાશને પાત્ર ઠરાવનારું બ્રિટિશ સલ્તનતમાં જે છે અને દેશી રાજ્યમાં જે નથી તેવું શું છે?"

દેશી રાજ્યો ઉપરથી બ્રિટિશ રાજ્યનું છત્ર ઊડવું બાકી રહ્યું છે. ઇતિહાસ એમ શીખવે છે કે ચક્રવર્તીના પડવા પછી તેની છાયામાં નભતાં માંડલિક રાજ્યો જેમનાં તેમ નભતાં નથી. તેઓ માંહોમાંહે વઢી કેટલાંક નાશ પામે છે, કેટલાંક સબળ થાય છે. જો ચક્રવર્તી દુષ્ટ હોય છે તો તેના નાશ પછી માંડલિકમાંનાં બાકી રહેનારાં કેટલાંક સુધરે છે. આપણે ત્યાં તો કલ્પના એવી છે કે ચક્રવર્તીની ગાદી બ્રિટિશ હિંદુસ્તાન લેશે, એટલે કે તેનામાં એટલું બળ હશે કે બટલર કમિટીના

રિપોર્ટ છતાંયે જો બ્રિટિશ હિંદુસ્તાન ખરું સ્વરાજ પામશે તો દેશી રાજ્યોએ તેને મને કમને અનુસરવું પડશે.

૨. "દેશી રાજ્યોવાળાઓને ઘણાને એમ લાગે છે કે બ્રિટિશ હિન્દને મુકાબલે દેશી રાજ્યોનો સડો અને સિતમ અનેકગણો વધારે અને અમર્યાદ છે. જો આપ બ્રિટિશ રાજ્યનો નાશ કરવા ઇચ્છતા હો, તો તો આપે દેશી રાજ્યોનો તો વહેલો નાશ ઇચ્છવો જોઈએ. આપ દેશી રાજ્યોના રાજાઓના ઘણા જુલમો અને સ્વેચ્છાચારોની વાતો નથી જાણી શકતા, તેથી આપને દેશી રાજ્યોની આજની સ્થિતિ સામે જોઈએ તેટલો રોષ નહિ થતો હોય. આ વાત બરાબર છે?"

મને લાગે છે કે દેશી રાજ્યોના સડા હું સારી પેઠે જાણું છું. પૂર્વે તેઓ ગમે તે કરી શક્યા હોય, આજે તો તેઓ પોતાના સડાને કેવળ ચક્રવર્તીની છાયા નીચે સેવી રહ્યા છે. સરદારની હયાતી છતાં ગુલામના દોષોને નોખા ગણાવી શકાય નહિ. ભાઈ કકલભાઈ પોતે દેશી રાજ્યોના સડાને જાણે છે તેના કરતાં સામ્રાજ્ય વધારે જાણે છે એમ ખચીત વિશ્વાસ રાખે. કકલભાઈ બે આંખે જુએ છે, સામ્રાજ્ય હજાર આંખે જુએ છે. એમ છતાં દેશી રાજ્યોના સડા તે સહન કરે છે એટલે તે તેણે પોતે કર્યા બરાબર છે. આ પ્રસિદ્ધ વાત છે કે જે કુકર્મ કરવાની સામ્રાજ્યને શરમ કે બીક લાગે છે તે તે દેશી રાજ્યો મારફત કરાવે છે. કાયદો કહે છે કે એલચીએ કે ગુમાસ્તાએ કરેલા કામને સારુ મુખી કે શેઠ જવાબદાર છે. ઉદ્યોગમંદિરનો કોઈ કંઈ ચોરે ને હું તે સાંખી લઉં એટલે તે પાપ મેં કર્યા બરાબર છે.

૩. "બીજા પ્રશ્નના જવાબમાં આપ કદાચ એમ કહો કે બ્રિટિશ સલ્તનત હયાત છે માટે જ, તેના આશ્રય નીચે જ, દેશી

રાજ્યોમાં આ બધું સંભવે છે; તેથી બ્રિટિશ સલ્તનતનો નાશ થાય, એટલે આપોઆપ દેશી રાજ્યોનો રસ્તો થઈ જશે. આપનું આમ કહેવું થતું હોય તો એક સવાલ પૂછવો રહે છે. બ્રિટિશ સલ્તનતની ઓથ ન હોય તો મધ્યકાલની સાથે જે જવાં સરજાયાં હતાં, અને જેની રચના જ એવી છે કે જેના પરિણામે રાજાની અનિયંત્રિત આપખુદીનો જ કારડો ફરે, તે આ દેશી રાજ્યોનો સડો આજે જરાયે ઓછો હોત ખરો? ભૂતકાળમાં જ્યાં ઇતિહાસમાં આવાં રાજ્યતંત્રો નોંધાયાં છે ત્યાં તેના અનિવાર્ય પરિણામ તરીકે આવા જ સ્વેચ્છાચાર અને સિતમ નોંધાયા છે, એટલે એવાં તંત્રોનો એ જીવનસ્વભાવ છે. એટલે કે બ્રિટિશ સલ્તનતની ઓથ હોય કે ન હોય, તોપણ દેશી રાજ્યમાં એ જ સ્થિતિ સંભવે. આ વિચારણા બરાબર છે? જો બરાબર હોય તો બ્રિટિશ સલ્તનતથી સ્વતંત્ર રીતે દેશી રાજ્યોના નાશનો 'કેસ' તૈયાર નથી થતો? અને બ્રિટિશ સલ્તનત વચમાં ન હોય તો પ્રજાએ તેમનો કે દિવસનો નાશ કર્યો હોય એમ ન બનત? આ સદીમાં ઓછામાં ઓછાં દશ રાજવી તંત્રોનો નાશ થયો, તેમ આનો પણ ન થાત?"

આ પ્રશ્નમાં પ્રશ્નકારે જ કેટલોક જવાબ આપી દીધો છે. પૂર્વની સ્થિતિના જેવી જ ભવિષ્યમાં થવાનો સંભવ નથી, કેમકે આસપાસના સંજોગો બદલાયા છે. ઇતિહાસને પાને ચડેલાં બધાં સ્વતંત્ર રાજ્યો ખરાબ જ હતાં એવું નથી. બધી પ્રજાના ઇતિહાસમાં રામ જેવા ને રાવણ જેવા થઈ ગયેલા જોવામાં આવે છે. આજે આપણો અનુભવ પણ કહે છે કે બધાં દેશી રાજ્યો એકસરખાં ખરાબ નથી. કેટલાંક તો બહુ સારાં છે, ને જો તેમની ઉપર ભૂંડું સામ્રાજ્ય ન હોય તો તેઓ બહુ વધારે સારાં થાય. જો સામ્રાજ્યની હયાતી ન હોત તો હાલનાં જે સડેલાં રાજ્યો છે તેની હસ્તી જ ન હોત, અથવા તેની અંધાધૂંધીમાં ભરતીઓટ થયા કરત. આજે

ઊંચે જવામાં રુકાવટો રહેલી છે, નીચે જવાને સારુ સામ્રાજ્યની છત્રછાયામાં અડચણ આવતી જ નથી.

૪. "બ્રિટિશ સલ્તનત એટલે ટૂંકામાં 'ઇમ્પિરિયલિઝમ વત્તા કૅપિટલિઝમ;' ત્યારે દેશી રાજ્ય એટલે એ બે ઉપરાંત 'ફ્યુડલિઝમ'; એટલે દેશી રાજ્ય તો એ રીતે વધારે નાશપાત્ર ઠર્યાં. આ બરાબર છે? આ યુગમાં 'ફ્યુડલિઝમ'ને કોઈ પણ સ્વરૂપમાં સ્થાન નથી એમ તો આપ માનો છો જ ને? રાજાનો ગમે તેવો નાલાયક છોકરો, તે રાજાનો છોકરો છે માટે જ, રાજા થાય એ પ્રકારની વારસાહક્કવાળી રાજની સંસ્થા જવી જ જોઈએ છે એમ તો આપ માનો છો ને?"

આ પ્રશ્નનો જવાબ પ્રશ્નકાર માને છે એટલો સહેલો નથી. 'ફ્યુડલિઝમ' એટલે શું એ હું તો પૂરું જાણતો નથી, પ્રશ્નકાર પૂરું જાણવાનો દાવો કરે તો હું તે કબૂલ રાખવા તૈયાર નથી. 'ફ્યુડલિઝમ'માં 'ઇમ્પિરિયલિઝમ' ને 'કૅપિટલિઝમ' આવી જાય છે એમ માનવા પણ હું તૈયાર નથી. 'ફ્યુડલિઝમ'માં બધું ખરાબ જ હતું ને પ્રજાસત્તાક રાજ્ય એટલે સ્વચ્છતાની પરિસીમા, એવું કંઈ છે જ નહિ. અત્યારે તો ચાક ઉપર બધા ચડ્યા છે. તેમાં કોણ ગાગર ઊતરશે ને કોણ ઘડો એ તો જોવાનું છે. જન્મના વારસો બધા નાપાક નથી; નિમાયેલા વારસો બધા નીતિના અવતાર નથી હોતા. પોપમાં પણ સારા નરસા જોવામાં આવે છે; શંકરાચાર્યોમાં હીરા ને કોયલા ભર્યા છે; અમેરિકાના 'પ્રેસિડંટ' બધા સોનાનાં જ પૂતળાં નથી અનુભવ્યા, કોઈ માટીનાં પણ નીવડ્યા છે.

૫. "છેલ્લું, બ્રિટિશ સલ્તનતમાં સુધારાને અવકાશ નહિ એટલે નાશને પાત્ર, દેશી રાજ્યમાં સુધારાને અવકાશ એટલે નાશને

પાત્ર નહિ, આ પ્રકારનું આપનું કહેવું હોય એમ લાગે છે. ત્યારે સુધારાને અવકાશવાળું રાજ્ય આપ કોને કહો? અને સુધારાને અવકાશ ન હોય એવું રાજ્ય આપ કોને કહો? એ પરત્વે આપનાં નિર્ણાયક ધોરણો અને સિદ્ધાન્તો સમજાવો તો અમારા જેવાને સમજ પડે."

બ્રિટિશ સલ્તનત એ મનુષ્ય નથી, પદ્ધતિ છે. જે પદ્ધતિથી એ ચાલે છે તે પદ્ધતિથી હિન્દુસ્તાન પાયમાલ થયું છે, વધારે થતું જાય છે. તેથી એ પદ્ધતિનો હું નાશ ઇચ્છું; હું તો શું, લગભગ આપણે બધા ઇચ્છીએ છીએ. દેશી રાજ્યો એટલે વ્યક્તિઓ. મનુષ્યમાત્રમાં સુધારાને અવકાશ છે, એટલે દેશી રાજાઓમાં પણ છે. જો તેમના સ્વેચ્છાચારને ટકાવનારું સામ્રાજ્ય ન હોય તો દેશી રાજાઓની પાસેથી ઘણા હક્કો આજે તે તે રાજ્યોની પ્રજા મેળવી શકી હોત. દેશી રાજ્યો નાનકડાં હોઈ તેમનામાં સુધારા જેટલી સહેલાઈથી થઈ શકે તેટલી સહેલાઈથી મોટા રાજ્યમાં ન થઈ શકે એ દેખીતું છે. તેથી મોટાં રાજ્યો ભાંગી નાંખી નાનકડાં કરવાં એમ હું નથી સૂચવવા માગતો, પણ નાનાં રાજ્યોના નાનપણનો લાભ બતાવી રહ્યો છું. કેટલાક પ્રયોગો બ્રિટિશ હિન્દુસ્તાન સહેલાઈથી ન કરી શકે તે દેશી રાજ્યો સુખેથી કરી શકે. જેમકે મદ્યપાન-નિષેધ, જમીનમહેસૂલનો સુધારો, 'હિન્દુ લૉ'ના આવશ્યક સુધારા, સામાજિક સુધારા, નાની બૅંકોના પ્રયોગ, પ્રજાની — વ્યક્તિની નહિ — માલિકીનાં દુગ્ધાલયો ઇત્યાદિ અનેક વસ્તુઓ દેશી રાજ્યોમાં આજે થઈ શકે — જો સામ્રાજ્ય સવળું હોય તો. મારી તો અવશ્ય માન્યતા છે કે દેશી રાજ્યોમાં એટલે રાજાઓમાં અનંતગણો અવકાશ ઊંચે જવાને

સારુ છે. અને રાજાનો જ દોષ શો કાઢવો? પ્રજાનો કાં જરાયે નહિ? એટલે આ જવાબોને પૂરતો પ્રજાનો અર્થ મુત્સદ્દીવર્ગ. એ વર્ગમાં કંઇક વીરતા આવે, ખુશામતખોરી મોળી પડે, સ્વાર્થદૃષ્ટિ સંકેલાય, પરમાર્થદૃષ્ટિની ઝાંખી થાય, તો એ વર્ગ રાજાઓને સુધારે એમ છે. એ રાજાના હાથપગ છે. હાથપગ હાલવાની ના પાડે તો રાજા બિચારા ઠૂંઠા થઇ પડે. આ વસ્તુનો અનુભવ કોને નથી? રાજાપ્રજાનો સ્વાર્થ એક જ છે. રાજાઓ આજે વિલાયત પારિસ વસતાં શીખ્યા, નહિ તો એમનું વિલાયત એમના રાજ્યનો ટેકરો; એમના વૈભવમાં વપરાયેલા પૈસા પ્રજામાં વપરાય. ભૂંડું કરવાની તેમની શક્તિને અને આવડતને મર્યાદા છે, સારું કરવાની શક્તિને હદ જ નથી; જ્યારે સામ્રાજ્યને વિષે તો જ્યાં જોઉં છું ત્યાં જૂઠાણું, તરકટ, દંભ, દુષ્ટતા, શરાબખોરી, જુગાર, વ્યભિચાર, રાતની ને દહાડાની લૂંટ, ડાયરશાહી, તેના સત્રમાં બધાની કુરબાની. તેના લાભ દેખાય છે તે દેખાવ માત્ર છે. તે જીવે છે પોતાના વેપારને અર્થે, તે મરશે તેને બચાવતાં. આ તીખા શબ્દોનો કોઇ અનર્થ ન કરે. સુધારાને નામે પંકાયેલો પશ્ચિમનો સુધારો મને અળખામણો છે. તેનું ગામડિયું ચિત્ર મેં 'હિંદ સ્વરાજ'માં આપ્યું છે. તેમાં કાળે કરી કંઇ ફેરફાર નથી થયો. પશ્ચિમનું બધું ખરાબ એવું સમજાવવાનો પણ આશય નથી. પશ્ચિમની પાસેથી ઘણુંયે શીખ્યો છું. ત્યાં શુદ્ધ તપસ્વી લોકો ઘણાયે છે. પશ્ચિમમાં મારા મિત્રો ઘણાયે છે. પણ જેને પશ્ચિમના લોકો સુધારાને નામે પૂજે છે તે હિરણ્યમય પાત્ર છે; તેના ચળકાટથી પ્રશ્નકાર અને બીજા અંજાઇ ગયેલા જોઉં છું.

છેવટમાં, દેશી રાજાઓની ખાંખત કરવાથી તે સુધરવાના નથી. જેમ ખંજવાળશો તેમ તેની દાદર વધશે. એટલે તે તેમના ચક્રવર્તીની સોડે જઈ મલમપટી શોધશે. પ્રશ્નકાર તો બટલર કમિટીનો રિપોર્ટ ઘોળીને પી ગયા હશે. તેઓ સામ્રાજ્યની છત્રછાયાને કાં વળગે છે? એ છત્ર ઊડી જાય તો સ્વતંત્ર ભારતવર્ષની સામે તે નહિ ઝૂઝે, નહિ ઝૂઝી શકે.

એટલે દેશી રાજ્યોની પાસેથી તેમને વીનવીને, મારી શક્તિ હોય તો તેમની સાથે સત્યાગ્રહ કરીને, જે લેવાય તે હું લઉં. મારામાં બીજી શક્તિ ન હોય, મારા વિનયને તેઓ ન ગાંઠે, તો હું ધીરજ રાખું ને મૂળને એટલે સામ્રાજ્યને ઉખેડવા મથું. દેશી રાજાઓ આપણા જેવા છે, આ ભૂમિનો પાક છે; જે દોષો આપણામાં છે તે તેમનામાં છે, જે ગુણો આપણામાં હશે તે પણ તેમનામાં હશે, એમ માનવાની ઉદારતા આપણે કેળવવી જોઈએ. જે દૃશ્ય મોરબી ઠાકોર સાહેબની પાસે પેલી હરિજન શાળાને વખતે અનાયાસે જોવામાં આવ્યું તેમાં ઘણુંયે આશ્વાસન લેવાજોગ હતું.

ભાઈ કકલભાઈના પ્રશ્નોમાં એક વાત રહેલી છે તેને હું પહોંચી શકું તેમ નથી. જો પરિચિત દેશી રાજ્યની સત્તા પણ સામ્રાજ્ય કરતાં તો ખરાબ જ હોય એવો તેમનો છેવટનો નિર્ણય હોય તો મારા જવાબ બધા નિરર્થક સમજું છું. કેમકે ત્યાં તેમની ને મારી વચ્ચે સિદ્ધાંતભેદની ચિનાઈ દીવાલ ખડી થાય છે. હું આશાવાદી રહ્યો, કકલભાઈ નિરાશાવાદી ઠરે. હું મનુષ્યસ્વભાવમાં વિશ્વાસ રાખનારો રહ્યો, કકલભાઈને તેવો વિશ્વાસ નથી એમ ઠરે. એવા નાસ્તિક તે નથી એમ સમજીને તેમના પ્રશ્નોનો જવાબ આપવા હું પ્રેરાયો છું.

નવજીવન, ૨૮-૪-૧૯૨૯

## ૩૧

# વિચારની અરાજકતા

નિરંકુશ વિચારના હળવા નમૂના તરીકે નીચેનો કાગળ છાપું છું :

"અત્યારના ઘનઘોર છવાયેલા વાતાવરણમાં પણ ઉત્સાહપૂર્વક કામ આગળ ધપી રહ્યું છે તે વખતે આપનાં ત્રણચાર 'નવજીવન' વાંચીને હું અતિ નિરાશ થયો છું.

દેશમાં અત્યારે જે પરિસ્થિતિ ચાલી રહી છે તે તરફ આંખ મીંચીને આજે તો આપ આપની અને આપના સાથીઓની મુસાફરીનાં વર્ણનો જ લખો છો. જેમ કોઈ સ્વાર્થી માણસ પોતાનો સ્વાર્થ સાધવાને માટે અથવા પોતાના જ વિચારો રજૂ કરવાને માટે, દેશની ચારે બાજુ ચાલતી પ્રવૃત્તિ તરફ આંખ મીંચીને મરજી પડે તેમ લખ્યે જાય, તેમ જ આજે 'નવજીવન'નો દુરુપયોગ થઈ રહ્યો છે. હું ચોક્કસપણે માનું છું કે ખાદી અને ઐક્ય વિના સ્વરાજ નહિ મળે; અસ્પૃશ્યતાનિવારણની પણ જરૂર છે. પણ આજે તો 'નવજીવન'માં વિવાહવિધિ, પુનર્લગ્ન, વૃદ્ધવિવાહ, ગુજરાતી કોશ, ગોસેવા, અને કોઈ વાર તો ફિલસૂફીનો બહુ જ અતિરેક થાય છે. જો તે બધાં વિના સ્વરાજ ન જ મળવાનું હોય તો જરૂર સ્વરાજ મળતાં સો વર્ષ લાગશે.

માત્ર ખાદી વેચાતી લેવાના જ કારણે ભોપાળના નવાબનાં વખાણ કરીને આપે ખાદીને દુનિયામાં અળખામણી કરી મૂકી છે. ગમે તેવો કુલાંગાર માણસ પણ જો આપના હાથમાંથી રૂા. ૨૦૦–૪૦૦ની ખાદી ખરીદ કરવાથી જ સારો ગણાતો હોય, તો હું કહું છું

કે ખાદીનું નામનિશાન આ દુનિયામાંથી જેમ બને તેમ તરત ભૂંસાઈ જાય તો સારું, જેથી માણસને તેના અસલ સ્વરૂપમાં તો ઓળખી શકાય.

જતીન દાસ, ભગતસિંહ અને દત્ત આપને મન ભલે ગમે તેટલા ગુનેગાર હોય, તોપણ એ વીરાત્માઓ હતા અને છે. અને તેમના કાર્ય વિષે જે ખુલાસો બહાર પડ્યો છે તે જોતાં તેમનો હેતુ પવિત્ર દેખાય છે. તે બાબતમાં પણ ભલે મતભેદ હોય. પણ રાજકીય કેદીઓના હકને માટે તેઓ પોતાના પ્રાણ જે રીતે નિચોવી રહ્યા છે તે વિષે પણ એક અક્ષર ન લખવો એ તેમની હાંસી છે.

સાત કરોડ (શંકા છે) હરિજનો વિના સ્વરાજ મળવાનું ન હોય, તો સાત કરોડની દેશી રાજ્યોની પ્રજા વિના તો કદી સ્વરાજ મળવાનું નથી જ. અત્યારે તો હરિજનો કરતાં તેમની સ્થિતિ વધારે ખરાબ છે તેમાં કશી શંકા નથી. આજે કેટલા દેશી રાજાઓએ ખુલ્લી રીતે અને કેટલાએ છાની રીતે કેટલાં ખૂનો કર્યાં છે તે આપ જાણો છો? આપ તો એમ જ સમજો છો કે દેશી રાજ્યની પ્રજા જેલથી ડરે છે. પણ હું ખાતરીથી કહું છું કે અમે જેલથી ડરતા નથી, મોતથી પણ ડરતા નથી. પણ અમારી આંખની સામે અમારાં નિર્દોષ પત્ની, બાળકો અને સગાંનો કચ્ચરઘાણ નીકળતો અમે જોઈ શકતા નથી. તેમનાં શિયળ ખંડિત થતાં જોઈ અમારે શું બેસી રહેવું? હું જાતે જૈન છું; અહિંસાનો (મારે મન) ઉપાસક છું; દેશી રાજ્યની જેલમાં જઈ આવ્યો છું અને હજી જવાને તૈયાર છું. પણ હું આપને શું કહું? — એ કેટલા માણસોને દવામાં ઝેર આપીને મારી નાંખ્યા છે તે આપ જાણો છો? આજે — ના એક માણસની સ્ત્રીને સત્તર વર્ષ થયાં ઉઠાવી જવામાં આવી છે. અત્યારે તે — ના રાજમહેલમાં છે. અને બીજી એવી તો ઘણીયે છે. રેસિડેન્ટને તે માણસે અરજી કરી. જવાબ મળ્યો: વીસ હજાર રૂપિયા લઈ તમે હાથ ઉઠાવી લો.

આવે પ્રસંગે પણ આપ અહિંસા રાખવાનું કહો તે કેવી રીતે રહી શકે? હું જૈન છું, છતાં હિંમત કરીને કહું છું કે એ માણસે અરજી કરવામાં જ ભૂલ કરી છે. તેણે તો — ના મહારાજાનું ખૂન જ કરવું જોઈતું હતું. અને એમ કરતાં આડે આવનાર એક લાખ માણસને પણ શક્તિ હોય તો મારી નાંખવા-માં જરાયે પાપ નથી એમ હું માનું છું.

આ બધું કહેવાનો માત્ર એક જ હેતુ છે કે આપે અમુક મર્યાદા સ્વીકારવી જોઈએ; જેમકે ખાદી, ઐક્ય અને અસ્પૃશ્યતા-નિવારણ. એ સિવાય બીજાં કોઈ પણ સામાજિક, ધાર્મિક, અને ખાસ જરૂર વગરનાં બધાં ક્ષેત્રોનો ત્યાગ કરી માત્ર એક રાજકીય ક્ષેત્ર વિષે જ લખવું જોઈએ ને કામ કરવું જોઈએ. એક માણસ બધાને રાજી રાખી શકશે નહિ, અને તેમ રાખવા જશે તો બધાનું બગાડશે. આપણે તો અત્યારે હિંદુસ્તાનની રાજકીય સ્વતંત્રતા માટે જ લડીએ છીએ. એ પ્રધાન ઉદ્દેશને ધ્યાનમાં રાખીને જ કામ કરવું જોઈએ. ભોપાળના નવાબ વિષે તો આપને એટલું જ કહેવાનું કે તેમનાં વખાણ કરવામાં આપે ભૂલ કરી છે. કોઠારીજી જેવા માણસ મારફત ખાતરી કરશો. પ્રજાતંત્ર કરતાં પ્રભુથી ડરનારા રાજા અને પ્રજાનું રાજ્ય તો સારું એ વિષે કશી શંકા નથી. પણ અત્યારે રાજાઓનો યુગ આથમી ગયો છે. રાજાઓ ગમે તેટલા સારા હોય તોપણ તેમના સંબંધીઓ સારા ન હોય — બધો વખત ન રહે. એ હિસાબે પ્રજાતંત્ર સારું. ઇંગ્લંડના રાજા જેવાં શોભાનાં પૂતળાં જેવા ભલે તેઓ રહે."

આવા અને આથી ખરાબ કાગળો મારી ઉપર ઠીક પ્રમાણમાં આવે છે. એવો જ ભાવ દર્શાવનારાં છાપાંની કાપલીઓ પણ મિત્રોએ મોકલી છે. જ્યારે માણસને વિચાર પ્રગટ કરવાની છૂટ મળે છે ત્યારે એવું બન્યા જ કરે છે. એ સૂચવે છે કે માણસ કેવા અવ્યવસ્થિત વિચારો કરી શકે છે.

આ અવ્યવસ્થામાં વિચાર કરવાની મંદતા નજરે આવે છે. મંદતાને લીધે માણસની વિચારશ્રેણી સીધી ચાલવાને બદલે આડીતેડી ચાલે છે, ને સાંકળ બંધાઈ શકતી નથી. ઘણી વેળા આવું ક્રોધને લીધે પણ બને છે. ક્રોધનાં લક્ષણ દારૂ અને અફીણ બન્નેને મળતાં છે. પ્રથમ આવેશમાં શરાબીની જેમ ક્રોધી મનુષ્ય રાતોપીળો બને છે. પછી જો આવેશ ઊતરતાં ક્રોધ શમ્યો ન હોય તો તે અફીણની જેમ કામ કરે છે, ને માણસની બુદ્ધિને મંદ કરી મૂકે છે. અફીણની જેમ તે મગજને કોતરી ખાય છે. ક્રોધનાં લક્ષણ સંમોહ, સ્મૃતિભ્રંશ અને બુદ્ધિનાશ એમ ઉત્તરોત્તર ગણાયાં છે.

આ બધું મારી મતિ પ્રમાણે હું મજકૂર કાગળમાં જોઉં છું. લખનાર ભલા માણસ છે. પણ ક્રોધના આવેશમાં તે 'નવજીવન'માં શું લખાયા કર્યું છે તે ભૂલી ગયેલ છે. સ્વરાજને જ ખાતર જીવનાર છાપામાં સમાજસુધારાના વિષયો આવી શકે કે નહિ એનો વિચાર કરવા તે એકાએક અસમર્થ બની ગયેલ છે.

સ્વરાજનો અર્થ જ પત્ર લખનાર બહુ સાંકડો કરી નાંખે છે. અંગ્રેજના હાથમાંથી અમુક હિંદીના હાથમાં સત્તા જવી એટલે સ્વરાજ એમ આ ભાઈ માનતા જણાય છે. મારે મન સ્વરાજ એટલે ત્રીસે કરોડના હાથમાં રહેલી મર્યાદાપૂર્ણ સત્તા. આવી સત્તા જ્યાં હોય ત્યાં એક બાળા પણ પોતાને સુરક્ષિત માને; કવિની કલ્પના સાચી હોય તો કૂતરાં ઇત્યાદિ મનુષ્યેતર પ્રાણી, જે મનુષ્યના સંબંધમાં વસનારાં છે, તે પણ પોતાને સુરક્ષિત માને. આવા સ્વરાજને અંગે અનેક પ્રકારના તાત્ત્વિક નિર્ણયો આપણે કરવાના રહે. કેમકે સ્વરાજમાં

નિર્ણયો સત્તાધિકારીની ઇચ્છાને અધીન ન હોય, પણ ન્યાયને, સત્યને અધીન હોય. આવા સ્વરાજને મેં સંક્ષેપમાં રામરાજ્ય કહ્યું છે. એનો મુસલમાન ઇત્યાદિ અનર્થ કરે તેથી તેને હું ધર્મરાજ્ય પણ કહું છું. અહીં રાજાને સ્થાન છે. પણ રાજા એટલે રક્ષક, વાલી, ટ્રસ્ટી; રાજા એટલે સર્વશ્રેષ્ઠ સેવક, દાસાનુદાસ. સ્વરાજનો રાજા પ્રજાનું અવશેષ ખાનાર છે; એટલે પ્રજાને સુવાડીને સૂએ, ખવડાવીને ખાય, જિવાડીને જીવે. આવા રાજા સદા જીવો. એવા રાજા આ યુગમાં ન પાકે તો રાજા નામનો નાશ જ છે એ વિષે મને શંકા નથી.

ભોપાળના રાજા કે બીજામાં આજે એવાં કંઈ લક્ષણ છે કે નહિ તેની સાથે મારે સંબંધ નથી. આ પ્રજાની જાગૃતિના યુગમાં કેવા રાજા નભી શકે એ મેં તો જણાવી દીધું.

ભોપાળના રાજાની મારી સ્તુતિ મર્યાદિત છે. મારી સ્તુતિ વિષે છાપાંમાં જે રિપોર્ટો આવ્યા છે તે મેં હજુ લગી વાંચ્યા નથી, વાંચવાની ઇચ્છા સરખી પણ નથી. મને અનુભવ થઈ ચૂક્યો છે કે છાપાંમાં મારાં કે બીજાનાં ભાષણોના શુદ્ધ રિપોર્ટો ભાગ્યે જ આવે છે. છાપાંના મારે વિષેના રિપોર્ટો હું માનું તો આજે તો મારે માનવું રહ્યું કે મને ત્રણેક માસ ઉપર ચકરી આવી હતી. પણ છાપાંના રિપોર્ટોથી મારો ને મારા સાથીઓનો અનુભવ જુદો જ છે. તેથી મેં બધાને ચેતવણી આપી છે ને ફરી આપું છું કે મારા બોલ વિષે મેં જે 'યંગ ઇંડિયા'માં કે 'નવજીવન'માં લખ્યું હોય તે જ સાચું માનવું. બાકીને સારુ મને જવાબદાર ન ગણવો જોઈએ. ભોપાળના નવાબ સાહેબની જે સ્તુતિ મેં કર્યાનું લખ્યું છે તેને હજુ હું અક્ષરશઃ વળગી રહું છું. તેમના 'મહેલ'ની

સાદાઈએ મને હજરત ઉમરની સાદાઈનું સ્મરણ કરાવ્યું. આનો અર્થ એવો કોઈ ન કરે કે ભોપાળના મહેલની સાદાઈ આ મહાન ખલીફાના ઝૂંપડાની સાદાઈનો મુકાબલો કરી શકે. એનો અર્થ માત્ર એટલો કે જ્યાં લાખોનો નવો શણગારેલો મહેલ જોવાની મને બીક લાગતી હતી ત્યાં મેં સામાન્ય ધનિક માણસની મેડીના જેવું પણ કંઈ ન જોયું. આપણા અમદાવાદના કેટલાક કરોડપતિઓના મહેલો તો નવાબ સાહેબના મહેલના મુકાબલામાં સોગણા ચડી જાય. આવી મને રુચતી મકાનની સાદાઈ જોતાં એટલુંયે કહેવું દેશી રાજ્યની રાજનીતિના વિચારકો ને ટીકાકારો ન સાંખી શકે તો એ અસહિષ્ણુતાની હદ આવી ગણાય.

કોઈ મારી પાસેથી બસેંચારસેંની ખાદી લે તો હું તેને પ્રમાણપત્ર આપી દઉં એવો ભોળો કે ભલો મને કોઈ ન માની લે. ખાદી પહેરીને છેતરનારા, ખાદી ખરીદીને મારી પાસેથી બીજું કામ લેવા ઇચ્છનારાને હું ઘણે ભાગે તારવી શકું છું. કેટલીક વાર હું છેતરાવું પસંદ કરું છું; કેટલીક વાર મારી મૂર્ખતા — કહો કે અપૂર્ણતા — ને લીધે પણ છેતરાઉં છું.

રાજાઓ ઝેર પાઈને લોકોને મારી નાંખે છે વગેરે આક્ષેપોમાં ઘણી અતિશયોક્તિ છે. લખનારે આ આક્ષેપો વગરપુરાવે કરેલા છે. નવરા માણસો ગમે તે ગપ્પાંને માની લે છે. આ ભાઈસાહેબે કંઈક એવું કરેલું છે. જો તેમની પાસે ઝેર દઈ મારી નાંખનાર રાજાનો સજ્જડ પુરાવો હોય તો તે મારી પાસે મોકલે. સાંભળેલું પુરાવામાં નહિ ગણાય. મારા લખાણના આ ભાગનો વાંચનાર ઊંધો અર્થ ન કરે. કોઈ દેશી રાજા કોઈને અન્યાયપૂર્વક નથી મારી નાંખતા એમ

કહેવાનો મારો આશય મુદ્દલ નથી. દેશી રાજાઓને હાથે ખૂનો થયેલાં હું જાણું છું. દેશી રાજ્યોમાં પેસી ગયેલા સડાને વિષે હું અણવાકેફગાર નથી. એ સડાઓને જાણતો છતાં હું માનનારો છું કે તેઓ સુધરી શકે અને અંકુશમાં આવી શકે એવા છે. મારો આ વિશ્વાસ માણસજાત ઉપરના મારા વિશ્વાસ ઉપર રચાયેલો છે. દેશી રાજાઓ હિંદુસ્તાનના વાતાવરણનું ફળ છે. તેમનું હાડ આપણા જેવું છે, તેમની હાજતો આપણા જેવી છે, તેમનામાં આપણા જ ગુણદોષો ભરેલા છે. આપણે આપણામાં વિશ્વાસ રાખીએ તો તેમનામાં પણ રાખીએ. સત્યાગ્રહનું આખું શાસ્ત્ર પ્રાણીમાત્રના વિશ્વાસ ઉપર રચાયેલું છે. એ રચના ભલે છેવટે ખોટી નીવડે. પણ જેનો સત્યાગ્રહમાં વિશ્વાસ છે તે, રાજા માત્ર નકામા છે અથવા રાજ્યસંસ્થા સુધરી જ ન શકે એવું કદી નહિ કહે. સત્યાગ્રહને અંગે રહેલી એક બીજી માન્યતા પણ નોંધવા યોગ્ય છે. સત્યાગ્રહી માને છે કે પાપમાં સ્વતંત્રપણે નભવાની શક્તિ જ નથી. પાપને પુણ્યનો આધાર જોઈએ જ. એટલે કે નઠારું સારાને આધારે જ નભે છે. આ બરોબર હોય તો દેશી રાજ્યો નાશ પામવા યોગ્ય હશે તો તેમનો નાશ તેમની મેળે થશે — જો આપણે તેમને ખરાબ માનવા છતાં મદદ નહિ કરતા હોઈએ તો. આ વિચારશ્રેણીમાંથી અસહકારની ઉત્પત્તિ છે. જેઓ દેશી રાજ્યોને નઠારાં જાણવા માનવા છતાં તેમની નોકરી કરે છે તે તેમને નિભાવે છે. જેઓ દેશી રાજ્યોને નઠારાં સમજી નઠારી રીતે તેમનો નાશ કરવા મથે છે તેઓ પણ તેમને મદદ કરે છે. દુષ્ટતાનો નાશ દુષ્ટતાથી કદી થયો નથી. પણ મારા જેવા, જેઓ ભલે ભૂલથી છતાં શુદ્ધ ભાવથી તેમનામાં સારું

જોઈ તેમની તેટલા પૂરતી સ્તુતિ કરે છે, તે કાં તો તે વડે તેને સુધારે છે, અથવા તે વડે તે સત્યાગ્રહ અથવા અસહકાર કરવાનો અધિકાર સાધે છે,

સ્વ. જતીંદ્ર દાસના બલિદાન વિષે મેં મૌન સેવ્યું છે તેની ઉપર પત્ર લખનારે કટાક્ષ કર્યો છે. એ વિષે 'નવજીવન'માં નોખું લખાયું છે એટલે અહીં તેનો ફરી ઉલ્લેખ નથી કરતો.

હવે રહી લેખકની ખાતરીની વાત. તે લખે છે: "આપ તો એમ જ સમજો છો કે દેશી રાજ્યની પ્રજા જેલથી ડરે છે. પણ હું ખાતરીથી કહું છું કે અમે જેલથી ડરતા નથી, મોતથી પણ ડરતા નથી." દિલગીરીની સાથે મારે લખવું પડે છે કે આ ખાતરીની મારી આગળ કિંમત બહુ ઓછી છે, અથવા નહિ જેવી છે. હું માનું છું કે દેશી રાજ્યોની રૈયતમાંથી આંગળીના વેઢા ઉપર ભાગ્યે ગણી શકાય એટલા માણસો જેલ જવાને તૈયાર નીકળશે. મોતની તો વાત જ શી? જે જુલમ દેશી રાજ્યોમાં થાય છે તે જો રૈયતવર્ગ બીકણ ન હોત અને જેલ ઇત્યાદિનાં દુઃખ વેઠવા તૈયાર હોત તો અસંભવિત હોત. લખનાર યાદ રાખે કે દેશી રાજ્યમાં કે અંગ્રેજી રાજ્યમાં જેલ જનારાને કોઈ રોકતું નથી. સ્વાર્થત્યાગ અને બલિદાન કરવાની શક્તિ જ્યારે દેશમાં વ્યાપક થશે ત્યારે સડામાત્ર નાશ પામશે.

નવજીવન, ૨૦–૧૦–૧૯૨૯

## ૩૨

# રાજા અને રંકનું

વીલેપારલામાં કાર્યકર્તાઓની સભા થઈ હતી તેમાં આ પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો :

"તમે કહ્યા કરો છો કે તમારી કલ્પનાનું સ્વરાજ રાજા અને રંક બંનેને ન્યાય આપે, બંનેને રક્ષે, બંનેના હકો જાળવે. આમાં વિરોધ નથી આવતો? જુઓ, મજૂરો અને માલિક, ધનવાન અને તેનો દરવાન, બ્રાહ્મણ અને ભંગી, તવંગર ને ભિખારી, જ્યાં નજર નાખીએ ત્યાં દ્વંદ્વયુદ્ધ ચાલતું જોવામાં આવે છે. 'છે' અને 'નથી'-નો ઝઘડો અનાદિ કાળનો લાગે છે. બીજાને દુ:ખી કર્યા વિના માણસ સુખી થઈ શકતો જ નથી એમ લાગે છે. આવી સ્થિતિ કુદરતે જ રચેલી લાગે છે. તમે કુદરતની સામે થવા ઇચ્છતા લાગો છો. આ હવામાં બાથ ભીડવા જેવું નથી લાગતું?"

ટૂંકામાં પુછાયેલા પ્રશ્નને મેં જરા લંબાવ્યો છે, ભાવ બદલ્યો નથી. પ્રશ્ન સરસ છે ને ઘણાના મનમાં ઊઠતો હોવો જોઈએ. એ હવે વિચારીએ.

જો રામરાજ્ય જેવું આ જગતમાં કોઈ વેળા હતું તો પાછું તે સ્થપાવું જોઈએ. મારી માન્યતા છે કે રામરાજ્ય હતું. રામ એટલે પંચ; પંચ એટલે પરમેશ્વર; પંચ એટલે લોકમત. જ્યારે લોકમત બનાવટી નથી હોતો ત્યારે તે શુદ્ધ હોય છે. લોકમત ઉપર રચાયેલું રાજ્ય એટલે તે જગ્યાનું રામરાજ્ય. આવું તંત્ર આપણે કોઈ કોઈ ઠેકાણે આજ પણ

જોઈએ છીએ. કેટલાક જમીનદારો આજે પોતાની રૈયતની સાથે સાદાઈની હરીફાઈ કરી રહ્યા છે, ને તેમાં ઓતપ્રોત થવાનો પ્રયત્ન કરે છે. રાજા માત્ર લૂંટનારા જ છે એમ નથી. મારા ભ્રમણમાં મેં સારાનરસાને ભાળ્યા છે. માલિકમાત્ર હૃદયશૂન્ય નથી. ગરીબના રક્ષક કે મિત્ર તરીકે વર્તનાર ધનિકના ઘણા દાખલા મેં નથી જોયા એ ખરું છે. જે જોયા છે તેમાં પણ સુધારાને અવકાશ છે એ પણ મેં જોયું છે. આ અનુભવ જેને હું રાક્ષસી તંત્ર માનું છું તેમાં મળ્યા છે. પણ લંકામાં વિભીષણ અપવાદરૂપે હોય તેમાં શી નવાઈ? જ્યાં એક છે ત્યાં અનેકની આશા જરૂર રખાય. અપવાદનો ગુણાકાર કરીએ એટલે અપવાદ એ સામાન્ય સ્થિતિનું રૂપ પકડે. આ તો મેં શું શક્ય છે એની વાત કરી. એટલેથી પ્રશ્નકારને સંતોષ ન થાય.

શક્યને હસ્તીમાં લાવવાનો પ્રયત્ન તે સત્યાગ્રહ. સત્ય એટલે ન્યાય. ન્યાયી તંત્ર એટલે સત્યયુગ અથવા સ્વરાજ, ધર્મરાજ, રામરાજ, લોકરાજ; આવા તંત્રમાં રાજા પ્રજાનો રક્ષક હોય, મિત્ર હોય. તેના જીવન વચ્ચે ને પ્રજાના રંકમાં રંક અંગ વચ્ચે આજનું આકાશપાતાળ જેટલું અંતર ન હોય. રાજાના મહેલ અને પ્રજાના ઝૂંપડાની વચ્ચે યોગ્ય સામ્ય હોય. બંનેની હાજતોની વસ્તુ વચ્ચે હોય તો નજીવો ભેદ હોય. રાજા અને પ્રજા બંનેને ચોખ્ખાં હવાપાણી હોય. પ્રજાને જરૂરિયાત પૂરતો ખોરાક મળે. રાજા પોતાના ખોરાકમાંથી છપ્પનભોગનો ત્યાગ કરી ૭ ભોગથી સંતોષ માને. રંક લાકડાના કે માટીના વાસણથી નિર્વાહ કરે તો રાજા પિત્તળાદિ ધાતુનાં વાસણ ભલે વાપરે. સોનારૂપાનાં વાસણો વાપરવાનો લોભ રાખનારા રાજા

પ્રજાને લૂંટતા હોવા જોઈએ. રંકને જરૂર પડતાં કપડાં મળવાં જોઈએ. રાજા વધારે કપડાં ભલે રાખતો; પણ તેનાં કપડાં વચ્ચે ને રંકનાં કપડાં વચ્ચેનું અંતર દ્વેષ ઉત્પન્ન કરનારું ન હોવું જોઈએ. રાજાનાં ને રંકનાં બાળકો એક જ પ્રાથમિક શાળામાં ભણતાં હોય. રાજા પ્રજાનો મુરબ્બી થઈ ન રહે, પ્રજાનું કંઈ ભલું કરે તો પોતે ઉપકાર કર્યો છે એમ ન માને. ધર્મમાં ઉપકારને સ્થાન નથી. પ્રજાની સેવા કરવાનો રાજાનો ધર્મ છે. જે રાજાને વિષે કહ્યું તે બધા ધનવાનને લાગુ પડે છે. રાજાનો ધર્મ જેમ પ્રજાના રક્ષક અને મિત્ર તરીકે રહેવાનો છે, તેમ રંકનો ધર્મ રાજાનો દ્વેષ ન કરવાનો છે. રંકની રંકતા પોતાના દોષ, પોતાની ખામીને લીધે ઘણે ભાગે છે, એનું તેને ભાન હોવું જોઈએ. રંક પોતાની સ્થિતિ સુધારવાનો પ્રયત્ન કરતો છતો રાજાનો દ્વેષ ન કરે, તેનો નાશ ન ઇચ્છે, તેનો સુધારો જ ઇચ્છે. રંક રાજા થવાની ધારણા ન કેળવે; પણ પોતાની હાજતો પૂરી પાડીને સંતુષ્ટ રહે. આમ બંને એકબીજાને મદદ કરતા રહે એ મારી કલ્પનાનું સ્વરાજ.

મારી દૃષ્ટિએ આ સ્વરાજ મેળવવા સારુ રાજા ને પ્રજા બંનેની કેળવણીમાં મહત્ત્વના ફેરફાર કરવાની જરૂર છે. લૂંટનાર ને લૂંટાનાર બંને અંધારામાં ભટકે છે. તે રસ્તો ભૂલ્યા છે. એમાંથી એકેય સ્થિતિ સહન કરવા જેવી નથી. પણ રાજવર્ગ ને ધનિકવર્ગને આ વાત ઝટ ગળે ઊતરે નહિ. એકને ગળે ઊતરે તો બીજાને એની મેળે ઊતરે, એ નીતિને અનુસરીને મેં રંકની સેવા પસંદ કરી છે. બધા રાજા ન થઈ શકે, પણ બધામાં તો સૌ સમાઈ શકે. અને જો રંકને પોતાના હકનું ને

તેની જ સાથે પોતાની ફરજનું ભાન થાય તો આજે સ્વરાજ છે. એ ભાન સત્યાગ્રહ વડે જેટલા વેગથી થાય છે તેટલા વેગથી બીજે કોઈ રસ્તે ન જ થઈ શકે. આ આપણે છેલ્લા બાર માસમાં પ્રત્યક્ષ અનુભવ્યું. એ સત્યાગ્રહમાં જેટલો મેલ પેસી ગયો હતો તેટલે અંશે આપણને સ્વરાજપ્રાપ્તિમાં વિઘ્ન આવ્યું છે.

સત્યાગ્રહ એ લોકકેળવણીનું ને લોકજાગૃતિનું મોટામાં મોટું સાધન છે. સત્યાગ્રહનો બીજો અર્થ આત્મશુદ્ધિ છે. રાજવર્ગને આત્મશુદ્ધિની વાત માત્ર થઈ શકે, તેની ઉપર અસર પહોંચતાં સમય જાય. રંકવર્ગ તો હૂંફ શોધ્યા જ કરે; તેને પોતાના દર્દનું ભાન તો છે જ, ઉપાયનું નથી. તેથી જે ઉપાય બતાવનાર મળી આવે તેના ઉપાય અજમાવે છે. આવી સ્થિતિમાં કોઈ સાચા સેવક તેને મળી જાય તો તેને તે છોડતા નથી ને યથાશક્તિ તેના ઉપાય સ્વીકારે છે. એટલે એક દૃષ્ટિએ રંકવર્ગ જિજ્ઞાસુ ગણાય. સ્વરાજપ્રાપ્તિ પણ તેની મારફતે થાય. એ પોતાની શક્તિ ઓળખે, ને ઓળખતાં છતાં તેનો મર્યાદિત ઉપયોગ જ કરે. આટલું થાય એટલે મારી કલ્પનાનું સ્વરાજ આવ્યું સમજવું. પ્રજા એવી શક્તિ પામ્યા પછી તેને રોકનાર પરતંત્ર અને સ્વતંત્ર બંનેની સામે તે સફળ મુકાબલો કરી શકે.

એથી કાર્યકર્તાઓનો ધર્મ કેવળ લોકસેવા છે. લોકસેવા સત્ય અને અહિંસાને માર્ગે જ થાય. તેમાં જેટલો મેલ આવે તેટલે અંશે લોકપ્રગતિ રોકાય.

દરમ્યાન રાજવર્ગ ને ધનિકવર્ગ જો યુગને ઓળખે તો પોતાની પાસે રહેલ દ્રવ્ય અને દ્રવ્યોપાર્જનશક્તિના માલિક

મટી રક્ષક બને; અને રક્ષકને પણ પોતાની આજીવિકા મેળવવાનો અધિકાર છે એટલે તે દ્રવ્યનો મર્યાદિત ને જરૂરિયાત જેટલો જ ઉપયોગ કરે. આમ ન કરે તો છેવટે રાજા રંક ને તવંગર ભિખારી વચ્ચેનું ઝેરી દ્વંદ્વ ચાલવાનું જ. સત્યાગ્રહનો વેગ એ ઝેરને રોકશે એવી આશાએ મારા જેવા તે અસ્ત્રને સર્વાર્પણ કરી ચૂક્યા છે.

નવજીવન, ૨૨-૩-૧૯૩૧

## ૩૩

# દેશી રાજ્યો અને સત્યાગ્રહ

મારી સામે બે કાગળ પડ્યા છે. એક મારી ઉપર છે; બીજો ભાઈ કિશોરલાલે તેમની ઉપર આવ્યો છે તે મને જવાબ દેવા મોકલ્યો છે. મારી ઉપરનાનો સાર આ છે :

“અ માં સત્યાગ્રહ ચાલે છે તો તમે અટકાવો છો, બ માં કરનારને ઠપકો આપો છો, ક માં થતા સત્યાગ્રહને મોળો પાડો છો ને ગ માં સત્યાગ્રહ કરનાર નવા માણસને રજા આપો છો. આવી વિપરીત સ્થિતિમાં તમને પોતાને મૂકવાને બદલે હાલ સત્યાગ્રહ બંધ કરાવીને સૌને માત્ર ખાદીનું કામ કરતા થઈ જવા પ્રેરી સત્યાગ્રહની લાયકાત મેળવવાનું કાં નથી કહેતા ?”

ભાઈ કિશોરલાલની ઉપરનો લાંબો કાગળ ક્રોધથી ભરેલો છે :

“મહાસભાને દેશી રાજ્યોના અમે ઠીક મળ્યા છીએ ! લડાઈને વખતે માર ખાવામાં અમે, જેલ જવામાં અમે. હવે સુલેહ થઈ એટલે અમે કચરો બન્યા. અમારા કાગળો મંત્રી મહોદય કચરાની ટોપલીમાં નાખે. અમે વીરતા બતાવવા ઇચ્છીએ તો મહાસભાની સંધિને નુકસાન પહોંચે ! ભલે અમને દેશી રાજ્યો કચરી નાંખે. ફૂલચંદભાઈ જેવા મહાવીર પોતાની વીરતા બતાવે એટલે તેમનું તેજ હણી નાખવાના હુકમ નીકળે. આ તે ક્યાંનો ન્યાય ? આ કેવી સંધિ ! આમ સ્વરાજ લેવાશે ?”

આ લાંબા કાગળનો સાર મેં યાદ કરીને આપ્યો છે. ક્રોધ ક્ષંતવ્ય છે, કેમકે લખનારે દુઃખ સહન કર્યું છે, ને ક્રોધના આવેશમાં વસ્તુસ્થિતિ સમજવાનો પ્રયત્ન નથી કર્યો.

પહેલો કાગળ પ્રથમ લઉં. ચાર નોખી પરિસ્થિતિને અંગે વિરોધી લાગતા ચાર અભિપ્રાય મેં આપ્યા એ સાચી વાત છે. પણ સાચી રીતે એ અભિપ્રાયોમાં વિરોધ નથી. જીવનના પ્રયોગો રસાયણી પ્રયોગો જેવા હોય છે. રસાયણી પ્રયોગમાં એક જ દ્રવ્યના પ્રમાણનો ફેર પડતાં નોખી નોખી વસ્તુઓ પેદા થાય છે; તેમાં તલમાત્ર પણ નવું દ્રવ્ય મળતાં વળી નવી વસ્તુ પેદા થાય છે. તેમ જ જીવનમાં મનુષ્યના ભેદને લઈને, દેશકાળના ભેદને લઈને સ્થિતિ બદલાય છે, ને તેથી અભિપ્રાયો જુદા અપાય છે; જો એમ ન થાય તો જીવન બંધ થાય અથવા જડવત્ થઈ રહે. બધામાં જોવાનું એ હોય છે કે તે અભિપ્રાયો એક જ સિદ્ધાંતને અનુસરે છે કે નહિ.

જ્યાં સત્યાગ્રહ કરનારા મારી કેદમાં હતા, જ્યાં મારા નામનો ઉપયોગ થતો હતો, ત્યાં મારે તે તે સ્થિતિ જોઈને નોખા અભિપ્રાયો આપવા પડ્યા હતા ને તે બરોબર હતા. ચોથા દાખલામાં એ ભાઈએ સત્યાગ્રહની પ્રતિજ્ઞા લઈ લીધી હતી, કોઈ સંઘમાં તે ન હતા. તેમને પોતાની જ એકાકી શક્તિનો પ્રયોગ કરવાનો હતો. પ્રતિજ્ઞામાં ઉતાવળ હતી, બીજો દોષ ન હતો. ઉતાવળથી નુકસાન પહોંચે તો તેમને પોતાને જ પહોંચે એમ હતું. આવી સ્થિતિમાં મારો અભિપ્રાય માગવામાં આવ્યો, એટલે હું તે ભાઈની પ્રતિજ્ઞા તોડાવવાનું પાપ કેમ વહોરું? તેમને હતોત્સાહ કેમ કરું? તેમની પ્રતિજ્ઞા તપાસી, તે

નીતિ વિરુદ્ધ છે કે નહિ એટલું જ કહેવાનો મને અધિકાર હતો. તેથી મેં અભિપ્રાય આપ્યો કે પ્રતિજ્ઞાના મૂળમાં દોષ નથી ને તે પ્રતિજ્ઞાનું પાલન કરવાનો તેનો ધર્મ છે.

નિયમ આ છે: જે સત્યાગ્રહની પ્રતિજ્ઞા અહિંસાની વિરોધી નથી ને જેનું નુકસાનકારક પરિણામ કેવળ પોતા ઉપર જ ઊતરવાનો સંભવ હોય તે પ્રતિજ્ઞાનું પાલન આવશ્યક છે; પછી ભલે પ્રતિજ્ઞા લેનારે આગળપાછળની ગણતરી ન કરી હોય, કોઈની સાથે મસલત ન કરી હોય ને પોતે એકલો જ ઝૂઝનાર હોય. એવા નનામા સત્યાગ્રહી વીરો તો જગતમાં અગણિત થઈ ગયા છે. તેમને સારુ કોઈ કીર્તિસ્તંભ નથી ચણાતું, તેઓ ઇતિહાસને પાને નથી ચડતા, તેઓ અખબારને પાને પણ નથી ચડતા. તેમનાં નામ પ્રભુના ચોપડામાં ચડે છે; અને તેમના બળ ઉપર જગત ટકી રહ્યું છે એમ આપણે ચોક્કસ માનીએ. એવાઓના કામમાં માથું મારનાર જ્ઞાની નથી, તે અંધકૂપમાં પડ્યો છે ને દોઢડહાપણ કરી પુરુષાર્થને અટકાવે છે.

આમ નિયમને લખી નાખતાં તે શોભા નીકળ્યો છે. પણ તેને વ્યવહારમાં મૂકતાં, સાથીઓને દોરતાં મને પ્રતિક્ષણ ધર્મસંકટ આવે છે, ને 'નહિ ઝાડ ત્યાં એરંડો પ્રધાન' એ ન્યાયે હું વધારે જાણનારની અવેજીમાં સાથીઓ પ્રત્યે કાજીનું સ્થાન લઈ ફતવાઓ આપ્યે જાઉં છું. મારો અનુભવ એવો છે કે આ અભિપ્રાયોથી હજી લગી નથી નુકસાન થયું સાથીઓને કે નથી નુકસાન થયું પ્રજાને. બંને આગળ વધ્યાં છે. મારા અભિપ્રાયને અનુસરતાં સાથીઓને ઘણી વાર દુઃખ થયું છે, પણ

તે દુઃખ છેવટના સુખને ખાતર હતું એમ તેમનામાંના ઘણા અનુભવી ચૂક્યા છે.

સરકાર અને મહાસભાની વચ્ચે થયેલી સંધિને દેશી રાજ્યો સાથે કશો સંબંધ નથી. દેશી રાજ્યોમાં લડાઈ ન હતી. સમાધાનીની એક પણ શરત દેશી રાજ્યોને લાગુ નથી પડતી. ઇચ્છે તોપણ દેશી રાજ્યોને બાંધવાનો સરકારને અખત્યાર ન હતો. એટલે તાત્ત્વિક દૃષ્ટિએ દેશી રાજ્યો અથવા રૈયતવર્ગ સમાધાનીથી કોઈ પણ પ્રકારે બંધાતાં નથી. તેથી દેશી રાજ્યો ઉપર જેમ સમાધાનીનો અંકુશ નથી તેમ રૈયત ઉપર પણ નથી. રૈયત સત્યાગ્રહ કરી શકે છે, સવિનય ભંગ કરી શકે છે.

પણ આવા હકનું હોવાપણું એક વાત છે, તેનો અમલ કરવો એ બીજી વાત છે. સત્યાગ્રહ કરવો ઉચિત છે કે નહિ, કરનારમાં યોગ્યતા છે કે નહિ, જેને વિષે કરવો છે તે વસ્તુ સત્યાગ્રહ કરવા જેવી છે કે નહિ, એ વિચાર તો પરિસ્થિતિ જોઈને જ થઈ શકે. અને જ્યારે સાથીઓ મારી સલાહ માગે ત્યારે મારે તેમને દોરવા પડે છે, અને ઘણી વાર તેમને સત્યાગ્રહ કરવાનો હક છે એમ કહેવાની સાથે જ કહેવું પડે છે કે તે કરવાનો સમય નથી અથવા પ્રસંગ નથી.

સામાન્ય રીતે મારો અભિપ્રાય મેં પૂર્વે બતાવ્યો છે તે આજે પણ છે. દેશી રાજ્યોની રૈયત જો અત્યારે વિનયથી કરાવાય તેટલા જ સુધારા કરાવી સંતુષ્ટ રહે, રચનાત્મક કામમાં ગૂંથાયેલી રહે તો ઇચ્છિત સ્થાન વહેલું મેળવે. અંગ્રેજી હકૂમત તળે રહેલું હિન્દુસ્તાન સ્વરાજ મેળવશે ત્યારે દેશી રાજ્યના ઘણા પ્રશ્નો એની મેળે ઉકેલાઈ જશે, એવો મારો દૃઢ વિશ્વાસ છે.

રચનાત્મક કામ કરનારા દેશી રાજ્યોમાં ઘણા થોડા મળી આવે છે એ શોચનીય છે. જેણે રચનાત્મક કામ નથી કરી જાણ્યું તેને સત્યાગ્રહનો પહેલો પાઠ પણ નથી આવડતો એમ કહેતાં મને સંકોચ નથી થતો. મારે મન રચનાત્મક કાર્ય એટલે રેંટિયો ને ખાદી, રચનાત્મક કાર્ય એટલે અસ્પૃશ્યતા-નિવારણ, રચનાત્મક કાર્ય એટલે મદ્યપાનનિષેધ, રચનાત્મક કાર્ય એટલે હિંદુમુસલમાન વચ્ચે મૈત્રી. જે સેવાભાવથી, પ્રેમભાવથી ભીનો નથી તે સત્યાગ્રહ શું કરવાનો છે? આવા સેવકોની સંખ્યા અંગ્રેજી હિન્દુસ્તાનમાં ઓછી છે, ને દેશી રાજ્યમાં તેના કરતાંયે ઓછી છે. એટલે ત્યાં સત્યાગ્રહ કરવાની સલાહ આપતાં મને સંકોચ થાય જ.

પણ મારી સલાહ માગવા કે તેને અનુસરવા જે બંધાયેલા નથી તેમને આ લેખ લાગુ પડતો જ નથી. જેના સ્વભાવમાં અહિંસા છે, જે સહેજે સત્યાગ્રહી છે, જેને રોમેરોમે સત્ય વ્યાપી રહ્યું છે, જે સેવાની મૂર્તિ છે તે જગદ્‌વંદ્ય છે. તેને મારી સલાહની જરૂર ન જ હોય, ને તેને તેની ઇચ્છા પ્રમાણે સત્યાગ્રહ કરવાનો અધિકાર છે એમ કહેવાપણું જ ન હોય.

પણ જે ક્રોધથી, મદથી ભર્યા છે, જેનામાં અહંભાવની માત્રા સારી પેઠે છે અને આવેશને લીધે જેની મતિ ડહોળાઈ ગઈ છે તેમને હું અવશ્ય કહું, 'ધીરજ રાખજો.' અજાણપણે પણ અવિચાર્યું પગલું ભરશો તો તેનું પરિણામ કડવું આવશે જ, એટલું જ નહિ પણ અત્યારે થોડીઘણી મર્યાદા જળવાતી હશે તે પણ તૂટશે અને તે વેળા ભવિષ્યની પ્રજા જે કહેવાતા સત્યાગ્રહના ત્રાસથી પીડાતી હશે તે આપણને શાપ દેશે ને સત્યાગ્રહ વગોવાશે. તેથી પ્રત્યેક વિચારશીલ મનુષ્યે સત્યાગ્રહની

મર્યાદા ઓળખી લેવી ઘટે છે. અથવા સત્યાગ્રહનું નામ મૂકી દો ને સ્વેચ્છાપૂર્વક વર્તો. જગત તમને ઓળખશે. પણ સત્યાગ્રહને નામે થતાં, પણ તેને ન છાજતાં, કામોથી તો જગત પણ વ્યાકુળ થાય, મૂંઝાય ને તેને પોતાની દિશા ન સૂઝે.

હવે રહ્યો બીજો કાગળ. તેનો ઘણો જવાબ તો ઉપર આવી ગયો. મહાસભાએ તો દેશી રાજ્યમાં દખલ દીધી જ નથી. મહાસભાએ દેશી રાજ્યમાં કોઈને સત્યાગ્રહ કરતાં રોક્યા નથી. જો રોકાણ થયું હોય તો તે મારી તરફથી જ થયું છે. થયું છે ત્યાં તે સકારણ થયું છે.

જેમણે ગઈ લડતમાં ભાગ લીધો તેમણે મહાસભા ઉપર કે કોઈ પરાયા પર ઉપકાર નથી કર્યો. ઉપકાર કર્યો કહી શકાય તો તે તેમણે પોતાની ઉપર જ કર્યો હતો. એ યુદ્ધમાં ભાગ લેવાનો બધા હિંદીનો ધર્મ હતો. સત્તાએ હિંદુસ્તાનના ચાર ભાગ કર્યા છે: અંગ્રેજી, દેશી, પોર્ટુગીઝ, ફ્રેંચ. કુદરતે હિન્દુસ્તાનને એક જ બનાવ્યું છે. સત્તા ભલે આ મારું ને આ તારું એમ માને, પણ આપણે તો એક જ છીએ. તેમાંનું મુખ્ય અંગ જો સ્વતંત્ર થાય, સ્વરાજ મેળવે, તો બીજાં અંગ એની મેળે પુષ્ટ થાય. તેથી અત્યારે જો દેશી રાજ્યોમાંના અને બહારના આપણે બધા અંગ્રેજી વિભાગમાં બધી શક્તિનો ખર્ચ કરીએ ને સ્વરાજ મેળવીએ, તો દેશી રાજ્યમાં ઘણા સુધારા એની મેળે થઈ જ જાય. આથી ઊલટું, જો દેશી રાજ્યોમાં અનુચિત સત્યાગ્રહ કરીને પ્રજાશક્તિનો દુર્વ્યય કરીએ તો સ્વરાજ દૂર જાય.

નવજીવન, ૫-૭-૧૯૩૧

## ૩૪

# કાઠિયાવાડ રાજકીય પરિષદ

આ પરિષદે ભાવનગરમાં પોતાની ઉપર એક અંકુશ મૂક્યો હતો, તે એ કે એક રાજ્યની વિરુદ્ધ ટીકા બીજા રાજ્યમાં ન કરવી. આ અંકુશ તે વખતે કેટલાકને ખૂંચ્યો હતો, પણ મને કે કમને બધાએ કબૂલ રાખ્યો હતો. હવે તે અંકુશ કાઢી નાખવાની હિલચાલ ઊભી થવાના ભણકારા વાગી રહ્યા છે.

અંકુશ કાઢવાના પક્ષમાં દલીલ આ છેઃ અંકુશ મૂક્યો ત્યારે તે પ્રજાની નબળાઈને લીધે મુકાયો હતો, હવે જમાનો બદલાયો છે તેથી તે કાઢી નાખવો જોઈએ.

કાઠિયાવાડ રાજકીય પરિષદને અંકુશ કાઢવો હોય તો તેને તે કાઢવાનો પૂર્ણ અધિકાર છે. તે કાઢવા સારુ મને લાગે છે કે પરિષદ ભરાવી જોઈએ, અથવા તો કાર્યવાહક સમિતિએ પરિષદે કરેલો ઠરાવ કાયદા ઉપરવટ જઈ રદ કરવાનું જોખમ વહોરવું જોઈએ. જ્યારે પ્રજામત એવું પગલું માગે છે એમ કાર્યવાહકોને ચોખ્ખું લાગે ને તે તુરત ભરવાની આવશ્યકતા પણ તેટલી જ સ્પષ્ટ જણાય ત્યારે કાર્યવાહક સમિતિને તેમ કરવાનો ધર્મ પ્રાપ્ત થાય છે.

અહીં તો હું તે અંકુશની યોગ્યતા અયોગ્યતાનો જ વિચાર કરવા માગું છું. મને લાગે છે કે એ અંકુશ નબળાઈની નિશાની ન હતો, પણ વિનયની નિશાની હતો ને આજે છે. એ અંકુશમાં રાજાઓની પરિસ્થિતિની ઓળખ રહી છે ખરી. રાજાઓની પરિસ્થિતિ ઓળખવાનો પરિષદનો ધર્મ છે, તેમ

તેની કાર્યદક્ષતા છે. એ અંકુશથી પરિષદને નુકસાન મુદ્દલ નથી, લાભ ઘણો છે.

અહિંસા અને સત્યને માર્ગે જનાર એ મર્યાદાનું સહેજે પાલન કરે. એટલે હું તો એટલે સુધી જાઉં છું કે, એ મર્યાદા કાઠિયાવાડ રાજકીય પરિષદનો ઠરાવ છે તેથી જ સત્યાગ્રહી તેનું પાલન નહિ કરે, પણ તે સ્વતંત્રપણે આવશ્યક છે તેથીયે કરે.

અ રાજ્યનાં દૂષણોની ટીકા બ રાજ્યમાં કરવી એ તેની નિંદા છે, તેમાં કાયરતા છે. અનાં દૂષણો તેના રાજ્યમાં જઈ ઉઘાડાં પાડવામાં વીરતા છે. અને અને બને મિત્રાચારી છે. તેથી જો બની હદમાં અની નિંદા થાય તો બની સ્થિતિ કફોડી થાય. સત્યાગ્રહી આમ કોઈને વગરકારણે કફોડી સ્થિતિમાં ન મૂકે. પણ અને ત્યાં જઈને તેની ટીકા કરવાનું ન બની શકે એવું હોય ત્યારે ક્યાંક તો ટીકા કરવાનું સ્થાન જોઈએ એમ કોઈ કહી શકે. આનો જવાબ તો સીધો જ છે. અંગ્રેજી રાજ્યના પેટામાં દેશી રાજ્યો રહ્યાં છે, એટલે અંગ્રેજી હદમાં પેટ ભરીને બધાં પેટારાજ્યોની ટીકા થઈ શકે છે અને થતી આવી છે.

એટલે આટલાં વર્ષના અનુભવે પણ મારા અભિપ્રાયને હું વળગી રહું છું : ભાવનગરમાં મુકાયેલો અંકુશ જેટલો આવશ્યક ત્યારે હતો તેટલો જ આજે છે. સત્યાગ્રહીને સારુ પરિષદમાં ને પરિષદ બહાર પણ તે બંધનકારક છે. જો યુગ બદલાયો હોય તો આજ આપણામાં તે તે રાજ્યમાં જવાની ને તેની પાસે સુધારા કરાવવાની શક્તિ હોવી જોઈએ. દૂષિત રાજ્યની બહાર તેની ટીકા કરવામાં શી વીરતા બતાવવાની હોય ?

નવજીવન, ૫–૭–૧૯૩૧

૩૫

# સત્યાગ્રહીની વરાળ

વણોદના ભાઈ વીરચંદ લખે છે :

“આજના ‘નવજીવન’નો અગ્રલેખ વાંચ્યો. કિશોરલાલભાઈ પરનો પત્ર મારો હતો. તે સંબંધી મારો ખુલાસો :

૧. શ્રી. કિશોરલાલભાઈ પરના પત્રમાં જ મેં જણાવેલું કે, ‘એ પત્ર હું ઉશ્કેરાયેલી હાલતમાં લખું છું.’ મોરબીના ઉપરાઉપરી મળેલા સમાચારોએ મને ખૂબ ઉશ્કેરી મૂકેલો. એટલે ક્રોધથી ભરેલ પત્રનું આપનું કથન સ્વીકારું છું.

૨. આપ તે જ લેખમાં જણાવો છો કે, ‘દેશી રાજ્યોની રૈયત જો અત્યારે વિનયથી કરાવાય તેટલા જ સુધારા કરાવી સંતુષ્ટ રહે, રચનાત્મક કાર્યમાં ગૂંથાયેલી રહે તો ઇચ્છિત સ્થાન વહેલું મેળવે.’ આનો મારો જવાબ :

આજે કાઠિયાવાડનાં દેશી રાજ્યોમાં ક્યાંયે સુધારા કરાવવા લડત ચાલતી નથી. બ્રિટિશ હિંદની સ્વતંત્રતાને અંતે જ અમારો ઉદ્ધાર છે એ હું સંપૂર્ણ રીતે સ્વીકારું છું. પણ જ્યાં દેશી રાજ્યો લડત આપવા સામાં આવે ત્યાં શું કરવું? સત્યાગ્રહની રાષ્ટ્રવ્યાપી લડતમાં ભાગ લેવાને કારણે હદપાર કરે, કુટુંબોને છોકરાને વાંકે સતાવે, ખોટાં આળો મૂકી ખોટા કેસો કરી સંડોવે; અને ત્રેયે આ સંધિકાળમાં. જો લડત વખતે આમ થયું હોત તો જરાયે દુ:ખ ન જ થાત. ત્યાં શું કરવું? ત્યાં લડત ન હોય? દાખલા તરીકે: (દાખલા અહીં નથી આપ્યા. **તંત્રી**)

૩. મહાસભા ૨૫ કરોડની કે ૩૩ કરોડની? અમારાં દુ:ખદર્દો મહાસભાને — ગુજરાત પ્રાંતિક સમિતિને — લખી જણાવીએ તો

તે પત્રની પહોંચની પણ આશા ન રાખીએ! આપ તો જવાબ પણ લખો છો જ્યારે પ્રાંતિક સમિતિ પત્રની પહોંચ પણ લખતી નથી. તો તેના તરફથી માર્ગદર્શનની તો આશા જ શી રાખવી?

૪. હિંદની રાષ્ટ્રીય લડતમાં ભાગ લેવાના જ કારણે જે માણસને અને તેના કુટુંબસંબંધીઓને રાજ્યના સિતમનો ભોગ થવું પડતું હોય તેને મહાસભા કાંઈ મદદ ન કરે એ દલીલ તો, બાપુજી, ગળે ઊતરતી નથી. એક પગી કે મુખીની નોકરી માટે ઈમર્સન સુધી પત્રવ્યવહાર ચાલે, અને એક સૈનિક, તેનું કુટુંબ અને તેનાં સંબંધીઓ પરની આફત વેળાએ મહાસભા પીળી લીટીને બહાને કાંઈ ન કરે?

મારી પોતાની વાત આપને લખવા ઘણા દિવસથી વિચારતો હતો તો હવે લખી જ નાખું. નીચેની પરિસ્થિતિમાં મારે શું કરવું તે જણાવશોજી.

ધોલેરા સત્યાગ્રહમાં તા. ૬ એપ્રિલથી જોડાયેલો. તે પહેલાં વીલેપારલે રહેતો અને સ્થાનિક પ્રવૃત્તિમાં બનતો ફાળો આપતો. તા. ૮ જુલાઈએ ૧૧૭મી કલમ મુજબ ૧૫ મહિનાની સજા થઈ. તા. ૮ માર્ચે યુદ્ધવિરામને અંગે છૂટયો. છૂટીને સીધો ધોલેરા પહોંચ્યો. ત્યાં તા. ૧૨મી માર્ચે મારા વતન—વણોદ—ના દરબારે (જેને પાંચમા વર્ગનો દીવાની ફોજદારી અખત્યાર છે), સત્યાગ્રહની ચળવળમાં આગેવાની(?)ભર્યો ભાગ લેવાના કારણે મને લાંબી સજા થયેલ હોઈ, મારે માટે વણોદ તાલુકામાંથી હદપારીનો હુકમ કાઢયો. હુકમના ભંગ બદલ ૬ માસની સજા અને રૂા. ૫૦૦ દંડ જણાવ્યો.

મેં આ સંબંધી આપને અને બીજાઓને પૂછી શું કરવું તે નક્કી કરવા વિચાર રાખેલો, દરમ્યાન હું કાઠિયાવાડમાં ફરવા ગયો.

દરબારે વિચાર્યું હશે કે હું તેમના હુકમનો ભંગ કરીશ તો મને સજા કરી તેમને ચગડોળે ચડવું પડશે, તેથી દસ દિવસ બાદ તા. ૨૧મી માર્ચે મારા પિતા તથા નાના ભાઈને બોલાવી કહ્યું કે, 'વીરચંદ વણોદમાં ન આવે તેવો પ્રબંધ કરો અને લેખી

કબૂલાત આપો.' તેઓ એવી કબૂલાત કઈ રીતે આપે? આથી તેઓ બંને પર હુકમ કાઢ્યો કે, 'તેમણે રાજ્ય અને સરકારને વફાદાર રહેવાની લેખી કબૂલાત અને રૂપિયા પાંચસો પાંચસોના મુચરકા આપવા, નહિતર એક મહિનામાં ગામ છોડી ચાલ્યા જવું.' હુકમની લેખી નકલમાં જણાવ્યું કે, 'વીરચંદ વણોદમાં ન આવે તેવી કબૂલાત આપતા નથી તેમ જ (ચાર વર્ષ પહેલાં) અમૃતલાલ શેઠ—જે ચળવળના એક આગેવાન છે તે—આવેલા ત્યારે અમને જણાવેલું નહિ તેથી તમો પણ ચળવળમાં ભળેલા છો.'

અઠવાડિયા બાદ બીજો હુકમ કાઢી લેખી કબૂલાત અને મુચરકાની વાત રદ કરી હદમાંથી ચાલ્યા જવા જણાવ્યું. તે હુકમમાં જણાવ્યું કે, 'શેઠ ભીખા વરવા પોતાનો દીકરો વીરચંદ આ હદમાં નહિ આવે એવું લખી આપતો નથી. તેને તેનો દીકરો જેટલો વહાલો છે તેટલો અમને નામદાર અંગ્રેજ સરકાર વહાલો છે.'

(દરેક હુકમની લેખી નકલ મારી પાસે છે. હુકમોની ભાષા ગમે તેવા ગંભીરને પણ હસાવવા પૂરતી છે.)

પછી મોઢેથી એક વધુ હુકમ કાઢી મહિનાને બદલે પંદર દિવસમાં ચાલ્યા જવા જણાવ્યું.

પછી બીજો હુકમ મોઢેથી કાઢી જણાવ્યું કે, 'વીરચંદનું નાસિક જેલનું ખર્ચ સરકાર માગે ત્યારે અમે વસૂલ લઈ શકીએ માટે તમારે અમારો પોલીસ પરવાનગી આપે તેટલી જ માલ-મિલકત લઈ જવી.' બીજી તેમને કબજે સોંપી જવી.

મેં આખી વસ્તુસ્થિતિનું નિવેદન એજન્સીને મોકલ્યું અને દરબારના આ હુકમો ગાંધી-ઇરવીન સંધિની વિરુદ્ધ હોઈ રદ થવા જોઈએ એમ જણાવ્યું. આપશ્રીએ સંધિની આટલી સ્પષ્ટ વ્યાખ્યાઓ તે વખતે નહિ કરેલી તેથી કે ગમે તે કારણે એજન્સીએ તુરત સ્ટેટને લખ્યું અને 'તાજેતરમાં એજન્સીએ બહાર પાડેલ

હુકમોને આધારે' એ શબ્દો સહિત અમારી સામેના બધા હુકમો પાછા ખેંચાયા.

હુકમો ખેંચાયા પણ કિન્નાખોરી વધી. લાગ રાખી સપડાવવાની વાતો ઉચ્ચારાઈ.

તા. ૨૮મી મેના રોજ દરબારગઢ (જ્યાં દરબાર, ભાયાતો તથા બીજા મુસલમાનોનાં ઘર છે)માં એક મારા મિત્ર ભાયાતને ત્યાં હું બે મિત્રો સાથે રેંટિયા માટે એક લાકડાનો કકડો લેવા જતો હતો. દરવાજે પોલીસ બેઠા હતા તેમણે રોક્યો નહિ. પછી દરબાર સામા મળ્યા તેમણે અમે ક્યાં અને શા કામે જઈએ છીએ વગેરે પૂછ્યું. જવાબ આપી અમે આગળ વધ્યા. દરબારે પણ 'ઠીક' એમ કહેલું. ૨૫-૩૦ ડગલાં જવા દઈ એકદમ મને પાછો બોલાવ્યો. મેં પહેરેલ પોશાક — હિંદુસ્તાની સેવાદળ, વીલેપારલે યુથ ગાર્ડ્ઝ, વગેરેનો યુનિફૉર્મ ડ્રેસ, નેવી બ્લ્યુ અર્ધ-પાટલૂન અને પહેરણ, માથું ખુલ્લું — દરબારગઢને અપમાનજનક હતો, વગેરે જણાવી ગાળોના વરસાદ સાથે મને માર મારી જેલમાં બેસાડી દેવા પોલીસોને હુકમ કર્યો. મારનું વર્ણન નહિ કરું. ૮–૧૦ પોલીસોએ દશેક મિનિટ લગી અવિરત રીતે ઠંડો માર — જેનાં નિશાન ન રહે તેવો — આખા શરીર પર માર્યો. દરબારે જાતે જેલની કોટડીમાં આવી બે તમાચા માર્યા અને બીજો માર ઉપર રહી મરાવ્યો. પછી જ મારો ખુલાસો પૂછ્યો. મેં કહ્યું કે હું સામાન્ય રીતે આજ પોશાક પહેરું છું. હું કાંઈ દરબારગઢને અપમાન કરવા માટે જ આ પહેરીને આવ્યો ન હતો કે મારો તેવો ઇરાદો પણ ન હતો, અને હું તો મારા મિત્રને ત્યાં જતો હતો. આ પછી મને એક કલાકે છોડી મૂક્યો. માર મારવાનું કારણ પોશાક તો કહેવાનું, પણ સાચું કારણ હુકમો પાછા ખેંચવા પડ્યા તેની કિન્નાખોરી.

મને પકડેલો ત્યારે ગામલોકોએ હડતાળ પાડી દીધેલી. વેપારી, ધંધાદારી અને ખેડૂતો સહુ જોડાયેલા — સર્વ કામકાજ

બંધ હતું. દરબારે હડતાળ ખોલવાનું કહેતાં પ્રજાએ જવાબ આપ્યો કે, 'આમ માર મારે ત્યાં અમારી સલામતી શી? મહાસભાવાળા કહે તો જ ખોલીએ.' હડતાળ પાંચ દિવસ ચાલી.

હું માંડળ દવાખાને સારવાર માટે ગયેલો. દરબારે સમાધાન માટે માણસો મોકલ્યા. પણ તે પહેલાં હું અમદાવાદ પહોંચેલો. દરબાર સમાધાન ઇચ્છે તો કરવા અને હડતાળ સંબંધી યોગ્ય કરી પ્રજાને રાહત આપવા અમદાવાદથી શ્રી. ભોગીલાલ લાલા તથા હરિપ્રસાદ મહેતાને બોલાવી લાવ્યો.

તેઓ તથા બીજા બે ભાઈઓ વણોદ ગયા. દરબારે સ્વેચ્છાએ મળવા બોલાવ્યા, પણ એક ભાઈનું માથું ઉઘાડું હોઈ તે બહાનું કાઢી મળવાની ના પાડી. તેઓ પાછા ફર્યા અને લોકોને હડતાળ ખોલી નાંખવા સલાહ આપી.

દરબાર લોકોને વધુ સતાવવા લાગ્યા. એવામાં દરબારના નાના ભાઈ જે બહારગામ હતા તે આવ્યા. તેમણે મારી તથા પ્રચારાર્થે આવેલ ધોલેરા સંગ્રામના સૈનિક વ્રજલાલ શાહ તથા વિરમગામ અને સીતાપુરના ૧-૨ સદ્‌ગૃહસ્થો રૂબરૂ આ કૃત્ય બદલ લેખી દિલગીરી દર્શાવી (જેમાં પોલીસોએ માર મારવાની સ્પષ્ટ કબૂલાત છે).

માર પડ્યા પછી હું માંડળ ગયેલો ત્યાંથી મેં ફરી વાર એજન્સીને આ સંબંધે બીજું નિવેદન મોકલેલું. તેમાં જણાવેલું કે દરબારની અત્યારની વલણ જોતાં અમારી સલામતી જોખમમાં છે. આ દિલગીરીપત્ર પહેલાંની વાત.

પણ દિલગીરી તો મગરનાં આંસુ જ હતાં. હું ત્યાંથી નીકળી અહીં મારા કાયમના કામકાજ પર આવતાં જ દરબારે નીચે મુજબ તાંડવ શરૂ કર્યું છે:

૧. સ્વયંસેવકોને જમાડવાના ગુના બદલ એક ખૂબ જ ગરીબ અને બચરવાળ માણસને નોકરીમાંથી રજા આપી છે.

૨. એક યુવાનને હદપારી ફરમાવી છે. તે ભાઈ મૂળ બ્રિટિશ રૈયત છે. પણ ૨–૩ વર્ષોથી વણોદ રહેતા. તેમને સગાંવહાલાંમાં જતાં વણોદની હદ માર્ગમાં આવે છે.

૩. પોલીસો તથા બીજા દરબારીઓ લાઠીઓ લઈ ફરે છે, પ્રજાને ત્રાસ આપે છે.

૪. ન્યાયાધીશને અમારા કેટલાક પર ખોટા કેસો કરવા જણાવ્યું. તેમણે ના પાડતાં રાજીનામું માગ્યું, અને નવો માણસ શોધાય છે જે દરબારની ઇચ્છા પ્રમાણે કરી આપે.

૫. મને કાંઈ કરી નહિ શકવાથી ગામના બીજા આગેવાનો પર ખોટા કેસો કરી તેમને સંડોવવા તજવીજ ચાલે છે. દેશી રાજ્યોમાં ખોટા કેસો કેવી રીતે સાચા થાય છે અને પ્રજા કઈ રીતે પીડાય છે તે તો તેમાં રહેલા જ જાણી શકે. તેથી આગેવાન વેપારીઓ વગેરે હિજરત કરે છે

૬. ૧૦–૧૨ કુટુંબો ભાવિ ત્રાસથી બચવા હિજરત કરી ગયાં છે. તેમનો ગુનો મારા પર થયેલ અત્યાચાર વખતે માત્ર હડતાળ પાડવાનો જ છે. આપશ્રી પકડાઓ કે પૂજ્ય મોતીલાલજીનું અવસાન થાય તોયે એ લોકો ડરના માર્યા હડતાળ પાડતા ન હતા. આ વખતે અસહ્ય લાગવાથી જ પોતાની સલામતી ખાતર હડતાળ પાડેલી.

૭. આ કુટુંબોને વણોદમાં ઘરબાર છે, માલમિલકત છે, જરજમીન છે, તેમાંના વેપારીઓને ધીરધાર છે, એ બધાનું દરબાર પાણી કરાવવાના. સ્થાવર મિલકત તો, અમારા પાપે ઘડાયેલ પંદરમી સદીના કાયદા મુજબ, રાજ્યને કબજે જ જવાની. રહી ઉઘરાણી, જે માટે ગામમાં જવું એ લોકોને માટે ખૂબ જ જોખમભર્યું છે.

૮. હું, મારો નાનો ભાઈ અને મારા પિતા — અમારા પર ખોટા કેસો કરી, ગમે તે ભોગે ૫–૭ લાખ રૂપિયાની આ કુટુંબોની મિલકત છે તે ખલાસ થઈ જાય તોયે, અમને પકડી મંગાવી હેરાન કરવાનું છડેચોક બોલે છે.

૯. હું તો ઘણી વખત જાઉં છું, અને આટલો ચર્ચાયેલો હોઈ મને તો કાંઈ કરતા નથી, કદાચ કરશેયે નહિ. પણ મારા નાના ભાઈ તથા પિતાની સ્થિતિ તદ્દન જોખમમાં છે જેમણે તેમના વેપાર બહાર કોઈ દિવસ ધ્યાન પણ આપ્યું નથી.

૧૦. હિજરત કરી જનારાં ૧૦–૧૨ કુટુંબોને વણોદમાં સ્થાવર મિલકત ખૂબ છે. માત્ર મકાનો જ વીસેક હજાર રૂપિયાનાં ગણાય. જમીનો જુદી. માત્ર મારા કુટુંબને જ પાંચ હજારનાં મકાનો છે. આ બધું મિત્રે એક મેં — અંગત જવાબદારીથી — સત્યાગ્રહની લડતમાં ભાગ લીધો તેને પરિણામે.

૧૧. ૩–૪ કુટુંબોની હાલત તદ્દન કફોડી છે.

કહો આ સ્થિતિમાં મારે શું કરવું?"

આ કાગળ પ્રગટ કરીને હું એક નવી ઉપાધિ વહોરી લઉં છું, પણ છૂટકો નથી. આ કાગળ જોકે એક જ વ્યક્તિને વિષે છે છતાં તેમાં ઉઠાવેલા મુદ્દા સાર્વજનિક છે અને તેને વિષે મારો અભિપ્રાય માગ્યો છે. એ આપવાનો મારો ધર્મ છે. જો ધીરજ રાખે તો સત્યાગ્રહીની સામે એવો એક પણ અન્યાય નથી જેને સારુ તેની પાસે ઇલાજ ન હોય. આટલું યાદ રાખવાની જરૂર છે કે, સત્યાગ્રહમાં જેની ઉપર અન્યાય થાય છે તેનામાં જો મુદ્દલ શક્તિ ન હોય તો તે શક્તિ વિના અન્યાયની સામે થવાનું સાધન નથી. એ સત્યાગ્રહની મર્યાદા છે. સત્યાગ્રહનું કામ પદાર્થપાઠ આપી દુઃખીને દુઃખમાંથી મુક્તિ મેળવવા તૈયાર કરવાનું છે. જ્યાં સુધી તે તૈયાર ન થાય ત્યાં સુધી સત્યાગ્રહીને ધીરજ રાખવી પડે છે. એમાં જો સત્યાગ્રહની મર્યાદા છે તો તેની ખૂબી પણ છે. એટલે સત્યાગ્રહી કોઈનો વડીલ કે વાલી નથી બનતો. એ દુઃખીની સાથે દુઃખ ભોગવીને તેનો સાથી બને છે, ભાગીદાર બને છે.

હવે આપણે મુદ્દાઓ ઉપર આવીએ :

૧. દેશી રાજ્યની પ્રજા જો પોતાના રાજ્યમાં મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ કરાવવા તૈયાર ન હોય તો અત્યારે બહારથી કોઈ જઈને સફળતાપૂર્વક ન જ કરી શકે. ત્યારે તો દેશી રાજ્યની પ્રજા કોઈ દિવસ જાગૃત થાય જ નહિ, એવી દલીલ કોઈ કરે એ બરોબર નથી. દુનિયાનો એવો નિયમ છે કે, એક વાતાવરણમાં કોઈ જગ્યાએ કંઈક શુભ કામ થતું હોય તો તેનો ચેપ આસપાસ લાગ્યા વિના રહેતો જ નથી. આવો અનુભવ થયા પછી 'યથા પિંડે તથા બ્રહ્માંડે' નામનું સૂત્ર જ્ઞાનીઓએ જગતને આપ્યું. જ્યાં પ્રજા દબાયેલી છે ત્યાં પ્રવેશ કરીને તેને જગાડવાનો યોગ કરવા જતાં તે વધારે મૂર્છામાં પડવાનો સંભવ છે. વળી એટલું યાદ રાખવું જોઈએ કે દરેક દેશી રાજ્યની પ્રજા તટસ્થ જગ્યાએ એટલે હિંદના બ્રિટિશ ભાગમાં આવ્યા કરે છે અને ત્યાંથી પોતાની શકિત અનુસાર નવી ભાવનાઓ પચાવે છે.

૨. દેશી રાજ્યમાંથી બ્રિટિશ હદમાં આવીને જેઓ સ્વરાજયજ્ઞમાં ઝંપલાવે છે તેઓ પોતાના રાજ્યમાંથી દેશનિકાલ થવાનું જોખમ ખેડે છે, એટલે માબાપનો વિયોગ સહન કરવાનું પણ જોખમ ખેડે છે. વળી જો માબાપ દીકરાના કામ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે તો તેઓએ પણ હદપાર થવા અને માલમતા ખોઈ બેસવા તૈયાર રહેવું જોઈએ. પ્રેમપંથ પાવકની જ્વાળા છે. તેમાં બળી મરવા જે તૈયાર ન હોય તેણે દૂર રહેવું જોઈએ. જે માબાપ દેશ અને માલમિલકતનો ત્યાગ કરવા તૈયાર ન હોય તેમણે સત્યાગ્રહી પુત્રનો ત્યાગ કરવા તૈયાર રહેવું જોઈએ. સૌએ એટલો વિશ્વાસ રાખવો જોઈએ કે

સ્વરાજને અંતે જે માલમિલકત બચ્યાં હશે તે તેના મૂળ ધણી અથવા તેના વારસ ભોગવશે જ. દરબાર ગોપાળદાસ જાણે છે કે સ્વરાજ મળ્યે ઢસા એમના જ હાથમાં આવવાનું છે. દરમિયાન તેઓ મૂઠીભર માણસોના દરબાર મટીને લાખોના સેવક એટલે સાચા દરબાર થયા છે. શુદ્ધ સત્યાગ્રહી થોડું છોડીને ઘણું મેળવે છે.

૩. પણ દેશી રાજ્ય સામું યુદ્ધ દેવા આવે ત્યારે શું કરવું? ઉપલી કલમમાં આપેલી મર્યાદા સચવાય ત્યાં આવો પ્રશ્ન ઊભો થતો જ નથી. પણ કદાચ થાય તો પડ્યું પાનું નિભાવી લેવું.

૪. દેશી રાજ્યના જુલમમાં એજન્સી વચમાં આવી શકે કે નહિ? જરૂર આવી શકે. મારી દૃષ્ટિએ સમાધાની દેશી રાજ્યને બંધનકર્તા નથી. એજન્સીની દૃષ્ટિએ તો હોવી જોઈએ. એટલે એજન્સી સાચી થાય તો તો ઘણુંયે કરી શકે. તેથી એજન્સીની પાસે દાદ માગવાનો દેશી રાજ્યની રૈયતને અધિકાર છે, અને એ માગે એ ઇષ્ટ છે. એજન્સીનું પાણી એમાંથી કળાઈ જશે.

૫. અંગ્રેજી હદમાં મહાસભા એક પગીનો બચાવ કરે ને દેશી રાજ્યમાં ભલે ગમે તેમ થાય પણ એને કંઈ જ નહિ? એમ કંઈક છે ખરું. સૌએ પોતાની શક્તિનું માપ કાઢવું જોઈએ. શક્તિ વિના જે બોલે છે તે બકે છે. મહાસભાની ઇચ્છા તો ઘણુંયે કરવાની હોય, પણ જ્યાં શક્તિ ન હોય ત્યાં તે શાંત રહે છે. તેના શાંત રહેવાથી તે કોઈ વાર શક્તિ પણ મેળવે છે. પ્રાન્તિક સમિતિ ઉત્તર ન આપે એ ન બને.

જાણીજોઈને ઉત્તર ન આપ્યો હોય તો તે અવિનય ગણાય એમ કબૂલ કરું છું.

હવે ખાસ વણોદને વિષે. જે જે આરોપો ભાઈ વીરચંદે મૂકયા છે તે વિષે મને કશીયે માહિતી નથી. તેની ઉપર વણોદ દરબારને શું કહેવાનું છે તે હું જાણતો નથી. એ આરોપો ખરા હોય તો દુઃખની વાત છે. વણોદ દરબાર તરફથી આનો કંઈ પણ ઉત્તર મળશે તો હું છાપીશ. જો સંતોષકારક ઉત્તર હશે તો હું રાજી થઈશ. જો વણોદ દરબારથી કે તેમના નોકરોથી ભૂલ થઈ હોય તો તેનો સ્વીકાર દરબારને શોભાવશે. મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે. એમાંથી રાજાઓ મુક્ત નથી થતા. બધી ફરિયાદ ખરી હોય તો ભાઈ વીરચંદે, તેમનાં માતાપિતાએ અને પ્રજાએ શું કરવું એ વિષે મારો અભિપ્રાય આપી ચૂકયો છું. પ્રજા રિસાઈને હિજરત કરે તો રાજા નિરુપાય બને છે અને પ્રજા સાથે સમાધાની કર્યા વિના તેને ચાલતું નથી. હિજરત કરવાનો એક મનુષ્યને તેમ જ અનેકને એટલે પ્રજાને હમેશાં અધિકાર છે અને ધીરજપૂર્વક, વિચારપૂર્વક, દૃઢતાપૂર્વક કરેલી હિજરત આજ લગી નિષ્ફળ નથી ગઈ.

**નવજીવન, ૧૯–૭–૧૯૩૧**

# ૩૬

# મોરબી અને સત્યાગ્રહી

મોરબીનો સત્યાગ્રહ પૂરો થયો છે ને સત્યાગ્રહી બધા પાછા આવ્યા છે એ સહુને સારુ આનંદની વાત છે ને બન્નેને — રાજને અને સત્યાગ્રહીને — ધન્યવાદ ઘટે છે. રાજે કંઈ શરતો કર્યા વિના સત્યાગ્રહીને છોડી મૂક્યા અને સત્યાગ્રહી હદ કર્યા વિના રાજની હદ છોડી ગયા તેમાં બન્નેએ મર્યાદા બતાવી છે. જ્યાં આમ શુભ પરિણામ આવ્યું છે ત્યાં ગુણદોષમાં ઊતરવું અથવા ભૂતકાળના વર્ણનમાં ઊતરવું એ વિવેકનો ભંગ છે.

આટલું કહી દઉં: સત્યાગ્રહ આદરવામાં ઉતાવળ થઈ હતી. આરંભ પછી મોરબી રાજની અનુચિત નિંદા કરવામાં આવી એમાં આપણું ભૂષણ ઘટ્યું છે, સત્યાગ્રહને ઝાંખપ લાગી છે. સત્યાગ્રહની પાછળ તેની હિમાયતમાં આ નિંદા થઈ, અતિશયોક્તિ થઈ, તેથી સત્યાગ્રહીને લજ્જિત થવું પડ્યું છે. બીજા નિંદે તેમાં સત્યાગ્રહીને શું, એમ કહી સત્યાગ્રહી નીકળી નથી શકતા. એમ અસત્યાગ્રહી સત્યાગ્રહની વહારે ચડે ત્યારે ઘણી વેળા સત્યાગ્રહ બંધ કરવો પડે છે. સત્યાગ્રહી દળમાં અસત્યાગ્રહીની બહુ સંખ્યા આવી પડે તો સત્યાગ્રહી તેનો ત્યાગ કરે. તેમ જ અહીં પણ કરવાનો પ્રસંગ આવે. એવો પ્રસંગ ક્યારે આવ્યો કહેવાય એ તો પ્રત્યેક પ્રસંગને તપાસીને

કહી શકાય. આ વખતે એ પ્રસંગ આવી ગયો હતો એમ મને લાગ્યું છે. સારે નસીબે એ નિર્ણય કરવાની જરૂર પડે તેના પહેલાં જ સત્યાગ્રહની સમાપ્તિ થઈ. હવે સત્યાગ્રહીઓને સલાહ છે કે જે દોષ થયા હોય તેનો જાહેર સ્વીકાર કરીને તેઓ પ્રાયશ્ચિત્ત કરે. દોષનો સ્વીકાર એ શુદ્ધ પ્રાયશ્ચિત્ત છે. એમ કરતાં સત્યાગ્રહીનું બળ વધે છે. સત્યાગ્રહ એટલે શુદ્ધતા. જેમ શુદ્ધતાની માત્રા વધે તેમ સત્યાગ્રહીનું બળ વધે.

મહારાજા સાહેબને મેં ધન્યવાદ આપ્યા કેમકે તેમણે મુદ્દલ આનાકાની વગર સત્યાગ્રહીને છોડી મૂક્યા. પણ મારે એટલું તો કહેવું પડે છે કે તેમના અમલદારોએ ક્યાંયે ભૂલ નથી કરી એમ નથી. સિપાહીવર્ગે મર્યાદા નથી જાળવી. મારપીટ, બળાત્કારના વર્ણનમાં અતિશયોક્તિ હતી, પણ તે વર્ણનોમાં સત્યની માત્રા પણ હતી. આ બધું છેક અનિવાર્ય ન હતું. હું જાણું છું કે પોલીસ ક્યાંયે શુદ્ધ નથી હોતી. પોલીસ બળાત્કારને ધર્મનું સ્થાન આપે છે. દંડ વિના દાંડ ન સમજે એમ તે માને છે. તેમના હાથમાં આવ્યા તે બધા દાંડ જ હોય એમ તે માને છે. સંખ્યાબંધ નિર્દોષ માણસો આ યુગમાં તેમના કબજામાં જાણીજોઈને આવે છે એ તેઓ સમજી જ નથી શકતા, એટલે તેમને મન તો બધા લાઠી, ગાળો વગેરેને પાત્ર હોય છે. આમ હોવાથી, જેના હાથમાં સત્તા છે એ જો ન્યાય તોળવા ઇચ્છે તો તેણે પોતાની પોલીસને સાવધાન કરવી જોઈએ. પણ આટલેથી મારે બસ કરવું ઘટે છે. તુલસીદાસનું અમર વચન છે :

जडचेतन गुणदोषमय विश्व किह्न करतार ।
संतहंस गुण गहहीं पय परिहरि वारिविकार ।।

આપણે રાજના અને સત્યાગ્રહીના ગુણનું ચિંતન કરી બંનેનો મેળ સાધીએ.

સૌરાષ્ટ્રના સત્યાગ્રહીને બે અંગત શબ્દ. તમે મૂઠીભર છો. તમે મને મોટી આશા બંધાવી છે. તમારો રજ જેવડો દોષ મને ગજ જેવડો લાગવો જોઈએ. તો જ આપણો મેળ બાઝે. તમારામાં રાગદ્વેષ, હિંસા, અસત્યની જરા પણ માત્રા હોય ત્યાં લગી તમારે સત્યાગ્રહનો વિચાર સરખોયે ન કરવો. તમારો પ્રથમ ધર્મ યોગ્યતા મેળવવાનો છે. કાઠિયાવાડી જગતમાં જ્યાં જ્યાં અનીતિ, અન્યાય જુઓ, ત્યાં ત્યાં ચડાઈ કરવા બંધાયા છો એમ ન માનતા. પણ મૂંગે મોઢે રચનાત્મક કામ કરી યોગ્યતા મેળવો. ચડાઈ વહોરવા ન નીકળો. તમારે આંગણે આવે ત્યારે વધાવજો.

નવજીવન, ૧૯–૭–૧૯૩૧

૩૭

# સત્યાગ્રહ અને મોરબી

મોરબી વિષેના મારા લેખની ઉપર કાઠિયાવાડીઓની ટીકા વરસી રહી છે. લખનારામાંના કેટલાક સાચા સેવક છે. તેમની ધગશ સાચી છે, પણ તેમાં હું અજ્ઞાન જોઉં છું. મોરબીને મેં કંઈ પ્રમાણપત્ર આપ્યું નથી. પ્રમાણપત્ર આપવાવાળો હું કોણ? પણ મેં જ્યાં તેનું વિવેકી કાર્ય જોયું ત્યાં મેં તેની સ્તુતિ કરી છે ખરી. તેથી હું જાણું તેવા ને ન જાણું તેવા તેના દોષો ધોવાઈ જતા નથી. પણ એ લેખમાં દોષદર્શન અપ્રસ્તુત હતું. 'સત્યાગ્રહી'ની ઉપર અત્યાચાર થયા કે નહિ અથવા થયા તો તે કેવા ઘાતકી હતા તેની પરીક્ષા તે લેખમાં ન હતી. મોરબી ઉપર સત્યાગ્રહી હુમલો કરવામાં કંઈ નહિ તો ઉતાવળ થઈ હતી એવો હજુ પણ મારો અભિપ્રાય છે. એ અભિપ્રાય એકતરફી પુરાવા ઉપર નહોતો બંધાયો, અથવા એકતરફી પુરાવા ઉપર બંધાયો હતો એમ કહેવાય તો તે સત્યાગ્રહીની કબૂલાતો ઉપર બંધાયો હતો. જો આરંભ દૂષિત હતો તો એટલું કબૂલ કરવામાં હરકત ન હોવી જોઈએ એટલું જ નહિ, પણ તે કબૂલ કરવાનો ધર્મ સમજાવો જોઈએ.

વળી સત્યાગ્રહીનો ધર્મ છે કે તેણે પોતાના રાઈ જેવા દોષ પહાડ જેવા મોટા જોવા ને બીજાના પહાડ જેવા દોષ રાઈના જેવા જોવા. આ ક્રિયા કૃત્રિમ નથી હોતી, પણ સત્યાગ્રહીના સ્વભાવમાં એ હોય.

નવજીવન, ૨-૮-૧૯૩૧

## ૩૮

## રાજાઓ

એક શબ્દ રાજાઓ વિષે કહીને હું સમાપ્ત કરવા માગું છું. રાજાઓ વિષે હું બહુ બોલ્યો નથી, તેમ અત્યારે પણ રાજાઓ વિષે બહુ બોલવાનો મારો વિચાર નથી; પણ હું જો મારી માગણી ગોળમેજી પરિષદ આગળ નહિ પણ રાજાઓ આગળ ન નોંધાવું તો તેમને અન્યાય કરું અને મહાસભાને અન્યાય કરું. રાજાઓ સમૂહતંત્રમાં કઈ શરતે જોડાશે તે કહેવાની તેમને છૂટ છે. હિંદના બીજા ભાગમાં વસતા લોકો માટે રસ્તો સરળ કરવાની વિનંતિ મેં તેમને કરી છે, અને તેથી હું તેમને આટલી સૂચનાઓ જ કરી શકું, તેના પર તેઓ ઊંડો વિચાર કરીને તેને સ્વીકારે એવી મારી વિનંતિ છે. હું માનું છું કે જો તેઓ ગમે તેવા પણ આખા હિંદને સમાન એવા કેટલાક પ્રાથમિક હકોનો સ્વીકાર કરે, જો તેઓ એ સ્થિતિ સ્વીકારે અને એ હકોની કસોટી તેમની પોતાની જ ઊભી કરેલી અદાલત મારફતે થવા દે, અને જો તેઓ પોતાની પ્રજાના પ્રતિનિધિત્વના કેટલાક અંશો — ફક્ત અંશો જ — દાખલ કરે, તો હું માનું છું કે તેઓ ઘણે દરજ્જે પોતાની પ્રજાને રીઝવી શકશે. તેઓ ઘણે દરજ્જે દુનિયાને અને આખા હિંદને બતાવી શકશે કે એમનામાં પણ લોકશાહીની ભાવના જાગૃત થઈ છે, તેઓ નર્યા આપખુદ રહેવા માગતા નથી, પણ તેઓ ગ્રેટ બ્રિટનના રાજા જ્યૉર્જના જેવા મર્યાદિત રાજા થવા માગે છે.*

નવજીવન, ૨૭-૧૨-૧૯૩૧

* લંડનમાં બીજી ગોળમેજી પરિષદમાંના ભાષણમાંથી.

૩૯

# કાઠિયાવાડના સેવકો

કાઠિયાવાડના કેટલાક કાર્યકર્તાનું સંમેલન થોડા દિવસ પહેલાં ભાવનગરમાં મળ્યું હતું. તેમાં પુષ્કળ ચર્ચા થયા પછી શ્રી. નાનાભાઈની પ્રેરણાથી એવો ઠરાવ થયો હતો કે તેમણે મારી સલાહ પ્રમાણે સેવાકાર્ય કરવું ને જે મર્યાદાઓ હું મૂકું તેનું પાલન કરવું. આમાંના કેટલાક ભાઈઓ મારી પાસે આ વિષે ચર્ચા કરવા આવવાના હતા. તેમનો કાગળ આવતાં મેં તેમને રોકવાનો પ્રયત્ન કર્યો — એમ લખીને કે મારી પાસેથી તો જેને હું રચનાત્મક કાર્યક્રમ ગણું છું તેને વિષે જ તેઓ સાંભળશે, એટલે ફેરો ફોગટ જવાનો સંભવ છે. પણ તેઓને ગળે આ વાત ન ઊતરી ને શ્રી. જગજીવનદાસ, બળવંતરાય, ફૂલચંદ, ઢેબરભાઈ અને વજુભાઈ આવ્યા. બે કલાકની ચર્ચાને અંતે એમ ઠર્યું કે મેં આપેલી સલાહનો સારાંશ મારે 'હરિજનબંધુ'માં આપવો. મેં આ માગણીનો સ્વીકાર કર્યો.

પ્રથમ ચર્ચા મેં શ્રી. દાણીને લખેલા કાગળ ઉપર થઈ. મને એમ જણાવવામાં આવ્યું હતું કે, તે કાગળમાં મેં કાઠિયાવાડી કાર્યકર્તાને નકામા, સ્વાર્થી અથવા ચારિત્રશૂન્ય અથવા એ બધું છે એમ કહી નિંદ્યા હતા ને તેથી મેં ઘોર અન્યાય કર્યો હતો. મેં જવાબમાં લખેલું કે એવા નાગા કાગળ લખવાનો મારો સ્વભાવ નથી, ને મેં એ કાગળની નકલ

માગેલી. એ કાગળના જવાબમાં તો મજકૂર ભાઈઓ જ આવ્યા ને મારો અસલ કાગળ લેતા આવ્યા. તે નીચે પ્રમાણે છે:

"તમારો કાગળ મળ્યો. ભંગીઓ બાબતનો રિપોર્ટ મારા હાથમાં નથી આવ્યો, પણ મળ્યે વાંચી જઈશ અને કંઈ લખવા જેવું હશે તો લખીશ.

કાઠિયાવાડનું જાહેર જીવન છિન્નભિન્ન દશામાં હોય તો એનો માત્ર એ જ અર્થ કે, લોકો તો હતા એવા જ છે પણ લોકસેવક અથવા લોકનાયક નકામા છે, અથવા સ્વાર્થી છે, અથવા ચારિત્ર-શૂન્ય છે, અથવા એ બધું એકસાથે છે. કોઈ ઠેકાણે એમ પણ જોવામાં આવ્યું છે કે, બધા પ્રકારના જીવનના પ્રવાહ તો વહી જતા હોય અને મૂક સેવકો કોઈ ન જાણતું હોય એવી રીતે પોતાનું કામ કર્યે પણ જતા હોય. આવા કોઈ કાઠિયાવાડમાં હશે કે? આ બધું પ્રામાણિકપણે અને સેવાભાવે શોધો. પણ સંઘ તરીકે કરો કે નોખા રહીને, શોભે એવી રીતે વર્તો."

મેં કહ્યું કે આ કાગળનો અર્થ જેઓ નિંદારૂપે લે તેઓ ગુજરાતી જાણતા નથી એમ ગણાય. એનો અર્થ તો સ્પષ્ટ છે. જો શ્રી. દાણીએ લખેલું તે પ્રમાણે કાઠિયાવાડનું જાહેર જીવન ખરેખાત છિન્નભિન્ન થયું હોય તો સેવકોમાં ત્રણમાંથી એક અથવા ત્રણેય દોષો હોવા જોઈએ. આ ભાઈઓએ કબૂલ કર્યું કે એ ઉપરાંત બીજો અર્થ મારા કાગળમાંથી નીકળે જ નહિ.

આ ઉપરથી તેઓએ એમ જાણવા માગ્યું કે શું કોઈએ મને કાઠિયાવાડીઓને ન શોભે એવું વર્તન કરનારનાં નામ મોકલ્યાં હતાં? મેં જવાબ આપ્યો કે જેનું નામ મારી પાસે આવ્યું ને જેને વિષેના આક્ષેપો મેં સાચા માન્યા તેનું નામ મેં પ્રગટ કર્યું છે.

પછી નીચેના પ્રશ્નોની ચર્ચા થઈ:

૧. ગાંધીજી દોરવે.

૨. રાજકીય પરિષદ.

૩. પ્રજામંડળ ને પરિષદ.

૪. રાજ્યોમાં થતાં મનાઈઓ અને અન્યાયો.

૫. મજૂરોનું સંગઠન, તેમની સ્થિતિ સુધારવાને અંગે.

૬. રચનાત્મક કાર્ય, જેવાં કે ખાદી, હરિજનસેવા, ઇત્યાદિ.

૭. બધાં કાર્યો સ્વતંત્ર રીતે થાય કે એક તંત્ર નીચે?

મારા દોરવવા વિષે મેં અભિપ્રાય આપ્યો કે મારાથી એ બોજો ન ઉપાડી શકાય. હું દૂર બેઠાં કોઈને દોરવવાની શક્તિ કે ઇચ્છા ધરાવતો નથી. એટલે મારું નામ તેઓએ પોતાના મનમાંથી કાઢવું જ ઘટે. કોઈ વિષયોમાં મારી સલાહ પૂછવામાં આવે તે તો હું આપતો જ આવ્યો છું ને તેમ કરવાનો મારો ધર્મ માનું છું. મારો અભિપ્રાય છે કે કાઠિયાવાડીઓએ કાઠિયાવાડમાં જ રહેતા કોઈ ભાઈને નાયક નીમવો જોઈએ ને તેવા નાયકની નવી નિમણૂક દર વરસે કર્યાં જ કરે. આમ કરતાં આત્મવિશ્વાસ આવશે ને સ્વાવલંબી પણ થવાશે. કાઠિયાવાડીઓ પોતામાંથી કોઈને નાયક તરીકે સાચવી શકતા નથી એવી રહેલી માન્યતા, સાચી કે ખોટી, પણ દૂર થશે.

જુદી પ્રવૃત્તિઓની ચર્ચા કરતાં મેં અભિપ્રાય આપ્યો કે મારું ચાલે તો હું તો બધાને ખાદી, હરિજનસેવા, ગ્રામઉદ્યોગ, વગેરે કાર્યોમાં જ રોકી લઉં. એમ બધાને રોકતાં છતાં, છે તે ઉપરાંત બીજા ઘણા સેવકો જોઈએ. પણ જેઓને તે

પ્રકારની સેવા ન ફાવે તે પોતાને પસંદ પડે તે ક્ષેત્ર પસંદ કરી લે ને તેમાં તન્મય થાય. એવી પસંદગી કર્યા પછી, એક છોડીને બીજામાં ને તે છોડીને ત્રીજામાં એમ ન થવું જોઈએ. રાજકીય પરિષદ ભરવી જ ઘટે તો તે ભાવનગરમાં મેં આંકેલી મર્યાદાની અંદર ને પોરબંદરમાં જે પ્રથા પડી તે પ્રમાણે જ ભરાવી જોઈએ. તે દેશી રાજ્યોની હદ બહાર ન જ ભરાવી જોઈએ. એક જ રાજ્યમાં રજા મળે તો ત્યાં વરસોવરસ ભરાય. અમરેલીમાં ભરી શકાય; પણ કાઠિયાવાડનું જ કોઈ રાજ્ય હોય તો વધારે સારું.

પ્રજામંડળ તો દરેક રાજ્યને વિષે હોવાં જોઈએ. તેમાં યથાશક્તિ જે સેવા થાય તે કર્યા કરવી જોઈએ.

મેં આંકેલી મર્યાદા પ્રમાણે રાજકીય પરિષદ તો જુદાં જુદાં રાજ્યોના અન્યાય ઇત્યાદિના પ્રશ્નો છૂટથી ન ચર્ચી શકે. એનો અર્થ એવો ન થાય કે એ ક્યાંય ન ચર્ચાય. તે તે રાજ્યોની પ્રજા તે તે પ્રશ્નોને અવશ્ય ચર્ચે, તેને વિષે ન્યાય મેળવવા પ્રયત્ન કરે, ને એમ કરવાનો તેનો ધર્મ છે. તેથી મનાઈ હુકમો અને અન્યાયો જે રાજ્યોમાં થતાં હોય ત્યાં તેની ચર્ચા છૂટથી કરાય. અહીં મર્યાદા સત્ય અને અહિંસાની હોય. જે કહેવાય તે સો ટકા સત્ય હોય, અતિશયોક્તિ અને અવિનય રહિત હોય. જે કરવાની પોતાનામાં શક્તિ ન હોય તે કરવાની ધમકી કદી ન અપાય. જગતમાં ઘણી વસ્તુઓ આપણે અશક્તિને લીધે સહન કરવી પડે છે.

મજૂરોની સ્થિતિ સુધારવાને અંગે તેઓનું સંગઠન કરવું જ જોઈએ. સહુ જાણે છે કે અમદાવાદમાં જે નીતિ શ્રીમતી અનસૂયાબહેને ગ્રહણ કરી છે તેને જ હું તો પસંદ કરું છું.

રાજ્યપ્રકરણને સારુ મજૂરોને એકત્રિત કરવાનું ધોરણ મેં સ્વીકાર્યું નથી. રાજ્યપ્રકરણમાં તો બધા શહેરી રસ લે, તેઓએ રસ લેવો જોઈએ. પણ કોઈનું સંગઠન કરવાની પાછળ તે હેતુ ન હોવો જોઈએ. માણસોનું સંગઠન તેમના ધંધા પરત્વે, તેમની વિશેષ સ્થિતિ પરત્વે હોય. રાજ્યપ્રકરણને સારુ તૈયાર થનાર ને કરનાર સંસ્થા તો મહાસભા છે જ. તેને મજૂરોના રાજ્યપ્રકરણી હકો બીજાઓના હકોની જેમ જ રક્ષવાના છે. ખરું જોતાં મજૂરોના રાજ્યપ્રકરણી હકો બીજાના હકોના વિરોધી નથી હોતા, ન હોવા જોઈએ. એટલે મહાસભાના કાર્યમાં બધાની રક્ષા ને બધાનો સમાવેશ થાય છે. મારો અનુભવ છે કે મજૂર-સંગઠનોમાં રાજ્યપ્રકરણને હેતુ કરવાથી કાર્યકર્તાઓ વચ્ચે ખોટી હરીફાઈ થાય છે, તેઓની વચ્ચે મજૂરો સોગઠાં થઈ પડે છે, ને તેથી મજૂરોને નુકસાનીમાં ઊતરવું પડે છે ને સંગઠનનું નામ વગોવાય છે. કદાચ મજૂરો પણ મિત્રતાનો દાવો કરી આવનારને વહેમની નજરે જુએ. જેઓ મજૂરોની સ્થિતિ સુધારવા સારુ તેઓનું સંગઠન કરે તેમને તે કળા પણ આવડવી જોઈએ. ઇચ્છામાત્રથી વગર-આવડતે કોઈ સંગઠન કરવા બેસે તો તે થઈ શકતું નથી.

આ બધી પ્રવૃત્તિઓમાં હું પોતે તો ખાદી, અસ્પૃશ્યતા-નિવારણ, હરિજનસેવા, ગ્રામઉદ્યોગ ને મદ્યપાનનિષેધને અગ્રસ્થાન આપું. તે ન થાય તો બીજી પ્રવૃત્તિઓમાં દમ નહિ હોય એમ હું માનું છું. બીજી પ્રવૃત્તિઓને આશ્રયે જ રચનાત્મક કાર્યો ચાલે એવી માન્યતા અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલી માનું છું. રચનાત્મક કાર્યને દૃઢતા ને ધીરજપૂર્વક વળગી રહેવાથી તેમાંથી જે શક્તિ પેદા થઈ શકે છે તેને બીજી

કોઈ પ્રવૃત્તિ ન અડકી શકે, એવો મારો અભિપ્રાય છે. હું જાણું છું કે આ રચનાત્મક કાર્યોમાં સામાન્યપણે કોઈને રસ નથી હોતો. તેનાં બે કારણો મને ભાસ્યાં છે. એક તો એ કે એ કામો ગામડાંનો સ્પર્શ કરે છે. આપણા કાર્ય કરનારા શહેરોમાં ઊછરેલા હોય છે, અંગ્રેજી નિશાળો કૉલેજોમાં કેળવણી પામેલા હોય છે, એટલે તેઓને ગામડિયાઓના જીવનમાં રસ ઓછો હોય છે, તેઓ પોતાને ગામડાંમાં રહેવા લાયક નથી ગણતા, ને ગામડિયાઓના સંગમાં આવવાની કળા તેઓ જાણતા નથી. બીજું કારણ આપણું આળસ ને તેમાંથી નીપજેલું અજ્ઞાન છે. ખાદી ઇત્યાદિ રચનાત્મક કાર્ય સતત જાગૃતિ, મહેનત, અભ્યાસ અને ઉદ્યમ માગે છે, તે આપવાની આપણી તૈયારી નથી હોતી; અને પછી તે મહાકાર્યોમાં રસ ઉત્પન્ન નથી થતો તેથી પોતાનો દોષ કાઢવાને બદલે આપણે તે કામો જ નીરસ છે એમ માની બેસીએ છીએ. આને હું મહાદોષ ગણું છું, ને તેથી માની બેઠો છું કે એ કામોને આપણે શોભાવીશું નહિ ત્યાં લગી આપણાં બીજાં કામો પૂરાં સફળ નહિ જ થાય. અને તેથી હું આટલાં બધાં વરસોને અંતે પણ એ કામોને જ વધારેમાં વધારે મહત્ત્વ આપું છું.

હવે છેલ્લો પ્રશ્ન. બધાં કામો એક જ તંત્ર નીચે ચાલતાં હોય તો ભલે ચાલે. બધાં છેક સ્વતંત્ર ચાલે તેમાં હું હાનિ નથી જોતો. એક જ તંત્ર નીચે ચાલે તોય બધાંને સ્વાવલંબી કરવાં જોઈએ, ને જેઓ જે ક્ષેત્ર પસંદ કરી લે તેમાં જ તેઓને ખૂંચવા દેવા જોઈએ.

હરિજનબંધુ, ૮–૮ ૧૯૩૭

૪૦

# દેશી રાજ્યો વિષેનો ઠરાવ

હરિપુરામાં જે અતિ મહત્ત્વના ઠરાવો પસાર થયા તેમાંનો એક તે દેશી રાજ્યો પ્રત્યેના મહાસભાના વલણ વિષેનો હતો.*

---

* "દેશી રાજ્યોમાં જાહેર જીવનના વિકાસને લીધે અને સ્વાતંત્ર્યની માગણીને લીધે નવા સવાલો ઊભા થઈ રહ્યા છે ને નવા ઝઘડા પેદા થઈ રહ્યા છે એ હકીકત જોતાં, આ મહાસભા દેશી રાજ્યોની બાબતમાં પોતાની નીતિ નવેસર નક્કી કરે છે.

મહાસભા માને છે કે, દેશી રાજ્યોમાં પણ બાકીના હિંદુસ્તાનના જેટલી જ રાજકીય, સામાજિક અને આર્થિક સ્વતંત્રતા હોવી જોઈએ. તે માને છે કે દેશી રાજ્યો એ હિંદુસ્તાનનાં અવિભાજ્ય અંગો છે ને તેને વિખૂટાં પાડી ન શકાય. મહાસભાનું જે પૂર્ણ સ્વરાજનું ધ્યેય છે તે દેશી રાજ્યો સહિત સમસ્ત ભારતવર્ષને માટે છે; કેમકે ભારતવર્ષની અખંડતા અને એકતા જેમ પારતંત્ર્યમાં જળવાઈ છે તેમ સ્વાતંત્ર્યમાં પણ જળવાઈ રહેવી જોઈએ. મહાસભાને તો એવી જ જાતનું સમૂહતંત્ર સ્વીકાર્ય હોઈ શકે જેમાં દેશી રાજ્યો સ્વતંત્ર ઘટકો તરીકે જોડાતાં હોય અને હિંદુસ્તાનના બાકીના ભાગ જેટલી જ લોકશાસનની સ્વતંત્રતા ભોગવતાં હોય. તેથી મહાસભા માને છે કે, દેશી રાજ્યમાં પૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર અને નાગરિક સ્વાતંત્ર્યની ખોળાધરી હોવી જોઈએ; અને આમાંનાં ઘણાં રાજ્યોમાં અત્યારે પછાત દશા છે.

કાર્યવાહક સમિતિએ વર્ધામાં ઘડેલો એ જ રૂપમાં વિષયવિચારિણી સમિતિએ એ ઠરાવ પસાર કર્યો હોત તો સારું થાત, પણ

---

સ્વાતંત્ર્યનું નામ નથી, અને નાગરિક સ્વાતંત્ર્યનું દમન કરવામાં આવે છે, તેને સારુ આ મહાસભા અફસોસ પ્રગટ કરે છે.

દેશી રાજ્યોમાં આ ધ્યેયની સિદ્ધિને અર્થે કામ કરવું એને મહાસભા પોતાનો હક અને અધિકાર માને છે, પણ અત્યારના સંજોગોમાં, મહાસભા દેશી રાજ્યોમાં આ ધ્યેયની સિદ્ધિને અર્થે અસરકારક કામ કરી શકે એવી સ્થિતિમાં નથી; અને રાજાઓએ, અથવા તો એમની મારફતે કામ લેતી બ્રિટિશ સત્તાએ, ઊભા કરેલા અનેક અંતરાયો અને પ્રતિબંધો મહાસભાની પ્રવૃત્તિઓને રોકે છે. મહાસભાના નામને લીધે ને તેની મોટી પ્રતિષ્ઠાને લીધે દેશી રાજ્યોની પ્રજાના મનમાં જે આશા ને હૈયાધારણ પેદા થાય છે તે તરત જ ફળીભૂત થતી નથી, અને પરિણામે નિરાશા પેદા થાય છે. અસરકારક કામ ન કરી શકે એવી સ્થાનિક સમિતિઓ રાખવી, અથવા તો રાષ્ટ્રધ્વજનાં અપમાનો સહી લેવાં, એ મહાસભાના ગૌરવને ભૂષણરૂપ નથી. આશાઓ પેદા થયા પછી મહાસભા રક્ષણ કે અસરકારક મદદ ન આપી શકે તેથી દેશી રાજ્યોની પ્રજાના મનમાં નિરાધારપણાની લાગણી પેદા થાય છે, ને તે એમની સ્વતંત્રતાની હિલચાલને વિકસતી અટકાવે છે.

દેશી રાજ્યોમાં અને હિંદુસ્તાનના બાકીના ભાગમાં જુદી જુદી સ્થિતિ પ્રવર્તતી હોવાને લીધે મહાસભાની નીતિનો ઘણી વાર દેશી રાજ્યોની સ્થિતિ જોડે મેળ ખાતો નથી, અને તેથી દેશી રાજ્યમાં સ્વતંત્રતાની હિલચાલનો સ્વાભાવિક વિકાસ થવામાં રોકાણ કે અંતરાય આવવાનો સંભવ રહે છે. એવી હિલચાલો જો દેશી રાજ્યોની પ્રજા પાસેથી બળ મેળવે, તેમનામાં સ્વાશ્રય પેદા કરે, દેશી રાજ્યોમાં પ્રવર્તતી સ્થિતિને અનુરૂપ હોય, અને બહારની સહાયતા અથવા મદદ પર અથવા મહાસભાના નામની પ્રતિષ્ઠા

દેશી રાજ્યોમાંથી આવેલા સભ્યોને સંતોષ આપવા સારુ એમાં સહેજ સુધારો કરવો પડ્યો. તે છતાં એ મિત્રોને સંતોષ

---

પર આધાર ન રાખે તો તેઓ જલદી આગળ વધે અને તેનો પાયો વિશાળ બને એવો સંભવ છે. મહાસભા એવી હિલચાલોને આવકાર આપે છે, પણ સ્વાભાવિક રીતે અને અત્યારના સંજોગોમાં સ્વતંત્રતાની લડત ચલાવવાનો બોજો દેશી રાજ્યોની પ્રજા પર પડવો જોઈએ. શાંતિમય અને વાજબી સાધનો વડે ચલાવેલી એવી લડતોને મહાસભા પોતાનો સદ્ભાવ અને ટેકો હમેશાં આપશે, પણ એવી સંસ્થા તરીકે આપેલી મદદ અત્યારની પરિસ્થિતિમાં નૈતિક ટેકા અને સહાનુભૂતિ જેટલી જ હોય એ અનિવાર્ય છે. પણ મહાસભાવાદીઓને વ્યક્તિગત રીતે પોતાની જવાબદારી પર વધારે મદદ આપવાની છૂટ રહેશે. આ રીતે એ લડત મહાસભાના તંત્રને સંડોવ્યા વિના, અને બહારના વિચારોથી અલિપ્ત રહીને, નિર્વિઘ્નપણે વિકસી શકશે.

તેથી આ મહાસભા ફરમાન કરે છે કે, અત્યારે દેશી રાજ્યોમાંની મહાસભા સમિતિઓ મહાસભાની કાર્યવાહક સમિતિનાં દેખરેખ અને અંકુશ હેઠળ કામ કરે; અને ધારાસભાને લગતી પ્રવૃત્તિમાં ન પડે અથવા તો મહાસભાને નામે કે તેના આશ્રય નીચે સત્યાગ્રહ કે સવિનય ભંગ ન આદરે. દેશી રાજ્યોની પ્રજાની અંદરની લડતો મહાસભાને નામે ન ઉપાડવામાં આવે. એ કામને સારુ દેશી રાજ્યોની અંદર જ સ્વતંત્ર સંસ્થાઓ શરૂ કરવી જોઈએ, અથવા જ્યાં અત્યારે પણ હસ્તીમાં હોય ત્યાં ચાલુ રખાવી જોઈએ.

મહાસભા દેશી રાજ્યની પ્રજાને ખાતરી આપવા ઇચ્છે છે કે મહાસભા એ પ્રજાના પક્ષમાં જ છે, અને તેમની સ્વતંત્રતાની હિલચાલમાં સક્રિય અને સતત રસ લેશે અને સહાનુભૂતિ રાખશે. તેને વિશ્વાસ છે કે દેશી રાજ્યોની પ્રજાની મુક્તિનો દિવસ બહુ દૂર નથી.

તો નથી જ થયો, ને મહાસભાના નિશ્ચયમાં જે ડહાપણ રહેલું છે તે તેઓ સમજી શકતા નથી. એમાંના એક મિત્ર ગાંધીજીની પાસેથી એમનું ને મહાસભાનું વલણ સમજી લેવાને ખાસ સેવાગ્રામ આવેલા, ને એ એટલો પૂરો સંતોષ પામીને ગયા કે ગાંધીજીએ એમને જે વાત કરી તેનો સાર અહીં આપી દેવો ઠીક પડશે.

ગાંધીજીએ કહ્યું : "દેશી રાજ્યો વિષેનો ઠરાવ એ દેશી રાજ્યોની પ્રજાને સૂઈ જવાની નહીં પણ કમર કસીને કામ શરૂ કરવાની હાકલરૂપ છે. દેશી રાજ્યોની પ્રજાના કલ્યાણ વિષે મહાસભાને બહુ જ કાળજી છે, એ સમૂહતંત્ર વિષેના મહાસભાના ઠરાવ પરથી સ્પષ્ટપણે દેખાવું જોઈએ. અમે ઇચ્છીએ છીએ કે દેશી રાજ્યોની પ્રજા દેશી રાજ્યોમાં અવિશ્રાંતપણે કામ ચલાવે, પણ તે મહાસભાને નામે નહીં. મહાસભાનું નામ વાપરવાથી મહાસભાનું અપમાન થવાનો સંભવ રહે છે. એ અપમાનથી પરિણામે દેશી રાજ્યોની પ્રજાને લાભ થઈ શકતો હોય તો એ અપમાન હું વહોરી લઉં. પણ એવું બિલકુલ નથી. મહાસભા એકેએક દેશી રાજ્યમાં જઈને ત્યાં ચળવળ ચલાવનારાઓની રક્ષા કરે એ ન બની શકે એવી વાત છે. મહાસભા પોતાનું નામ ન વાપરવા દઈને જ એ લોકોની વધારે સારી રક્ષા કરી શકે છે. દેશી રાજ્યોના લોકો મહાસભાને સમજવા ને માન આપવા લાગ્યા હોય તો એ સારી વાત છે, પણ તો તેઓ મહાસભાના નૈતિક ટેકા વડે કામ કરે ને મહાસભાનું નામ ન વાપરે. જ્યારે જ્યારે મહાસભા દેશી રાજ્યોની પ્રજાને ખરેખરી મદદ કરી શકે એમ હશે ત્યારે મદદ કરશે; પણ તે એમના કામમાં

સક્રિય દખલગીરી કરીને નહીં, પણ તેમની ને રાજાઓની વચ્ચે મધ્યસ્થી કરીને: મહાસભા દેશી રાજ્યોની અંદર જઈ ને મદદ કરે એ અશક્ય વાત છે, અને તેથી હું દેશી રાજ્યોના લોકોને જાણીબૂજીને સલાહ આપતો આવ્યો છું કે તેમણે દેશી રાજ્યોમાં મહાસભા સમિતિઓ ન કાઢવી. કેટલાકો કહે છે, 'અમે દેશી રાજ્યોનો અંત આણવા માગીએ છીએ.' એ વાતથી એ મિત્રોને કે દેશી રાજ્યોને કશી હાનિ થવાનો સંભવ નથી. પણ તેઓ જો દેશી રાજ્યોના કામમાં સક્રિયપણે રસ લેતા હોય અને મહાસભાને નામે કામ કરવા મથતા હોય તો તેમને હાનિ થાય ખરી. મહાસભાના નામનો ઉપયોગ થવાથી મહાસભાની પ્રતિષ્ઠા વધે નહીં પણ ઘટે. મૈસુરનો જ દાખલો લો. ત્યાં ખરેખરી મહાસભા સમિતિ હતી, છતાં તે રાષ્ટ્રધ્વજનું અપમાન થતું અટકાવી ન શકી."

પેલા મિત્રે કહ્યું, "પણ એ બધી વાતો બ્રિટિશ હિંદમાં ક્યાં નથી બની?"

ગાંધીજી: "બની છે, અને મહાસભાએ હમેશાં એ અપમાનનો સામનો કર્યો છે. એનું કારણ એ છે કે બ્રિટિશ હિંદમાં કોઈ પણ સારા કામને માટે સવિનય કાનૂનભંગ કરી શકાય છે. પણ દેશી રાજ્યમાં એ ન બની શકે. ત્યાં તો મહાસભા સમિતિઓને હમેશાં રાજ્યોની દયા પર જ નભવું પડે; અને અફઘાનિસ્તાનમાંની સમિતિ જેમ કેવળ અફઘાનિસ્તાનની સરકારની દયા ઉપર નભે એથી જરાયે સારી આ સમિતિઓની સ્થિતિ નથી. પણ આ તો મારો અંગત વિચાર અને અર્થ છે."

ઘણાખરા માણસો એ ભૂલી જતા લાગે છે કે ગાંધીજી

પોતે એક દેશી રાજ્યના પ્રજાજન હતા, છતાં તેમણે દક્ષિણ આફ્રિકાથી આવીને પોતાના કાર્યક્ષેત્ર માટે કોઈ દેશી રાજ્યને પસંદ ન કરતાં અમદાવાદને પસંદ કર્યું. એ વિષે બોલતાં ગાંધીજીએ પેલા મિત્રને કહ્યું, "મને ત્રણ રાજ્યો તરફથી પોતાને ત્યાં આવીને વસવાનું ને ત્યાંથી કામ કરવાનું આમંત્રણ હતું. મારે એનો અસ્વીકાર કરવો પડ્યો."

પેલા મિત્ર કહે, "પણ અમે મહાસભા પાસેથી સક્રિય મદદ નથી માગતા. અમારે તો મહાસભાના આશ્રય નીચે સંગઠન કરવું છે. મદદ કરવાની જવાબદારી મહાસભા પર રહે ખરી, પણ અમે મદદ નહીં માગીએ."

ગાંધીજી: "એ જ વાત છે. તમે મદદ માગો કે ન માગો, પણ મદદ આપવાની જવાબદારી તો મહાસભાને માથે રહે જ, અને છતાં એનાથી એ જવાબદારી પાર પાડી શકાય નહીં. મહાસભા કશી સક્રિય મદદ ન કરી શકે તો એનો આશ્રય તમે લો એ નકામો છે. મહાસભાના જેવી મોટી સંસ્થા એમ પોતાની હાંસી ન થવા દઈ શકે. મને તો આ વાત દીવા જેવી સાફ દેખાય છે. દેશી રાજ્યોના લોકો આ કેમ સમજી શકતા નથી એ મારા કલ્પ્યામાં આવતું નથી. અત્યારે તો મહાસભા સારામાં સારી મદદ એ કરી શકે એમ છે કે તે દેશી રાજ્યોની પ્રજાને સક્રિય મદદ કરી શકે એમ છે એવી જે ભ્રમણા પેદા થયેલી છે તે તોડી નાંખે. એનો અર્થ આપોઆપ એ થશે કે દેશી રાજ્યોની પ્રજાએ સર્વ આંતરિક સુધારાઓ માટે આપબળે ઝૂઝતાં શીખવું રહેશે."

"આ તો હું બરાબર સમજી શકું છું. પણ ઠરાવ જે રૂપમાં છેવટે પસાર થયો છે તે જુઓ. એમાં જે નવી કલમ

ઉમેરી છે તે હાસ્યાસ્પદ છે. અમને દેશી રાજ્યોમાં સમિતિઓ કાઢવાની પરવાનગી આપી છે, પણ એ સમિતિઓને કશું કામ કરવા દેવામાં નહીં આવે. એ સ્થિતિ વિષમ છે.”

ગાંધીજી: “ હા, છે જ તો. દેશી રાજ્યોના લોકોને સંતોષ આપવા માટે એટલી છૂટ મૂકી, પણ હું જે અર્થ કરું છું તે પ્રમાણે તો એ છૂટ નકામી છે.”

“ ત્યારે અમારી સ્થિતિ કેવી રહેશે? અમે મહાસભાના સભ્યો નોંધવા બંધ કરીએ, ને એક નોખી રાષ્ટ્રીય સંસ્થા ઊભી કરવા માંડીએ? એ સંસ્થા અત્યારની મર્યાદાઓની અંદર રહીને મહાસભામાં જોડાય?”

ગાંધીજી: “ ખરું કરવાનું કામ એ છે કે તમારે તમારી પોતાની સંસ્થા રચવી. પણ તમે મહાસભાના સભ્ય તરીકે ભલે ચાલુ રહો, મહાસભામાં હાજરી આપો ને એની જોડેનો સંસર્ગ ચાલુ રાખો. પણ તમારું ખરું કામ દેશી રાજ્યોમાં રહેશે. મહાસભાના ઠરાવમાં મહાસભા સમિતિ કાઢવાની છૂટ આપેલી છે એટલું જ. તમારે દેશી રાજ્યોમાં સમિતિઓ કાઢવાની જરૂર નથી. પણ મારી સલાહની કશી કિંમત નથી. તમારે કાર્યવાહક સમિતિ પાસેથી પ્રમાણભૂત સૂચના માગવી જોઈએ.”

**મહાદેવ હરિભાઈ દેસાઈ**

હરિજનબંધુ, ૬-૩-૧૯૩૮

## ૪૧

# દેશી રાજ્યો

દેશી રાજ્યોના કારભારમાં વચ્ચે નહીં પડવાના મહાસભાના ઠરાવમાં ડહાપણ રહેલું હતું એમ હમણાં હમણાં બનેલા બનાવોએ પુરવાર કરી આપ્યું લાગે છે. રાજ્યબંધારણ ગમે તેટલું અન્યાયી, આપખુદ અને તર્કહીન હોય તોપણ એવું છે કે, કાયદા તેમ જ રાજકાજની દૃષ્ટિએ દરેક નાનું કે મોટું દેશી રાજ્ય બીજાં રાજ્યોની જોડેના સંબંધમાં તેમ જ હિંદુસ્તાનનો જે ભાગ દેશી રાજ્યોથી જુદો ઓળખાવવાને બ્રિટિશ હિંદ કહેવાય છે તેની સાથેના સંબંધમાં એક એક સ્વતંત્ર અખંડ ઘટક છે. સૌમાં જો કોઈ એક વસ્તુ સર્વસામાન્ય હોય તો તે એ છે કે તેઓ બ્રિટિશ અમલના પોલાદી સકંજામાં સપડાયેલાં છે. પણ ભૂગોળની દૃષ્ટિએ તેમ જ લોહીની દૃષ્ટિએ દેશી રાજ્યોના અને હિંદુસ્તાનના બીજા ભાગોના લોકો એક અને અવિભાજ્ય છે. આપણે તેત્રાસ કોટિ સ્ત્રીપુરુષો એકબીજાનાં સગાં છીએ, ને કોઈ પણ બંધારણની કે લશ્કરી યુક્તિ આપણને વિખૂટાં પાડી શકે એમ નથી. આ નૈસર્ગિક સગાઈ કશા અંતરાય વિના ચાલી રહી છે એનું કારણ એ છે કે, રાજ્યબંધારણની આ જે હકીકત છે તે જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી આપણે તેની હસ્તીનો સ્વીકાર કરેલો છે. એ સત્યાગ્રહનો રસ્તો છે; અથવા પાપના અપ્રતિકારનો રસ્તો છે. દાક્તર વૈદ જેમ શરીરમાંની બધી કુદરતી શક્તિઓને ચાલન આપીને ને તેમને પોતાનું બધું જોર અજમાવવા દઈને ઝેરને નીકળી જવા દે છે, તેમ આપણે આ બાબતમાં કરેલું છે.

પણ દેશી રાજ્યોના કારભારમાં વચ્ચે નહિ પડવાનો ઠરાવ કરીને મહાસભાએ દેશી રાજ્યોની પ્રજાને પાનો ચડાવ્યો છે; બીજા શબ્દોમાં કહીએ તો કુદરતી શક્તિઓને — એટલે કે એ પ્રજામાં પોતામાં જ સુપ્ત દશામાં પડેલી શક્તિઓને — ચાલન આપ્યું છે. તાજેતરમાં બનેલી થોડીક ઘટનાઓમાં એમ દેખાઈ આવ્યું છે કે એ પ્રજાને પોતાની શક્તિનો સાક્ષાત્કાર થયો છે, અને તેણે બહારની કશી મદદ વિના એ શક્તિ વાપરીને સંપૂર્ણ વિજય મેળવ્યો છે. બીજું એક પરિણામ એ પણ આવ્યું છે કે, રાજ્યના સત્તાધીશોએ પોતાની અને પ્રજાની વચ્ચેના કલહનું સમાધાન કરવાને મહાસભાવાદીઓની મદદ માગી છે. મનુષ્યે અજમાવેલી દરેક કાર્યપદ્ધતિની જેમ આને પણ એની મર્યાદાઓ છે એમાં શંકા નથી. મહાસભા ગેરવાજબી માગણીઓ ન કરી શકે. પ્રજાને ખરેખરી ફરિયાદનું કારણ હોવું જોઈએ, અને તેણે ચોખ્ખે હાથે કામ લેવું જોઈએ. કેમકે સત્યાગ્રહનું સાધન અહિંસા — એટલે કે જે વસ્તુમાં સંપૂર્ણ ન્યાય હોય તે સિદ્ધ કરવાને સારુ વિરોધીને કષ્ટ પહોંચાડ્યા વિના પોતે કષ્ટ સહન કરવું — છે.

દેશી રાજ્યોની પ્રજા માત્ર સત્યાગ્રહનાં એટલે કે અહિંસાનાં પૂર્ણ રહસ્ય અને શક્તિ ઓળખે તો સમગ્ર હિંદુસ્તાન સ્વરાજ મેળવે. તે પહેલાં દેશી રાજ્યોની પ્રજા પોતાની મર્યાદિત સ્વતંત્રતા લઈને બેસી જશે. અને હિંદુસ્તાનને પૂર્ણ સ્વરાજ મળે તે પહેલાં તેમણે — દેશી રાજ્યોની પ્રજાએ — પોતાની સ્વતંત્રતા મેળવવી જ પડશે. દાખલા તરીકે, તેમને અટપટા બ્રિટિશ તંત્ર જોડે કામ લેવું નહિ પડે ને છતાં તેઓ અહિંસક વાણી, લેખન અને વર્તનની પૂર્ણ સ્વતંત્રતા મેળવી શકે.

દેશી રાજ્યોમાં પેદા થતી સંપત્તિની સમાન નહિ તો અત્યારના કરતાં વધારે ન્યાયપૂર્વક વહેંચણી તેઓ, પ્રમાણમાં વધારે સહેલાઈથી, કરાવી શકે. તેઓ ઝાઝા પ્રયત્ન વિના તેમના રાજાઓની ખાનગી સંપત્તિ પર અંકુશ રાખી શકે, અને સસ્તો ને શુદ્ધ ન્યાય મળે એવી પાકી વ્યવસ્થા કરી શકે. અતિશય વિશાળ અને નોકરશાહીના સકંજામાં સપડાયેલા બ્રિટિશ હિંદ કરતાં તેઓ દારિદ્રના અને ગ્રામનવરચનાના પ્રશ્નોનો નિકાલ ઘણી જ વધારે સહેલાઈથી આણી શકે. તેઓ માગતાંવેંત સાચી રાષ્ટ્રીય કેળવણી મેળવી શકે.

આ એમનું સ્વરાજ હશે; બેશક મહાસભાને જે પૂર્ણ સ્વરાજ જોઈએ છે તેના કરતાં તો એ ઘણું જ ઓછું હશે. પણ જો મોટાં રાજ્યોની પ્રજાનો મોટો ભાગ પોતા પૂરતું સ્વરાજ મેળવી લે તો પૂર્ણ સ્વરાજની પ્રાપ્તિનો દિવસ કોઈએ સ્વપ્ને પણ ન કલ્પ્યો હોય એટલો જલદી આવે. એટલે દેશી રાજ્યોમાંના સુધારકો અઘટિત અધીરાઈ ન કરે; તેઓ પોતાની મર્યાદાઓ, અને એ બધા ઉપરાંત વિજયની જે શરત — સત્ય અને અહિંસાનું કડકમાં કડક પાલન — છે તે ન ભૂલે. તેમણે પાછી પાની કર્યા વિના, પણ સાથેસાથે આત્મરક્ષણને નામે આંગળી સરખી ઊંચી કર્યા વિના, ગોળીનો વરસાદ સામી છાતીએ ઝીલવાને તૈયાર રહેવું જોઈએ. સત્યાગ્રહી આત્મરક્ષણનો હક સ્વેચ્છાએ જતો કરે છે. વળી એ પણ યાદ રાખવું જોઈએ કે સત્યાગ્રહીની ઓછામાં ઓછી માગણી એ જ એની વધારેમાં વધારે માગણી પણ છે.

હરિજનબંધુ, ૧૦–૭–૧૯૩૮

## ૪૨

# દેશી રાજ્યો અને જવાબદારી

મૈસુરની પ્રજાને મળેલી અધૂરી પણ કંઈક સફળતાથી બીજાં રાજ્યોમાં ઉદારભાવ વધવાને બદલે તેમનામાં આંતરિક જવાબદાર રાજ્યતંત્ર માટેની હિલચાલ સામે કડકાઈ આવી ગઈ છે, એમ પ્રસિદ્ધ થયેલી હકીકતો પરથી જોઈ શકાય છે. મૈસુરની સફળતાને મેં અધૂરી જ કહી છે એનું કારણ એ છે કે લોકોને સંગીન વસ્તુ તો હજુ કંઈ મળી નથી. મહારાજા અને તેમના સંસ્કારી દીવાને રાજ્ય મહાસભાને માન્ય રાખી છે, એમણે થોડા વખત પર બની ગયેલા દુઃખદ બનાવોની તપાસ કરવાને નિષ્પક્ષ તપાસ સમિતિ નીમી છે, અને એક સુધારા સમિતિ નીમીને તેને પુષ્કળ સત્તા આપી છે. મૈસુર રાજ્ય મહાસભા ધીરજ અને સરળતા રાખશે, અને મૈસુર સરકાર સાચો સદ્ભાવ અને સમજ રાખશે, તો આપણે કદાચ મૈસુરના રાજ્યતંત્રમાં સર્વાંશે નહિ તો ઘણે અંશે જવાબદારી દાખલ થયેલી જોઈશું.

પણ મૈસુરના બનાવોની માનસિક અસર પાર વિનાની થઈ છે. દેશી રાજ્યોની પ્રજાઓ કલ્પનામાં સ્વતંત્રતાની નવી ઝાંખી કરવા લાગી છે. એમને જે દૂરદૂરનું ધ્યેય દેખાતું હતું તે હવે લગભગ હાથવેંતમાં આવી રહેલી ઘટના ભાસે છે. હું માનું છું કે, જો પ્રજામાં આવેલી જાગૃતિ સાચી અને

વિશાળ હશે તો એમની ધારેલા ધ્યેય પ્રત્યેની કૂચમાં ગમે તેવી સખત દમનનીતિ રોકાણ કરી શકવાની નથી.

ત્રાવણકોરમાં વર્તી રહેલા ત્રાસ વિષે હું પૂરતું કહી ચૂકયો છું. એને હું બીજું કોઈ નામ આપી શકતો નથી. ત્રાવણકોરના એક પ્રજાજન, જેમના પુરાવા વિષે શંકા આણવાનો પ્રસંગ મારે કદી આવ્યો નથી, તેમના કાગળમાંથી એક ઉતારો અહીં આપું છું:

"દીવાનના નિવેદનનો કાળજીથી અભ્યાસ કરતાં જણાય છે કે, તેઓ આ સવાલ પર ઢાંકપિછોડો કરવા માગે છે, અને તેઓ જે બનાવોનું વર્ણન કરે છે તેનો કાલક્રમ ન જાણનાર બહારના લોકોમાં ઊંધો ખ્યાલ પેદા કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે. 'આંતર વિગ્રહ'ની જે ધમકીઓનો ઉલ્લેખ દીવાને કર્યો છે તે સિવાયના બધા બનાવો રાજ્યનું જાહેરનામું પ્રસિદ્ધ થયા પછી અને રાજ્ય મહાસભાને ગેરકાયદે જાહેર કરવામાં આવ્યા પછી બન્યા છે. યુદ્ધ પછી બનેલા બનાવો યુદ્ધને વાજબી કેમ ઠરાવી શકે એ સમજવું મુશ્કેલ છે.

જે હિંસાને વિષે આપણે સૌ અફસોસ કરીએ છીએ તેની બાબતમાં કહેવાનું એ છે કે, એક પક્ષનું કહેવું એમ છે કે પથરા ફેંકયા ને મોટર બસો બાળી એ પોલીસે ઊભા કરેલા મવાલીઓનું કામ હતું. પણ સત્ય શું છે એ પૂરી તપાસ વિના કહેવું કઠણ છે; અને એવી તપાસ અત્યારના સંજોગોમાં થવી અશકય છે. ગમે તેમ હો, પણ આ બધા બનાવો ધોળે દહાડે, અને જે સભાઓમાં પોલીસો ને લશ્કરની મોટી સંખ્યા હાજર હતી તેમાં, બન્યા છે, છતાં એમાંથી એકે બનાવ અટકાવી શકાયો નહિ કે ગુનેગારોમાંથી એક પણ જણને પકડી શકાયો નહિ, એ આપને નવાઈભરેલું નથી લાગતું? રાજ્ય મહાસભાના પક્ષકારો એમ કહે છે કે, પોલીસો ને

તેમના ભાડૂતી માણસો આ અત્યાચારો કરે છે એટલે એમાંથી કોઈને પકડવાની પોલીસની હિંમત ચાલતી નથી. આ ખુલાસો કેટલે અંશે સાચો છે એ હું કહી શકતો નથી. એક સ્વયંસેવક, જેને કવાઈલનની સભામાં લાઠીનો સખત માર પડેલો, તે 'હિંદુ'ના ખબરપત્રીને આપેલી એક મુલાકાતમાં (જે 'હિંદુ'ના ૪ થી સપ્ટેંબરના અંકમાં પ્રસિદ્ધ થઈ છે) કહે છે કે, કેટલાક પોલીસોને પથરા ફેંકતાં એણે નજરે જોયેલા. આવા આક્ષેપ સાધારણ રીતે રાજ્ય મહાસભાના સભ્યો કરે છે. રાજ્યના તમામ ભાગમાં સભાઓ ભરાય છે ને ભાષણો થાય છે, પણ ધરપકડો બહુ જ ઓછી થાય છે. સભાઓને મારઝૂડ કરીને વિખેરી નાખવી એ રાજ્યની અત્યારની નીતિ દેખાય છે. કવાઈલનની સભા પછી, કોટ્ટાયમથી પાંચ માઈલ દૂર આવેલા પુતુપલ્લી ગામમાં ફરી ગોળીબાર થયો હતો. એક બે જણ મરી ગયા અને કેટલાક ઘાયલ થયા. ચોકસ સંખ્યા હજુ જાણવામાં આવી નથી. નવા જાહેરનામાની બધી કલમોનો લોકો છડેચોક ભંગ કરે છે. પણ સરકાર ગુનેગારોને પકડીને સજા કરી શક્તી નથી, કેમકે રાજ્યમાં એક જ જેલ છે ને તે ભરાઈ ગયેલી છે. સરકાર બધા ગુનેગારોને પકડીને સજા કરવા ઇચ્છે તો તેને વધારે જેલો બાંધવી પડે, કેમકે ગિરફતાર થઈને જેલમાં જવા માગનારની સંખ્યા અત્યારે જ ઘણી મોટી છે ને તે દિવસે દિવસે વધતી જાય છે."

આ ઉપરાંત ત્રાવણકોરના અનેક ભાગમાં જે ભયાનક દમનસત્ર ચાલી રહેલું છે તેનું વર્ણન આપનારા તારોનો વરસાદ મારા પર વરસી રહ્યો છે. રાજ્યનાં જાહેરનામાં ખોટાં માનીને આ પુરાવાને સાચો માનવો જોઈએ એવું હું નથી કહેતો. પણ હું એમ તો ખસૂસ કહું છું કે હમેશની જેમ આ સવાલને બે બાજુઓ છે, અને આ બાબતમાં નિષ્પક્ષ તપાસને માટે સબળ કારણ છે.

પણ તપાસ થાય કે ન થાય તોયે ત્રાવણકોર રાજ્ય સભાનું કર્તવ્ય તો સ્પષ્ટ છે. તે એ કે, એક તરફથી તેઓ કે તેમની પ્રત્યે સમભાવ રાખનારાઓ કોઈ પણ પ્રકારની હિંસા ન કરે તેની કાળજી રાખવી, અને બીજી તરફથી ત્રાવણકોર સરકાર નમે અથવા તો પોતાનો એકેએક સભ્ય ગિરફતાર થઈ જાય ત્યાં સુધી સત્યાગ્રહનો કાર્યક્રમ ચાલુ રાખવો.

અહીં હું અહિંસાની એક મર્યાદા બતાવી દેવા ઇચ્છું છું. જુલમ કરનાર માણસ તેનો ભોગ થઈ પડનાર માણસની અહિંસા પર મદાર બાંધીને તેમાંનો એકેએક જણ કચડાઈ જાય ત્યાં સુધી જુલમ કર્યે જ જાય તો આસપાસના વાતાવરણમાંથી પોકાર ઊઠે છે, અને લોકમતની કે એવી કોઈક શક્તિ જુલમગારને ઘેરી વળે છે. પણ કોઈ પણ સત્યાગ્રહી એમ ન માને કે તેણે મરણ પર્યંતનું કષ્ટ વેઠવાનું નથી. તે પોતાના અજેય આત્માથી મોતનો ને માલમતાના રંજાડનો સામનો કરે છે, ને તેને તુચ્છકારે છે. જુલમ કરનાર માણસ તેના જુલમનો ભોગ થનારને નમાવી કે ભાંગી શકતો નથી એમાં જ એની અચૂક હાર રહેલી છે.

દેશી રાજ્યો જો તેમની હઠીલાઈ નહિ છોડે, અને હિંદુસ્તાનભરમાં જે જાગૃતિ આવેલી છે તેને વિષેના પોતાના અજ્ઞાનને વળગી રહેશે, તો તેઓ અચૂક વિનાશ વહોરી રહ્યાં છે. હું દેશી રાજ્યોનો મિત્ર હોવાનો દાવો કરું છું. એમની સેવાનો વારસો મારા કુટુંબમાં કંઈ નહિ તો ત્રણ પેઢીથી તો ચાલ્યો આવે છે. હું પ્રાચીનતાનો અંધ પૂજક નથી. પણ આ વારસાની મને શરમ આવતી નથી. બધાં રાજ્યો કદાચ નહિ જીવે. મોટામાં મોટાં તો જ જીવી શકશે જો તેઓ તેમની

પ્રજાના સેવકો ને તેમના હિતના રક્ષકો બનશે, અને પોતાની હસ્તીને માટે પોતાના કે અંગ્રેજોના શસ્ત્રબળ પર નહિ પણ કેવળ પોતાની પ્રજાના સદ્ભાવ પર આધાર રાખશે.

રાજ્યો ત્રાસ વર્તાવશે એથી તો જે હિંસાનો અગ્નિ સર્વત્ર ધૂંધવાઈ રહેલો દેખાય છે તેમાં ઘી હોમાશે. જો રાજ્યોને ખોટી સલાહ મળશે ને તેઓ તેમની પ્રજાની વાજબી માગણીઓનો વિરોધ કરવાને સારુ સંગઠિત હિંસા પર આધાર રાખશે, તો સામાજિક અન્યાયનું નિવારણ કરવાના સાધન તરીકે દેશમાં અત્યાર સુધીમાં જે અહિંસાનો ઉદ્ભવ થયો છે તે અહિંસા એમનું રક્ષણ નહીં કરે. એ અહિંસા જો હિમાલયના ઉત્તુંગ વૃક્ષ જેવડી ફૂલીફાલી હોત તો તે ગમે તેવી સખત કસોટીમાં પાર ઊતરી હોત. પણ દુઃખ સાથે કબૂલ કરવું પડે છે કે તેની જડ હિંદુસ્તાનની જમીનમાં પૂરતી ઊંડી ઊતરી નથી.

તેથી હૈદરાબાદનાં જાહેરનામાં જોઈને મને સખેદાશ્ચર્ય થયું છે. સર અકબર હૈદરી મોટા કેળવણીકાર છે. તેઓ ફિલસૂફ છે. ઢાકા વિદ્યાપીઠ આગળ આપેલું એમનું પદવીદાન સમારંભનું ભાષણ વાંચીને મને આનંદ થયો હતો. એમણે આ પ્રગતિવિરોધી જાહેરનામાં કાઢ્યાં છે એ અતિશય નવાઈ પમાડનારી વસ્તુ છે. એક સંસ્થા કામ કરવા લાગે તે પહેલાં જ આ જાહેરનામાંમાં તેના પર મનાઈ હુકમ કાઢેલો છે. જે રાજ્યમાં બહુ જ મોટા ભાગની પ્રજા એક ધર્મની છે ત્યાં કોમીવાદનો અર્થ શો હોઈ શકે? દાખલા તરીકે, કાશ્મીર કે સરહદ પ્રાંતમાં, જ્યાં મોટા ભાગની પ્રજા એક ધર્મની છે ત્યાં, કોમીવાદનો અર્થ શો હોઈ શકે? લઘુમતી કોમના સિદ્ધાંતનો

ઉપયોગ શોખને ખાતર અમુક હદ સુધી કરવામાં આવે એ ઠીક છે. પણ ઓછામાં આછું એ લઘુમતીની સંખ્યા તો કંઈક ઠીકઠીક હોવી જોઈએ. લઘુમતીમાં એક માણસ પણ હોય તોયે તે પૂરેપૂરો ન્યાય મેળવવાની અપેક્ષા રાખી શકે. પણ એવી લઘુમતીને રાજકીય ક્ષેત્રમાં કંઈ દરજ્જો ન હોઈ શકે. ખોબા જેવડી નાની કોમનો કોઈ માણસ જ્યારે સત્તાએ ચડે છે ત્યારે તે પોતાની કોમના પ્રતિનિધિ તરીકે નહીં પણ કેવળ પોતાના ગુણ ને લાયકાતના બળે કરીને જ ચડે છે. કોમી એ શબ્દ જે અર્થમાં હિંદુસ્તાનમાં વપરાય છે તે અર્થમાં હૈદરાબાદની રાજ્ય મહાસભા કદી કોમી ન હોઈ શકે. સરહદ પ્રાંતની કોઈ સંસ્થામાં એક પણ હિંદુ સભ્ય ન હોય એટલા જ માટે એ સંસ્થા કોમી છે એવી છાપ તેના પર ન મારી શકાય. પણ હૈદરાબાદનાં જાહેરનામાં તો દૂધમાંથી પોરા કાઢે છે ને કહે છે કે રાજ્ય મહાસભામાં કેટલાક માણસો એવા છે જેમની દૃષ્ટિ મોટે ભાગે કોમી ભેદભાવવાળી છે. વધારે જાણવા જેવું તો એ છે કે રાજ્ય મહાસભાએ એક નિવેદન પ્રસિદ્ધ કર્યું છે તેમાં આ કોમીવાદના આક્ષેપનો સદંતર ઇનકાર કરેલો છે.

તે પછી અત્યાર સુધી પ્રગતિશીલ ગણાતા રાજકોટનો પણ વારો આવે છે. થોડા જ વખત પર ત્યાં રાજ્ય પ્રતિનિધિ સભા હતી ને તેના સભાસદો ચૂંટવાનો રાજ્યના સર્વ પ્રજાજનોને મતાધિકાર હતો, અને સ્વર્ગસ્થ લાખાજીરાજના અમલમાં એ સભાને વાણીનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય હતું. હું આશા રાખું છું કે ત્યાં બળજબરીનું (મારા મત પ્રમાણે કેવળ અકારણ એવું) જે પ્રદર્શન હમણાં થઈ ગયું તે પછી હવે

રાજકોટની રાજકીય સંસ્થાને નિર્વિઘ્ને કામ કરવા દેવામાં આવશે એટલું જ નહીં, પણ તેની માગણીઓ ન્યાયવૃત્તિથી પૂરી પાડવામાં આવશે.

ઉપર જણાવેલાં ત્રણ રાજ્યોમાં કે બીજાં કોઈ રાજ્યોમાં ગમે તેમ બને તોપણ દેશી રાજ્યોની પ્રજા એટલું સમજે કે, એમની મુક્તિનો આધાર કેવળ એમની શક્તિ પર રહેલો છે; અને એ શક્તિ આચરણમાં સંપૂર્ણ અહિંસા અને સત્યનું પ્રદર્શન કરવામાંથી જ પેદા થઈ શકશે. તેમણે એ પણ સમજવું જોઈએ કે, જેમની પાસેથી શસ્ત્ર છીનવી લેવામાં આવ્યાં છે ને જેઓ લગભગ અનાદિ કાળથી બિનલડાયક પ્રજા તરીકે ઊછરેલા છે એવા મોટા જનસમૂહોને હિંસામય ઢબે ખુલ્લી રીતે સંગઠિત કરવા એ સર્વથા અશક્ય છે.

હરિજનબંધુ, ૧૮-૯-૧૯૩૮

## ૪૩

# તટસ્થતા એટલે?

દેશી રાજ્યોના કારભારમાં હાથ નહિ નાંખવાનો નિશ્ચય મહાસભાએ ૧૯૨૦ માં કરેલો, અને ત્યારથી માંડીને, એના પર ઘણા હુમલા થયા છતાં, એ મહાસભાની નીતિ રહેલી છે. પણ હું જોઉં છું કે દેશી રાજ્યોમાં, જ્યારે ટીકા કરવાનો અથવા સલાહ કે મદદ આપવાનો કંઈક પ્રયત્ન થાય છે ત્યારે પણ, મહાસભા અને મહાસભાવાદીઓની સામે આ સ્વેચ્છાએ સ્વીકારેલા સંયમની વાત કરી તેમનો વાંક કાઢવાનો રિવાજ થઈ પડેલો છે. તેથી આ તટસ્થતાની નીતિના ગર્ભમાં શું શું રહેલું છે તેની તપાસ કરવી આવશ્યક છે. એ વસ્તુ સિદ્ધાંતરૂપ તો કદી માનવામાં આવી જ ન હતી. એ એક મર્યાદા હતી, અને તે મહાસભાએ પોતાની જ ખાતર તેમ જ દેશી રાજ્યોની પ્રજાની ખાતર સ્વેચ્છાએ સ્વીકારેલી હતી. દેશી રાજ્યો વિષેના પોતાના ઠરાવોનો અમલ દેશી રાજ્યો પાસે કરાવી શકાય એવી શક્તિ મહાસભાની પાસે નહોતી. તેની સલાહની રાજ્યો તરફથી કદાચ અવગણના કરવામાં આવે, તેના હસ્તક્ષેપ સામે રોષ કરવામાં આવે, અને રાજ્યોની પ્રજાઓને હેરાન કરવામાં આવે ને છતાં કશો લાભ ન થાય, એવો સંભવ રહેલો હતો. એ નીતિની પાછળ મિત્રતાભર્યો હેતુ અવશ્ય રહેલો હતો. એમાં મહાસભાનો ભલું કરવાની

શક્તિ મર્યાદિત હોવાનો ડહાપણભેર સ્વીકાર કરવામાં આવેલો હતો. આ અને બીજી ઘણી રીતે મહાસભાએ જે સંયમ પાળ્યો તેણે મહાસભાને એક પ્રકારની પ્રતિષ્ઠા ને શક્તિ અપાવી છે, ને તેનો ઉપયોગ તે ન કરે તો ડહાપણ નહિ ગણાય. આ બાબતમાં કંઈ આનાકાની કરવી એ કોઈ મૂરખ વાણોતર પોતાને વાપરવા આપેલા પૈસાનો ઉપયોગ ન કરે એના જેવું થઈ જાય. અમુક હદ સુધી દેશી રાજ્યો મહાસભાની શક્તિનો સ્વીકાર, ભલે ગમે તેટલી અનિચ્છાએ પણ, કરતાં થયાં છે. એ સાફ સાફ દેખાતું જાય છે કે દેશી રાજ્યોની પ્રજા દોરવણી ને મદદને સારુ મહાસભાની તરફ જોઈ રહી છે. હું માનું છું કે, મહાસભાથી જ્યાં જ્યાં બની શકે ત્યાં બધે એમને એ દોરવણી ને મદદ આપવાની મહાસભાની ફરજ છે. મહાસભામાં જેટલી આંતરિક શુદ્ધિ, જેટલી શુદ્ધ ન્યાયવૃત્તિ, અને જેટલો સર્વ વર્ગોને વિષેનો સદ્‌ભાવ હશે, તેટલા પ્રમાણમાં જ મહાસભાની પ્રતિષ્ઠા ને શક્તિ રહેવાની છે, એટલું જો હું દરેક મહાસભાવાદીને ગળે ઉતારી શકું તો કેવું સારું! દેશી રાજ્યોની પ્રજાને પોતાનું હિત મહાસભાના હાથમાં સોંપી દેવામાં સુરક્ષિતતા લાગતી હોય તો રાજાઓને પણ મહાસભા પર ઇતબાર રાખવામાં એટલી જ સુરક્ષિતતા લાગવી જોઈએ. મેં મહાસભાવાદીઓને જે ચેતવણી આપેલી છે તેના તરફ લક્ષ નહીં અપાય તો વરસો સુધી ધીરજપૂર્વક પ્રયત્ન કરીને જમાવેલી તમામ પ્રતિષ્ઠાને ધક્કો લાગ્યા વિના નહિ જ રહે.

કંટાળો આવે એવી પુનરુક્તિ કરવાનું જોખમ વહોરીને પણ હું દેશી રાજ્યોની પ્રજાને કહેવા ઇચ્છું છું કે તેમણે મહાસભાની મદદ પર બહુ મદાર ન બાંધવી. તેઓ સત્યનિષ્ઠ

અને અહિંસક રહે એટલું પૂરતું નથી. તેમણે પોતાની સહન કરવાની શક્તિનું માપ કાઢી લેવું એ પણ આવશ્યક છે. સ્વતંત્રતાસુંદરી તેનું સંવનન કરનારની પાસેથી ભારે કિંમત માગે છે. અને એ કિંમત આપનાર ઘણા ન હોય ત્યાં લગી જે થોડાક ઉત્સાહીઓ બધે જોવામાં આવે છે તેમણે પોતાની શક્તિનો સંચય કરી રાખવો આવશ્યક છે. તેઓ બહુ ભારે રાજકીય કાર્યક્રમ રાખ્યા વિના પ્રજાની રચનાત્મક સેવાનું કામ હાથમાં લે એ સારું છે. રાજકીય ધ્યેય સિદ્ધ કરવાની શક્તિ રચનાત્મક સેવામાંથી અવશ્ય આવશે. શાણપણ અને ધીરજ તેમને એવી શક્તિ આપશે જે કાળે કરીને એવી બની જશે જેનો સામનો કોઈ નહિ કરી શકે.

હરિજનબંધુ, ૨-૧૦-૧૯૩૮

૪૪

# ઔંધ રાજ્યમાં સુધારા

ઔંધ રાજ્યનાં રાજા પ્રજા બેઉને મારાં અભિનંદન. રાજાસાહેબે પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર એનાયત કર્યું છે. આ ટચૂકડું રાજ્ય હમેશનું પ્રગતિશીલ છે. રાજ્યકર્તાએ પોતાની પ્રજાની હાજત ઓળખી લીધી. સામાજિક ક્ષેત્રમાં તો તેઓ પોતે પ્રજાના કરતાં પણ આગળ છે. સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્રની આવી ઘોષણા તેમનાં આજ સુધીનાં કામો જોડે બંધબેસતી છે. મને ઉમેદ છે કે ઢંઢેરામાં જાહેર કરેલા પ્રજાહકો બંધારણ ઘડતી વેળા મોળા નહિ કરી દેવામાં આવે. હું સૂચવું છું કે ખાનગી ખરચની રકમ રૂા. ૩૬,૦૦૦થી કોઈ સંજોગોમાં ન વધવા દેવાની મર્યાદા બાંધવી. કાયદાની નજરમાં સૌ કોઈની સમાનતા, અસ્પૃશ્યતાનો નાશ, અને વાણીસ્વાતંત્ર્ય એ મૂલભૂત હકોની વ્યાખ્યા આપી દેવી. ઢંઢેરાને અંતે પ્રજાને ઉદ્‌બોધન કર્યું છે: “સ્વરાજ એટલે આત્મસંયમન અને આપભોગ છે. જેમ આખા દેશમાં નવયુગની આશા આપણે સેવીએ છીએ તેમ ઔંધમાં પણ આ રીતે શરૂ થનારા નવયુગ હેઠળ સબળા નબળાની, ધનવાન નિર્ધનની, અને ભણેલા અભણની સેવા કરશે એવી આશ અમે સેવીએ છીએ.”

મને ઉમેદ છે કે ઔંધના સુંદર દાખલાનું બીજાં રાજ્યો અનુકરણ કરશે અને લોકો પણ તેમને મળેલી જવાબદારી ઉઠાવવા પોતે પૂરી લાયકાત ધરાવે છે એમ પુરવાર કરી આપશે. રાજગાદીના વારસ યુવરાજ, મેં એમને વિષે સાંભળ્યું છે તે મુજબ, સાચા પ્રજાસેવક છે, અને એ રીતે આરંભ કરવામાં પ્રજાને તેમની મોટી મદદ થઈ પડશે એવી હું ઉમેદ રાખું છું. પોતે લીધેલા પાશ્ચાત્ય શિક્ષણથી આ યુવરાજ બગડ્યા નથી. કહેવાય છે કે તે સત્ય અને અહિંસાના સાચા પૂજારી છે. તે ગ્રામોદ્ધારનાં કામોમાં ભાગ લે છે, સ્વયંસેવકો જોડે ભળીને જાતે રસ્તા વાળે છે, બીજાના જેટલી જ સહેલાઈથી ટોપલો અને પાવડો ઊંચકીને કામ કરે છે. લેખક પણ છે. તે ભંગીકામ કરીને મેલું પણ ખસેડે છે.

પેશાવર, ૫-૧૧-૩૮

હરિજનબંધુ, ૧૩-૧૧-૧૯૩૮

## ૪૫

# દેશી રાજ્યો ને પ્રજા

પ્રજાના મુક્તિસંગ્રામમાં જુદાં જુદાં દેશી રાજ્યોની એકસામટી જાગૃતિ એ એક મહત્ત્વની બીના છે. કોઈ એક વ્યક્તિ કે મંડળ અથવા સંસ્થાની ઉશ્કેરણીથી આવડી જાગૃતિ થાય એમ માનવું પણ ભૂલભરેલું છે. સંભવ છે કે હરિપુરાની મહાસભાના ઠરાવે દેશી રાજ્યોની પ્રજાને કસોટીની સરાણ પર મૂકી દીધી, અને અગાઉ કદી ન થયેલું તેટલું ભાન તેમને થયું કે તેમની મુક્તિ તેમના પોતાના જ પુરુષાર્થ ઉપર નિર્ભર છે. પણ સૌથી વધુ તો કાળગતિએ કરીને જ આ જાગૃતિ રજવાડી પ્રજાઓમાં આવી એમ કહેવાય. આ કાળગતિને રાજાઓ અને તેમના સલાહકારો ઓળખશે અને પ્રજાઓની ન્યાય્ય આકાંક્ષાઓ પૂરી કરશે એવી આપણે આશા રાખીએ. કાં તો દેશી રાજ્યો સાવ નાશ પામે; અથવા તો રાજાઓ પોતાની પ્રજાઓને રાજ્યતંત્રને સારુ જવાબદાર બનાવીને પોતે પ્રજાના ટ્રસ્ટીઓ બને અને તેની રૂએ કામ બજાવીને મહેનતાણાની કમાઈ લે. આ બે સ્થિતિ સિવાય વચલો માર્ગ નથી.

તેથી હું આશા રાખું છું કે, પોતાની પ્રજાઓને જવાબદાર રાજ્યતંત્ર આપવાની રાજાઓની શક્તિની બાબતમાં અર્લ વિન્ટરટને તાજેતરમાં જાહેર કરેલી નીતિમાં બ્રિટિશ સરકાર રાજાઓની અગર તો તેમના દીવાનોની માગણીથી ફેરફાર કરવાની છે એવી ઊડેલી અફવા સાચી નહિ હોય. જો કોઈએ સાચે જ એવા ફેરફારની માગણી બ્રિટિશ સરકાર પાસે કરી

હોય તો તેમણે પોતાનું અહિત જ કર્યું છે, અને જો કદી બ્રિટિશ સરકાર એમનું મન રાખવા એવી કશી પેરવી કરશે તો તેમાંથી એવો મહાકઠણ પ્રસંગ ઊભો થશે જેની વ્યાપ્તિ વિષે અટકળ કરવી મુશ્કેલ છે. બ્રિટિશ સરકાર એવી ભયાનક ભૂલ કરે એમ માનવાની મારે ના જ પાડવી જોઈએ. અર્લ વિન્ટરટનની ઘોષણા ચાલતી આવેલી પ્રથાનો અનુવાદ માત્ર છે. પોતાની પ્રજાને અધિકાર — પછી તે ગમે તેટલા મોટા હો — આપવાની તજવીજમાં સરકારે કોઈ દેશી રાજ્યની બાબતમાં દખલગીરી કરી હોય એવું જાણમાં નથી.

હું એથીયે એક પગલું આગળ વધીને કહું છું કે, ચક્રવર્તી સત્તા તરીકે જેમ બ્રિટિશ સત્તા રાજાઓને બહારના કે ઘરના સંકટ સામે રક્ષણ આપવાને બંધાયેલ છે, તેમ એ જ ન્યાયે, બલ્કે એથીયે વધુ, રાજાઓ પણ ન્યાયથી રાજ કરે એવી બોળાધરી લોકોને આપવાને બંધાયેલ છે. તેથી જ્યારે કોઈ પણ દેશી રાજ્યને તે પોલીસ કે લશ્કરની મદદ આપે ત્યારે, તેવી મદદની માગણીને માટે યોગ્ય સંકટ ઊભું થયું છે અને તેને પહોંચી વળવામાં સદરહુ મદદનો ઉપયોગ પૂરતા અંકુશપૂર્વક કરવામાં આવશે એ જોવાની પણ તેની તેટલી જ ફરજ છે. ધેનકનાલમાં ચક્રવર્તી સત્તાએ મોકલેલ પોલીસની છાયા હેઠળ રાજના ભાડૂતી મવાલીઓએ કરેલા રાક્ષસી અત્યાચારોની હકીકતો મારી પાસે આવી છે. કેટલાક અકથ્ય અત્યાચારોની બાબતમાં મેં પુરાવો માગ્યો છે, અને તે માનવા પડે એટલા પ્રમાણમાં મળ્યો પણ છે.

સવાલ તો એ છે કે, જવાબદાર તંત્રોવાળા પ્રાંતોના પ્રધાનોની પોતપોતાના પ્રાંતોમાં આવેલાં દેશી રાજ્યોની પ્રજા

પરત્વે કશી નૈતિક જવાબદારી આમાં ઊભી થાય છે કે નહિ? નવી રાજ્યઘટના હેઠળ પ્રધાનોની તેમના ઉપર કશી જ સત્તા માનેલી નથી. ગવર્નર વાઇસરૉયનો અને વાઇસરૉય ચક્રવર્તી સત્તાનો પ્રતિનિધિ છે, અને છતાં સ્વાયત્ત પ્રાંતોના પ્રધાનોની તેમના પ્રાંતમાં આવેલાં દેશી રાજ્યોમાં જે કંઈ બને તે પરત્વે કશીયે નૈતિક જવાબદારી પણ નથી એમ કેમ કહી શકાય? જ્યાં સુધી રજવાડાં અને તેમની પ્રજા સુખસંતોષથી રહેતાં હોય ત્યાં સુધી પ્રધાનોને કશી ફિકર કરવાપણું નથી. પણ ધારો કે તેમના પ્રાંતમાં આવેલાં દેશી રાજ્યોમાં એકાદ ભયાનક રોગચાળો ફાટી નીકળે, અને તેના પ્રત્યે દુર્લક્ષ કરવામાં આવે તો જે પ્રાંતમાં સદરહુ રાજ્યો આવેલાં છે તે પ્રાંતમાં પણ તે ફેલાઈ જાય એવી ધાસ્તી હોય, તો તેવી સ્થિતિમાં પણ શું પ્રાંતના પ્રધાનોની કશી જવાબદારી નથી ઊભી થતી? ઘેનકનાલમાં જો નૈતિક દૃષ્ટિએ ભયાનક રોગચાળો ફાટી નીકળેલો દેખાતો હોય તો એ સ્થિતિમાં ઉત્કલના પ્રધાનમંડળ પર કશી નૈતિક ફરજ નથી આવી પડતી?

મને મળેલી ખબર મુજબ, ત્રાસના ભોગ થયેલા વિપદ્-ગ્રસ્ત લોકો બ્રિટિશ ઉત્કલની હદમાં આશરો લઈ રહ્યા છે. પ્રધાનોએ તેમને આશરો આપવા શું ના પાડવી? જો રક્ષણ આપવું તો કેટલાને? આપી શકે પણ કેટલાને? દેશી રાજ્યોમાં જે કંઈ સારું માઠું બને તેનાં પરિણામ આખા પ્રાંતને અસર કરવાનાં જ. તેથી મને તો લાગે છે કે, પ્રધાનો પર પડેલી મોટી જવાબદારી જોતાં, તેમને કડક મર્યાદાઓ જાળવીને પ્રાંતમાંની સુલેહ અને આબરૂને ખાતર પણ વચ્ચે પડવાનો નૈતિક અધિકાર છે જ. ચક્રવર્તી સત્તાએ મનસ્વીપણે બનાવેલાં

આ દેશી રાજ્યોની પ્રજાને, ઘેનકનાલમાં ચાલી રહ્યું છે તેમ, પીસી કાઢવામાં આવતી હોય તેવે વખતે પણ પોતાને કશી નિસબત ન હોય તેમ તેમનાથી ચૂપ બેસી રહેવાય નહિ.

છાપાંમાં જોઉં છું કે ઘેનકનાલની રૈયતને કંઈક છૂટો અપાઈ છે. છાપાંની બાતમી સાચી છે કે કેમ અગર તો જે રાહત આપવામાં આવી છે તે જેને સારુ લોકો લડી રહ્યા છે અને આટલી જહેમતો ઉઠાવી રહ્યા છે તે તેમની હાજતોને પહોંચી વળે છે કે કેમ એ હું નથી જાણતો. મેં ઉઠાવેલા સવાલને અંગે એ વિગત અપ્રસ્તુત છે. મને તો લાગે છે કે, પ્રાંતિક સ્વાયત્તતા ભોગવનારા પ્રધાનો, પોતાની હદમાં આવેલાં દેશી રાજ્યોમાં ભયાનક અંધેર ચાલતું હોય તો, નૈતિક દૃષ્ટિએ તે તરફ લક્ષ આપવા અને એ સ્થિતિ અટકાવવા સારુ એમના અભિપ્રાય પ્રમાણે શું કરવું જોઈએ એ બાબતમાં ચક્રવર્તી સત્તાને સલાહ આપવાને બંધાયેલા છે, અને ચક્રવર્તી સત્તા પણ, જો તેને પ્રાંતિક પ્રધાનો જોડે મૈત્રીનો સંબંધ રાખવો હોય તો, તેમની સલાહને સહાનુભૂતિપૂર્વક સાંભળવાને બંધાયેલ છે.

બીજી એક બાબત તરફ પણ દેશી રાજ્યો અને તેમના સલાહકારો સત્વર ધ્યાન આપે એ અગત્યનું છે. તેઓ મહાસભાના નામથી ભડકે છે. મહાસભાવાદીને તેઓ બહારના, પારકા, ઇત્યાદિ ગણે છે. કાયદાની દૃષ્ટિમાં તેઓ ભલે તેવા ગણી શકાતા હોય, પણ માણસનો કાયદો જ્યારે કુદરતી કાયદાનો વિરોધી બને છે અને એ કુદરતી કાયદો જ્યારે પોતાની પૂરી અસર પાડવા લાગે છે ત્યારે મૃત થઈ પડે છે. દેશી રાજ્યોની પ્રજા તેમનાં હિતોની બધી બાબતોમાં મહાસભા સામું જુએ છે. તેમનામાંના ઘણા મહાસભાના સભ્યો છે.

શ્રી. જમનાલાલજી જેવા મહાસભાના તંત્રમાં મોટા હોદ્દાધારી પણ છે. મહાસભાની નજરમાં દેશી રાજ્યોના કે બ્રિટિશ કહેવાતા મુલકના સભ્યો વચ્ચે કશો જ ભેદ નથી. આ સ્થિતિમાં જ્યારે મહાસભા કે મહાસભાવાદીઓ ખાસ કરીને જ્યારે તે પોતે થઈને મિત્રદાવે મદદ કરવા તૈયાર હોય ત્યારે તેમની અવગણના કરવી એ ખચીત રાજ્યોના હિતને ધક્કો પહોંચાડનારું છે. તેમણે સમજવું જોઈએ કે તેમની પ્રજા તો ઘણે ભાગે મહાસભાની જ સલાહથી વર્તનારી છે. તેમને એ બીનાની પણ ખબર હોવી જોઈએ કે, આજ દિવસ સુધી મહાસભા જે બિનદખલગીરીની નીતિ પાળતી આવી તેને સારુ હું જવાબદાર રહ્યો છું. પણ મહાસભાની વધતી જતી અસર અને પ્રભાવ જોતાં અને દેશી રાજ્યોમાં ચાલતા જુલમો જોતાં એ નીતિનો બચાવ કર્યે જવો મારે સારુ અસંભવિત છે. જો મહાસભાને લાગે કે અસરકારક રીતે વચ્ચે પડવાની તેનામાં તાકાત છે, તો એવો પ્રસંગ આવ્યે અને સાદ પડ્યે તેવી રીતે વચ્ચે પડવાનો તેનો ધર્મ છે. અને રાજાઓ જો માનતા હોય કે પ્રજાનું ભલું એ તેમનું પણ ભલું જ છે, તો તેમણે કૃતજ્ઞતાપૂર્વક મહાસભાની મદદ માગવી અને લેવી જોઈએ. તેમને દેખાવું જોઈએ કે, બહુ દૂરના નહિ એવા ભવિષ્યમાં જે સંસ્થા તેમની ચક્રવર્તી સંસ્થાની જગા — મારી આશા મુજબ તો મિત્રાચારીભરી પતાવટથી — લેશે એવો રંગ દેખાય છે, તેમની જોડે મિત્રાચારીનો સંબંધ કેળવવો એ ખચીત તેમના હિતની જ વાત છે. નગારાં વાગી રહ્યાં છે. તેઓ નહિ સાંભળે?

સેવાગ્રામ, ૨૮-૧૧-૩૮

હરિજનબંધુ, ૪-૧૨-૧૯૩૮

૪૬

# રાજકોટ

રાજકોટની લડત જેટલી સુંદર રીતે શરૂ થઈ તેટલી જ સુંદર રીતે તે પૂરી થઈ છે. આ લડતના સંબંધમાં અત્યારસુધી હું લગભગ કશું જ બોલ્યો નથી. મારા મૌનનો કોઈ એ અર્થ ન કરે કે મને એમાં રસ નહોતો. રાજકોટ જોડેનો મારો નિકટ સંબંધ જોતાં એમ હોવું અસંભવિત હતું. મારા પિતા રાજકોટ રાજ્યના દીવાન હતા એ બીના ઉપરાંત મરહૂમ ઠાકોર સાહેબ (લાખાજીરાજ) મને બાપને ઠેકાણે માનતા. મારા મૌનનું બીજું એ પણ કારણ હતું કે સરદાર વલ્લભભાઈ આ લડતના પ્રાણ હતા. મારે એમનાં કે એમના કામનાં વખાણ કરવાં એ પોતાનાં વખાણ કર્યા બરાબર થાત.

રાજકોટની લડતે બતાવી આપ્યું છે કે અહિંસાની ભાવનાથી પ્રજા પૂરતી રંગાયેલી હોય તો એણે કરેલો અહિંસામય અસહકાર કેટલું કામ કરી શકે છે. રાજકોટ રાજ્યની પ્રજાએ જે સંપ, સંગઠન અને ત્યાગશક્તિ દેખાડી આપ્યાં એવાંની મને મુદ્દલ આશા નહોતી. તેમણે બતાવી આપ્યું છે કે, પ્રજા એ રાજાના કરતાં મોટી છે અને અહિંસામય લડતમાં સંગઠિત થયેલી પ્રજાની સામે એક અંગ્રેજ દીવાનનું સુધ્ધાં કશું ચાલી શકે નહિ.

ઠાકોર સાહેબને અભિનંદન ઘટે છે કે અંગ્રેજ દીવાનની સલાહ અને રેસિડેન્ટની ઇચ્છાને કોરે મૂકીને તેમણે લગામ પોતાના હાથમાં લીધી. મારી પાસેના કાગળપત્રો ઉપરથી હું જાણું છું કે રેસિડેન્ટની હૂંફ ભોગવતા સર પૅટ્રિક કૅડેલે ઠાકોર સાહેબના નોકર તરીકે પોતાની શોભા ખોઈ. પોતે ભાન ભૂલ્યા અને માલિકની જેમ વર્ત્યા. પોતે રાજ્યકર્તાની જાતિના છે અને પોતાની નિમણૂક ચક્રવર્તી સત્તાની મંજૂરીને આધીન છે, એ બીના પર એમણે મદાર બાંધી, અને પોતે ચાહે સો કરી શકે એમ માની લીધું. આ લખતી વેળાએ હું નથી જાણતો કે ડહાપણપૂર્વક નિવૃત્ત થવાનું હજુ તેમને સૂઝયું છે કે શું થયું છે. મારી પાસે પડેલા પત્રવહેવાર ઉપરથી જોઉં છું કે દેશી રાજાઓ વિચારમાં પડી ગયા છે કે ગોરા દીવાનો રાખવામાં કેટલે સુધી ડહાપણ છે. ચક્રવર્તી સત્તાએ પણ જો તેમણે કરેલી જાહેર પ્રતિજ્ઞાઓનું મનવચનથી પાલન કરવું હોય તો રેસિડેન્ટો ઉપર નજર રાખ્યે જ છૂટકો છે.

આપણે આશા રાખીશું કે દેશી રાજાઓ જેઓ હમેશ રેસિડેન્ટોનો ધાક વેઠે છે તેઓ રાજકોટના દાખલાથી જાણશે કે, જો તેઓ પોતે સીધા હશે અને જો તેમની પ્રજા સાચે તેમની ભેરે હશે તો, તેમને રેસિડેન્ટોથી કશું જ બીવાપણું નથી. તેમને સાચે જ દેખાવું જોઈએ કે ચક્રવર્તી સત્તા સીમલામાં કે વિલાયતમાં નથી વસતી પણ તેમની પ્રજાના હૈયામાં વસે છે. અહિંસક બળ ઉપર મુસ્તાક એવી કોઈ પણ જાગેલી પ્રજા શસ્ત્રધારી સત્તાઓના ચાહે તેવા સંગઠનની સામે પણ આઝાદ છે. રાજકોટની પ્રજાએ દેખાડી આપ્યા

તેવા ગુણો પ્રજા દેખાડે તો રાજકોટે ત્રણ માસમાં જે કરી દેખાડયું તે દરેક રાજ્ય કરી શકે એમ છે.

હું એવો દાવો નથી જ કરતો કે રાજકોટની પ્રજાએ એવી અલૌકિક અહિંસા કેળવી લીધી છે જે એકેએક કસોટીની સામે અમોઘ નીવડશે. પણ રાજકોટે એટલું જ બતાવી આપ્યું કે સંગઠિત થયેલી એક આખી પ્રજા સામાન્ય કોટિની અહિંસા ચલાવીને પણ કેટલું સાધી શકે છે.

આમ રાજકોટી પ્રજાએ મોટી કામગીરી બજાવી છે. અને છતાં સત્યાગ્રહીઓ તરીકે તેમની ખરી કસોટી હજુ હવે થવાની છે. જે ગુણોને બળે તેમણે આવડી જીત મેળવી તે ગુણોને જો પ્રજા સ્થાયી રૂપે ટકાવી નહિ શકે તો તેમનું કર્યુંકારવ્યું ફોક નીવડશે. આખા ભારતવર્ષમાં મહાસભાવાદીઓ વર્ષોની તાલીમથી હવે સત્યાગ્રહી સામનો કરતાં તો બધે શીખી ગયા છે, પણ રચનાત્મક અહિંસાની આવડત દેખાડવાનું તેમને સારુ હજુ બાકી છે. સવિનય ભંગમાં અવિનયની એટલે કે હિંસાની સેળભેળ ખાસી રીતે થાય અને છતાં તે સત્યાગ્રહ તરીકે વેચાય એમ બને.

પણ રચના હમેશાં કપરું કામ હોય છે. એના પડ ઉપર હિંસા ઝટ પકડાઈ જાય છે. આવી હિંસા જીતને પણ જાળમાં મૂકે અને તેને ભ્રમણા સાબિત કરે એમ બને. રાજકોટની પ્રજા જરૂરી નિઃસ્વાર્થ અને આત્મવિલોપન દેખાડશે? પોતાના અને પોતાના લાગતાવળગતાઓના ઝીણા-મોટા સ્વાર્થ સાધી લેવાની લાલચ સામે લડી શકશે? જેનું કહ્યું સૌ કોઈ ખુશીથી સહેજે માને એવી શાણી અને દૃઢ આગેવાનીની મદદથી આમપ્રજા જે કંઈ સાચે જ મેળવશે તે, સત્તાને સારુ

પડાપડી ને હોંસાતોંસી કરવા જશે તો, ખોઈ બેસશે. ખટપટ એ કાઠિયાવાડનો જાણીતો દુર્ગુણ છે. કાઠિયાવાડ જેમ શૂરાઓને નિપજાવનારી ધરતી છે તેમ તે મુસદ્દીઓની પણ ભૂમિ છે. એ વર્ગ પોતાના અંગત સ્વાર્થને આગળ ધપાવવા ઉપરાંત બીજું કશું જ જોનારો નથી. આ વર્ગની જો સરસાઈ થઈ તો રાજકોટમાં રામરાજ્યની આશા સ્વપ્નવત્ થઈ જશે. રામરાજ્ય એટલે પહેલેથી આખર સુધી ત્યાગ અને આત્મવિલોપન. રામરાજ્ય એટલે પ્રજાએ પોતાના ઉપર મૂકેલી મરજિયાત શિસ્ત. આવી રચનાત્મક અહિંસા જો રાજકોટની પ્રજા દેખાડી શકશે તો રાજકોટની પ્રભા ચોમેર ફેલાશે અને તેનો દાખલો અનુકરણીય બનશે.

તેથી રાજકોટી પ્રજા આ અવસરે આત્મગૌરવમાં અને નકામા હર્ષાવેશમાં ભાન ન ભૂલતાં પોતાની જીતને નમ્રતાનો, અંતરખોજનો, અને પ્રભુની કરુણા ભાખવાનો અવસર સમજે. હું તેમની પ્રવૃત્તિઓની ખબર રાખ્યા કરીશ, આશા રાખીશ, અને પ્રભુની પ્રાર્થના કરીશ.

બારડોલી જતાં ગાડીમાંથી, ૨–૧–૩૯

હરિજનબંધુ, ૮–૧–૧૯૩૯

૪૭

# ઔંધનું રાજ્યબંધારણ

ઔંધ રાજ્યને માટે જે નવું રાજ્યબંધારણ હમણાં ઘડાયું છે તેમાં કેટલીયે ચોંકાવનારી વસ્તુઓ છે. પણ આ નોંધમાં તો હું એમાંની મતાધિકાર અને ન્યાયની અદાલતોએ બેને જ વિષે લખવા ઇચ્છું છું.

અત્યાર સુધી હું એમ માનતો ને કહેતો આવ્યો છું કે પુખ્ત વયનું દરેક માણસ — પછી તે અભણ હો કે ભણેલું — તેને મત આપવાનો અધિકાર હોવો જોઈએ. મહાસભાના બંધારણના અમલનું નિરીક્ષણ કરતાં કરતાં મારો મત બદલાયો છે. હવે હું એમ માનતો થયો છું કે મતાધિકારને માટે અક્ષરજ્ઞાન આવશ્યક ગણાવું જોઈએ. એનાં બે કારણ છે. મત એ એક ખાસ હકરૂપ ગણાવો જોઈએ, અને તેને માટે કંઈક લાયકાત આવશ્યક મનાવી જોઈએ. સાદામાં સાદી લાયકાત એ અક્ષરજ્ઞાનની — લખતાં વાંચતાં આવડવાની — છે. અને અક્ષરજ્ઞાનવાળા મતાધિકારવાળા બંધારણ અનુસાર નિમાયેલું પ્રધાનમંડળ જો મતાધિકારથી વંચિત એવા નિરક્ષર પ્રજાજનોના હિતની કાળજી રાખનારું હશે તો અતિ આવશ્યક એવું અક્ષરજ્ઞાન જોતજોતામાં આવી જશે. ઔંધના રાજ્યબંધારણમાં પ્રાથમિક કેળવણીને મફત અને ફરજિયાત બનાવવામાં આવી છે. શ્રી. આપ્પાસાહેબે મને ખાતરી આપી છે કે ઔંધ

રાજ્યમાંથી છ મહિનાની અંદર નિરક્ષરતા નાબૂદ થાય એની કાળજી તેઓ રાખશે. એટલે હું આશા રાખું છું કે મતાધિકારને માટે અક્ષરજ્ઞાનની જે લાયકાત ઠરાવવામાં આવી છે તેની સામે ઔંધમાં કશો વિરોધ નહિ થાય.

પ્રચલિત પ્રથામાં બીજો ફેરફાર એ કરેલો છે કે નીચલી અદાલતમાં ન્યાય મફત ને અતિશય સાદો કરી નાંખ્યો છે. પણ ટીકાકારો કદાચ નારાજ થશે તે ન્યાયના આ મફતપણા કે સાદાઇથી નહિ પણ બીજી એક વસ્તુથી. તે એ છે કે વચલી બધી અદાલતો નાબૂદ કરવામાં આવી છે, અને દાવાના પક્ષકારો અને આરોપીઓનું નસીબ એક જ માણસની બનેલી વરિષ્ઠ અદાલતના હાથમાં સોંપવામાં આવેલું છે. પોણો લાખ માણસની વસ્તીમાં ઘણા ન્યાયાધીશો હોવા એ અનાવશ્યક અને અશક્ય બંને છે. અને જો યોગ્ય પ્રકારના માણસને મુખ્ય ન્યાયાધીશ તરીકે પસંદ કરવામાં આવે તો તે મોટા પગારવાળા ન્યાયાધીશોના મંડળ જેટલો જ શુદ્ધ ન્યાય આપે એ સંભવિત છે. ન્યાયનું સ્વરૂપ આમ સાદું કરવામાં કલ્પના એ રહેલી છે કે અદાલતોનું ખટપટું ને લાંબુંલચ કામ નાબૂદ કરવું, અને મોટાં કાયદાનાં થોથાં અને બ્રિટિશ અદાલતોમાં વપરાતા કાયદાના રિપોર્ટોનો ઉપયોગ પણ કાઢી નાંખવો.

બારડોલી, ૧૦-૧-૩૯

હરિજનબંધુ, ૧૫-૧-૧૯૩૯

## ૪૮

# હિંસા વિ૦ અહિંસા

ભારતવર્ષમાં આજે ઠેરઠેર હિંસા અને અહિંસાની પદ્ધતિ વચ્ચે દ્વંદ્વયુદ્ધ ચાલી રહ્યું છે. હિંસા પાણીના પ્રવાહ જેવી છે; ક્યાંકે બાકોરું પડ્યું કે તેમાંથી તેનો પ્રવાહ ભયાનક જોસથી વહેવા મથે છે. અહિંસા ગાંડી રીતે કામ કરી જ ન શકે. એ તો સંયમનનું નવનીત છે. પણ જ્યારે તે સક્રિય બને છે ત્યારે પછી ચાહે તેવડાં હિંસાનાં બળો પણ તેને જેર કરી શકતાં નથી. એ સોળે કળાએ ત્યાં જ ખીલે છે જ્યાં તેના આગેવાનોમાં કુન્દન જેવી શુદ્ધતા અને અતૂટ શ્રદ્ધા હોય છે. તેથી દ્વંદ્વમાં જો અહિંસા હારતી દેખાય તો તે કાં આગેવાનોની શ્રદ્ધા ખૂટવાથી, કાં તેમની શુદ્ધતામાં ખામી આવ્યાથી, કે બેઉ કારણે હશે. આમ છતાં અંતે હિંસા ઉપર અહિંસા જય મેળવશે એવું માનવાને કારણ જણાય છે. જે બનાવો બની રહ્યા છે તેની રૂખ એવી છે કે હિંસાની વ્યર્થતા કાર્યકર્તાઓ આપોઆપ સમજી જશે. પણ એક જાણીતા કાર્યકર્તા લખે છે :

“ સત્યાગ્રહનો સામનો કરવાની રજવાડી રીત બ્રિટિશ સત્તાના કરતાં જુદી જણાય છે. કેટલાંક દેશી રાજ્યોમાં અખત્યાર કરવામાં આવતી રીતો અતિ અમાનુષ અને જંગલી છે. આવી પશુતા સામે અહિંસા સફળ થશે ખરી? સ્ત્રીઓની ઇજ્જત આબરૂની રક્ષા કરવાની પણ શું તેમાં રજા નથી? સામાન્ય કાયદો પણ એવી

રક્ષાનો હક આપે છે, તો પછી આવા જંગલી અને અમાનુષ તંત્રનો સામનો કરવામાં એ હકનો ભોગવટો કાં ન કરવો ? આ મુદ્દાઓ ઉપર આપ ખુલાસો આપશો ?

ઉત્કલના પોલિટિકલ એજન્ટના થયેલા ખૂનને અંગે આપે પ્રદર્શિત કરેલા વિચારો મેં ફરીફરી વાંચ્યા છે. દિલગીરીની વાત છે કે તેમાં ઉત્કલનાં દેશી રાજ્યોની રૈયત પર ગુજરેલા અમાનુષ અત્યાચારોનો ઉલ્લેખ નથી. એજન્ટનું ખૂન એ દેશી રાજ્યના સત્તાવાળાઓને દયાળુ થવાને દૈવી ચેતવણીરૂપ નથી શું ? સરવાળે જોતાં, દેશી રાજ્યોની રૈયત અને પોલિટિકલ ખાતું એ બે વચ્ચે કોણ આપની સહાનુભૂતિને વધુ પાત્ર છે ? અને જે ભયાનક દમન માટે પોલિટિકલ એજન્ટ જવાબદાર હતો તેનું શું ? એજન્ટનું ખૂન કમનસીબ બીના છે એ સાચું, પણ એને સારુ કોણ જવાબદાર છે ? જો એજન્ટે ઉત્કલના દેશી રાજાઓને યોગ્ય સલાહ આપી હોત અને પોતે ભયાનક દમનમાં ભળ્યો ન હોત તો લોકો ખચીત કાબૂ ખોત નહિ.

આ બીના દેશી રાજ્યોમાં કામ કરનારા સૌને સારુ ચેતવણી-રૂપ નીવડવી જોઈએ, એ આપના કથન જોડે હું મળતો છું. પણ સત્ય અને અહિંસાના આપના જેવા મહાન ઉપદેશકે હિંદી સરકારના પોલિટિકલ ખાતાને અને ખાસ કરીને પૂર્વનાં દેશી રાજ્યોની એજન્સીને પણ દેશી રાજ્યોની પ્રજા જોડે કામ લેવામાં જંગલી રીતો ન અખત્યાર કરવા સાથેસાથે કાં ન ચેતવ્યા ? એજન્સીની કારવાઈ સાચે જ ભયાનક છે, અને પોલિટિકલ એજન્ટનું ખૂન એજન્સીની પશુતાભરી દમનનીતિની અવધિનું પરિણામ છે. અલબત એ દુર્દૈવી ઘટના છે, પણ એજન્ટ પોતે તેને સારુ જવાબદાર હતો. વળી ટોળાને હાથે મૂએલા એજન્ટ માટે સહાનુ-ભૂતિ દર્શાવીએ તો તે જ જગાએ બીજા બે — ઘણુંખરું પોલીસની હિંસાને પરિણામે — મૂઆ તેમને માટે કાં નહિ ? મને તો લાગે છે કે એજન્ટ બૅઝલગેટનું ખૂન સૌ પહેલાં હિંદી સરકારને અને

પોલિટિકલ ખાતાને તેમ જ દેશી રાજાઓને અને પછી જ આપણને ચેતવણીરૂપ છે.”

આત્મરક્ષાનો હક અલબત્ત સૌ કોઈને છે, અને તેવો જ હક સશસ્ત્ર બળવો કરવાનો પણ છે. પણ ઊંડો વિચાર કર્યા પછી મહાસભાએ એઉ ઇરાદાપૂર્વક જતા કર્યા છે. સબળ કારણોસર મહાસભાએ આમ કર્યું છે. અહિંસામાં જો આકરામાં આકરી ઉશ્કેરણી સામે પણ ટકી રહેવાનું અને હાર ન ખાવાનું સામર્થ્ય ન હોય તો તેની ઝાઝી કિંમત નથી. એની સાચી કસોટી જ ચાહે તેવડી ઉશ્કેરણી સામે ટકી રહેવાની એની શક્તિમાં રહેલી છે. સ્ત્રીઓની લાજ લૂંટાઈ હોય અને તે નજરે જોનારા અહિંસાવાદી સાક્ષીઓ હોય તો તે જીવતા ક્યાંથી રહ્યા? અને લાજ લૂંટાયાના બનાવોની પાછળથી જાણ થઈ તો તે વખતે પછી હિંસક બળના પ્રયોગનો ઉપયોગ પણ શો રહ્યો? અહિંસાની રીત તો પછી પણ કારગત થઈ શકે. અત્યાચારીઓ પર કામ ચલાવી શકાય, અગર તો પ્રજામત જેવું કશું હોય તો તેની આગળ તેમને ઉઘાડા પાડી શકાય. ગુનાખોરોને ઊકળેલા ટોળાને હવાલે કરવા એ તો જંગલીપણું જ ગણાય.

એજન્ટના ખૂનને લગતી દલીલ અપ્રસ્તુત છે. મારે કંઈ એક તરફ રાજ્યકર્તા અને પોલિટિકલ એજન્ટની અને બીજી તરફ લોકોની કારવાઈનો ન્યાય તોળવાનો નહોતો. એજન્ટની હત્યાને ખુલ્લી રીતે વખોડી કાઢવી — અને તે માત્ર સહાનુભૂતિની લાગણીને ખાતર નહિ પણ મહાસભાની ધરમૂળની નીતિના ભંગ અને હડહડતી ગેરશિસ્તભર્યા કૃત્ય માટે — એટલું જ મારે સારુ બસ હતું. રાજાઓનાં દુષ્કૃત્યોને આ કટારોમાં મેં કંઈ

થોડી વાર ઉઘાડાં નથી પાડ્યાં; પણ તે તેમના પર લોકોનો રોષ ઉતારવા નહિ, પણ એ દુષ્કૃત્યોનો અહિંસક સામનો કેવી રીતે કરી શકાય એ લોકોને બતાવવાના જ એકમાત્ર હેતુથી. ઉત્કલમાં સુંદર કાર્ય ચાલી રહ્યું હતું એ વાતનો સંગીન પુરાવો હું આપી શકું એમ છું. આ ખૂનથી ત્યાંના આંદોલનના પ્રવાહમાં વિક્ષેપ પડ્યો. રણપુર આજે ભેંકાર વગડો થઈ પડ્યું છે. નિર્દોષ દોષી સૌ કોઈ સંતાઈ લપાઈ રહ્યા છે. દમનથી બચવા તેઓ ઘર-બાર છોડી નાસી છૂટ્યા છે. એક કે બીજા રૂપમાં ત્યાં થરેરાટી બોલાવાઈ રહેલ છે એમાં શંકા નથી. અને આખા હિંદુસ્તાનને લાચારીપૂર્વક તે આજે નિહાળવું પડે છે. સત્તાવાળાઓને તેમના અમલદારોનાં — ખાસ કરીને તેઓ ગોરા હોય ત્યારે — ખૂનનો બીજી કોઈ રીતે બંદોબસ્ત કરવાની ગમ નથી. અહિંસાનો માર્ગ તેમને ધીમેધીમે નવો રસ્તો શીખવી રહેલ છે. પણ મારી દલીલને વધુ લંબાવવાની જરૂર નથી. હાથના કંકણને આરસીની જરૂર ન હોય. બેઉ રીતોનાં હિંદમાં અત્યારે પારખાં થઈ રહ્યાં છે. કાર્યકર્તાઓએ પોતાની પસંદગી કરવી રહી છે. હું જાણું છું કે ભારતવર્ષની મુક્તિ કેવળ અહિંસાને જ માર્ગે છે. જે કાર્યકર્તાઓ મહાસભામાં રહીને એથી ઊલટું વિચારે છે અગર ઊલટી રીતે વર્તે છે તેઓ પોતાને તેમ જ મહાસભાને ધક્કો પહોંચાડી રહ્યા છે.

બારડોલી, ૧૯-૧-૩૯

હરિજનબંધુ, ૨૨-૧-૧૯૩૯

૪૯

# મહાસભા અને દેશી રાજ્યો

[મુંબઈના 'ટાઈમ્સ ઑફ ઇંડિયા' ના ખાસ ખબરપત્રીએ ગઈ તા. ૨૪ મીએ બારડોલી મુકામે ગાંધીજીની મુલાકાત લીધી, અને 'હરિજન'માં ગાંધીજીએ જયપુર રાજ્ય વિષે લખતાં, જમનાલાલજી ઉપરનો મનાઈહુકમ રાજવાળાઓ ખેંચી નહિ લે તો દેશવ્યાપી મામલો ઊભો થશે, એવી મતલબનું લખ્યું હતું તે વિષે પૂછતાં ગાંધીજીએ નીચે મુજબ ખુલાસો કર્યો હતો. **—તંત્રી**]

"જમનાલાલજી જયપુરનિવાસી છતાં અખિલ હિંદના આગેવાનોમાંના છે, મહાસભા કાર્યવાહક સમિતિના સભ્ય છે, અને સ્વભાવે જ શાંતિપ્રિય છે, એ વાતનો કોઈ પક્ષ ઇનકાર નહિ કરે. તેઓ જયપુર રાજ્ય પ્રજામંડળના પ્રમુખ છે. આ મંડળ રાજ્યમાં કેટલાંક વર્ષો થયાં કામ કરતું આવ્યું છે. તેને કશી અટકાયત કરવામાં આવી નથી. એની પ્રવૃત્તિઓ બધી ખુલ્લી છે. જાણીતા ઠરેલ કાર્યકર્તાઓ તેમાં છે, જેમણે સ્ત્રીપુરુષોમાં ઘણું રચનાત્મક કામ કર્યું છે. જયપુરમાં વડો સત્તાધીશ આજે એક જાણીતો રાજદ્વારી-લશ્કરી ગોરો હાકેમ છે, જે જમનાલાલજી તથા તેમના મંડળને અંગેના મનાઈહુકમને લગતી નીતિ ઘડી રહેલ છે. જયપુરના આ વડા પ્રધાન સર બ્યુચંપ સેંટ જૉન મધ્યવર્તી સરકાર, જેની સંમતિ વિના તે જયપુર જેવા રાજ્યના પ્રધાન ન થઈ શકે, તેની ચસમપોશી વિના હાલની કારવાઈ ન જ કરતા હોય.

"જો જયપુરના સત્તાવાળાઓ અવલ દરજ્જાનો મામલો ઊભો કરે તો મહાસભાથી એટલે કે દેશ આખાથી જમનાલાલજી તથા પ્રજામંડળની વગરવાંકે ગિરફતારી અને બીજાં વીતકો ટગર ટગર ન જ જોવાય. મહાસભાના ટેકાને અભાવે જયપુરની પ્રજાના જુસ્સાને કચડી નાંખવામાં આવે, અને પોતાનામાં તાકાત છતાં તે ન વાપરતાં જો મહાસભા તેમ થવા દે, તો તે પોતાની ચોખ્ખી ફરજ ચૂકે. આ અર્થમાં મેં કહ્યું છે કે જયપુરનો અથવા કહો કે રાજકોટનો મામલો કદાચ દેશવ્યાપી થઈ પડે.

"મહાસભાની બિનદખલગીરીની નીતિ, જ્યારે રાજ્યોની પ્રજામાં જાગૃતિ નહોતી ત્યારે, મારી નજરમાં આબાદ રાજદ્વારી ડહાપણના નમૂનારૂપ હતી. એથી ઊલટું, જ્યારે દેશી રાજ્યોની પ્રજામાં ચોમેર જાગૃતિ આવી હોય અને પોતાના વાજબી હકો સ્થાપવાને સારુ લાંબાં દુઃખ વેઠવાનો તેનો નિશ્ચય હોય, ત્યારે એ જ નીતિ ચલાવવી એ નરી ભીરુતા ઠરે. જો આટલું કબૂલ હોય તો પછી આઝાદીની લડત ગમે ત્યાં ઉઠાવવામાં આવે તોપણ તેની જોડે અખિલ હિંદને નિસબત છે જ. તેથી મહાસભાને જ્યાં જ્યાં વચ્ચે પડવાની ઉપયોગિતા સમજાય ત્યાં તેણે તેમ વચ્ચે પડવે જ છૂટકો."

એકાદ રજવાડાના જ નર્યા પ્રશ્નને ખાતર એક સંસ્થા તરીકે મહાસભા અગર તો જુદા જુદા પ્રાંતનાં મહાસભા પ્રધાન મંડળો સરકાર જોડે કટોકટીનો મામલો ઊભો કરે, એ કેટલે સુધી વાજબી લેખાય, એ સવાલના જવાબમાં ગાંધીજીએ જણાવ્યું :

"ધારો કે બ્રિટિશ હિંદના કોઈ જિલ્લાનો કલેક્ટર ત્યાંના લોકોને રેંસી નાખે, તો એ પ્રશ્ન પર મહાસભા દેશવ્યાપી

મામલો ઊભો કરે એ વાજબી ઠરે કે નહિ ? જો હા કહેતા હો તો પછી મહાસભાની કારવાઈનો વિચાર કરવામાં જયપુરને એ જ ન્યાય લાગુ પડે છે. જો મહાસભાને દફતરે બિનદખલગીરીનો ઠરાવ ન હોત તો આ સવાલ ઊઠત જ નહિ એ દેખીતું છે. તેથી જ કાયદાની દૃષ્ટિએ દેશી રાજ્યો પરદેશી મુલકો જેવાં છે એમ કહ્યાને સારુ લોકોએ ઘણી વાર મને દોષ દીધો છે. હું તો દેશી રાજ્યોમાં ભ્રમણ કરનારો રહ્યો, તેથી જાણતો કે ત્યાં લોકો તૈયાર નહોતા.

"તેવી તૈયારી ત્યાંની પ્રજામાં આવતાં જ કાયદાની, બંધારણની અને એવી બધી કૃત્રિમ મર્યાદાઓ લોપ પામી. એ બધી વસ્તુઓ પોતપોતાની હદમાં ઠીક છે, પણ માનવીનું મન એ બધાં કૃત્રિમ બંધનો તોડીવછોડીને એથી ઊંચે ઊડવા લાગતાં જ પછી તે માનવી ઉન્નતિને રૂંધનારાં થઈ પડે છે. આ સ્થિતિ હું મારી આંખ સામે પ્રત્યક્ષ જોઈ રહ્યો છું. કોઈની પણ પ્રેરણા વગર મેં જાતે તત્કાળ જોઈ લીધું કે અત્યારે ચાલુ છે તે જાતની દરમ્યાનગીરી મહાસભાએ કરવી જ રહી છે. અને જો મહાસભા દેશમાં જે જાતનું નૈતિક બળ આજે બની છે તેવી ચાલુ રહેશે, એટલે કે તેની અહિંસાનીતિને પરાયણ રહેશે, તો તે એવી દરમ્યાનગીરીની મજલો એક પછી એક કાપ્યે જશે.

"લોકો કહે છે કે મારી દૃષ્ટિ બદલાઈ છે, ને વર્ષોથી હું કહેતો આવ્યો છું તેથી જુદું અત્યારે કહી રહ્યો છું. વાત એમ છે કે સ્થિતિ બદલાઈ છે; હું તો એનો એ જ છું. મારી ભાષા અને કારવાઈ વસ્તુસ્થિતિને અનુસરીને ઘડાય છે. મારી

આસપાસની સ્થિતિમાં રફતે રફતે વિકાસ થયો, અને સત્યાગ્રહી તરીકે તેનો પડઘો મારા મનમાં પડ્યો."

ખબરપત્રીએ રાજકોટ તથા વડોદરાના તાજા બનાવો તરફ ધ્યાન ખેંચતાં પૂછ્યું કે આ રાજ્યોમાં મહાસભાએ દોરેલ ધોરણ સામે લઘુમતીવાળા વાંધો ઉઠાવી રહ્યા છે તેનું શું? ગાંધીજીએ કહ્યું:

"આ બીનાઓ મારા પર અસર કરી નથી શકી. ચાલુ ઘડીને સારુ કહેવાતાં કોમી તડાં પડે એટલા કારણસર આઝાદીનાં આંદોલન ખેંચી કે રોકી ન શકાય. હું તો ઇતિહાસનું પુનરાવર્તન થતું જોઈ રહ્યો છું. હું જોઉં છું કે હારતી જતી સત્તા જીવવા સારુ વલખાં મારી રહી છે અને આપસનાં વેરઝેર ઉત્તેજી રહી છે, જેને પ્રતાપે પોતે ચાર દિવસ વધુ નભી જાય. પણ લોકોએ અહિંસાની કળા બરાબર કેળવી લીધી હશે તો એ સત્તાઓના હાથ હેઠા પડશે અને અંતે પ્રજાનો જ ડંકો વાગશે.

"દાખલા તરીકે, રાજકોટની પ્રજા આઝાદ થાય એમાં રાજકોટના મુસલમાનોનો બધો લાભ જ છે, ખોવાપણું કશું છે જ નહિ. આજે તેઓ રાજ્યકર્તાઓની નહિ પણ તેમના સલાહકારોની ખુશી પર નભે છે. કાલે તેઓ પ્રજાના કારોબારમાં ભાગીદાર બનશે, કારણ તેઓ પ્રજાનું અંગ છે. પણ રાજકોટમાં મુસલમાનો તરફનો કશો સાચો વિરોધ છે એવું હું માનતો નથી. તેમને હિંદુઓ જોડે હમેશાં મીઠો સંબંધ રહ્યો છે. મને એનો જાતિઅનુભવ છે. છેલ્લી ત્રણ માસની ઝળહળતી લડત દરમ્યાન પણ રાજકોટમાં હિંદુ-મુસલમાન વચ્ચે કશો વાદવિરોધ સાંભળ્યો નથી. તેઓ ભલે મોટી સંખ્યામાં જેલ

ન ગયા હોય, પણ એક કોમ તરીકે પ્રજાકીય આંદોલનને એમનું પીઠબળ હતું જ.

"વડોદરાની આ કમનસીબ ફિસાદને તો હું સાચે જ સમજી શક્યો નથી. હજુ એના આઘાતમાંથી મને પૂરતી કળ જ વળી નથી કે હું સ્થિતિને બરાબર સમજી શકું. આમાં પણ વડોદરા સ્વયંતંત્ર મેળવે તેમાં મહારાષ્ટ્રીઓને ખોવાપણું શું છે? પોતાની અસર કાયમ રાખવાને તેઓ પૂરતા શક્તિશાળી છે. કહેવાતી ગુજરાતી બહુમતીથી તેઓ કચડાઈ જાય તેવું છે જ નહિ. અને અધિકારની જગાઓના ટુકડાની વહેંચણમાં બહુમતીવાળા કદાચ પોતાનો ભાગ મેળવે તોયે તેમાં આઝાદીની લડતમાં ભાગ લેતા અટકી જવા જેવું મહારાષ્ટ્રીઓને સારુ શું છે? તેથી આ કજિયાનાં મૂળ તપાસ્યા વિના પણ, જ્યાં સુધી પ્રજાસેવકો અહિંસક રહેશે અને મહારાષ્ટ્રીઓએ જે કંઈ કર્યું તે બદલ તેમના પ્રત્યે કડવાશ નહિ ધરે ત્યાં સુધી, મને કશી આશંકા નથી. વડોદરાની વસ્તી ૨૫ લાખ છે, અને મહારાષ્ટ્રીઓ માંડ થોડા હજાર અને તે પણ ઘણાખરા વડોદરા શહેરમાં વસનારા છે, એ બીના લક્ષમાં લેતાં આ સવાલને ખાસ મહત્ત્વ રહેતું નથી."

હરિજનબંધુ, ૨૯–૧–૧૯૩૯

## ૫૦

# દેશી રાજ્યો

દેશી રાજ્યોમાં ચાલી રહેલી આઝાદીની ચળવળ નવી મજલમાં પગલાં માંડી રહી છે. ઇતિહાસ વળી એક વાર ભજવેલા ખેલ ભજવશે એમ લાગે છે. તાલચેર અને ધેનકનાલમાં ચાલતી દમનનીતિ સૌથી મોખરે છે. તાલચેરની કુલ ૭૫,૦૦૦ વસ્તીમાંની ૨૬,૦૦૦ બ્રિટિશ ઉત્કલમાં હિજરત કરી ગઈ છે એ બીના જેવીતેવી નથી. આ હિજરતી લોકોની હાડમારીઓની હૈયું વલોવી મૂકનારી વિગતો પ્રો૦ રંગાએ પ્રગટ કરી છે. એ હકીકતોને ઠક્કરબાપા જેવા પીઢ દયાધર્મી સમાજસેવક, જેઓ ગમે ત્યાંથી પણ દુઃખની બૂમ સંભળાતાં જ હમેશાં કુમકે દોડી જનારા છે, તેઓ ટેકો આપે છે. આ હિજરતીઓ બે માસ થયાં રણવગડે છે. મને આશા હતી કે તેઓ પાછા ઘરભેગા થવા પામ્યા હશે, પણ એમના ભાગ્યમાં હજુ શાંતિ જણાતી નથી.

આ લોકોમાં સંકટનિવારણના કામને એકલા ઉત્કલથી કોઈ રીતે પહોંચી વળાય એમ નથી. ઉત્કલ સરકાર પાસે પૈસાની છૂટ નથી. મને આશા છે કે કલકત્તાની મારવાડી સંકટત્રાણ સમિતિ આ સંકટનિવારણનું કામ ઉપાડી લેશે અને ધ્યાન રાખશે કે, સંકટગ્રસ્ત લોકોને મુખ્ય રાહત મજૂરીનાં કામ શોધી આપવાની છે.

રણપુરે એક પોલિટિકલ એજન્ટનું ખૂન કર્યું, અને પરિણામે હવે ત્યાં નિરપરાધી સ્ત્રીપુરુષોને ભોગે પોલીસ તથા લશ્કર મનગમતી મોજો માણી રહ્યાં છે. મને આશા છે કે ઉત્કલ સરકાર પૂરી મક્કમ રહેશે અને સામ્રાજ્યસત્તાને મનસ્વીપણે કામ લેવા નહિ દે. જ્યારે જ્યારે મેજર બેઝલગેટની કમનસીબ હત્યાના જેવા સંજોગો ઊભા થાય છે અને પોતાના વર્ગના કોઈ માણસને ગુમાવે છે ત્યારે સામ્રાજ્ય-સત્તાવાળા પાગલ બની જાય છે. આ હત્યાથી આપણને સમજાવું જોઈએ કે આવાં કૃત્યોથી પ્રજા કશું મેળવી શકે એમ નથી.

જયપુર રાજ્યને તો જયપુરી પ્રજા જવાબદાર તંત્રની માગણી કરતાં અને તેને લગતી લાયકાત કેળવતાં શીખે એટલું પણ ન ખપે. પછી ભલે થોડા રોજમાં એને પોતાના એક સૌથી અગ્રગણ્ય એવા પનોતા સપૂતને જીવતો દફનાવવો પડે. આની તૈયારીઓ ચાલી રહી છે.

રાજકોટમાં ઠાકોર સાહેબના સલાહકારો ઠાકોર સાહેબ પાસે તેમણે પોતાની પ્રજાને પૂરી ગંભીરતાપૂર્વક આપેલા વચનને 'અબી બોલ્યા અબી ફોક' કરાવવામાં પાછું વાળી જોતા નથી. મારી પાસે પડેલો પુરાવો જોતાં કાઠિયાવાડનાં દેશી રાજ્યોના રેસિડેન્ટનો આ વચનભંગ કરાવવામાં હાથ છે. મહાસભા અને સરદારનું નામ એને અળખામણું છે. રાજકોટમાં હિંદુ-મુસલમાન વચ્ચે તેમ જ ભાયાતો તથા પ્રજા વચ્ચે બખેડા ઊભા કરાવવાની પેરવી ચાલી રહી છે. આ લોકો વચ્ચે આટલા દિવસ કશો કજિયોટંટો નહોતો. આપણે આશા રાખીશું કે મુસલમાન ભાઈઓ અને ભાયાતો પોતાની જ આઝાદીના વેરી નહિ નીવડે. પ્રજાસેવકોનો માર્ગ સ્પષ્ટ

છે. તેમણે બધા પ્રકારના બખેડાથી તરીને ચાલવું રહ્યું છે. પ્રસંગ આવ્યે પોતાના જ ભાઈઓને હાથે ઝબે થવા તેમણે તૈયાર રહેવાનું છે. તેમણે અહિંસામય અસહકારનું શસ્ત્ર અજબ સફળતાપૂર્વક ચલાવી જોયું છે. એ જ શસ્ત્રને તેઓ અણીશુદ્ધ-પણે અને સંપૂર્ણતાએ અમલમાં મૂકે અને માત્ર મૂંગા બેસી રહે. પ્રજા માલિક છે. રાજા શું, અમલદારો શું, બધા જ પ્રજાના સેવક છે, જેમણે માલિકની મરજી ઉઠાવ્યે જ છૂટકો છે. જ્યાં પ્રજા જાગી છે, સમજી ગઈ છે અને એક વિચારે વિચારવાની અને વર્તવાની કળા શાખી ગઈ છે, ત્યાં આ સ્થિતિ અક્ષરશઃ સાચી ઠરવાની છે.

બીજાં રાજ્યોની પ્રજાને હું આસ્તેકદમ જવા વીનવું છું. જો તેઓ ધીરજ રાખશે અને પોતાના પર કાબૂ જાળવશે તો આઝાદી એમની જ છે. દરેક સ્થળે લોકો પાકું સંગઠન કરે અને પોતાનું બળ જાણે. આપસના ઝઘડાટંટા દાટી દે. આપસના કજિયાની આગમાં બેને લડાવીને પોતે ફાવવાની ત્રીજાની ભેદનીતિ પારખવાની અને તેમાં ન ફસાતાં તેનો સચોટપણે સામનો કરવાની સમજ તેમણે કેળવવી જોઈએ. પ્રજાસેવકો અને સુધારકોએ જો સાચી અહિંસા કેળવી હશે તો આ બધું સહેલ છે.

ત્રાવણકોરવાસીઓ ચેતીને ચાલે. મારી પાસે પૂરતો પુરાવો આવી પડ્યો છે જે બતાવે છે કે ત્યાં હિંદુ, ખ્રિસ્તી, ઇળવા, વગેરે કોમોને આપસમાં લડાવવાના પ્રયત્નો ચાલી રહ્યા છે. જો જવાબદાર રાજ્યતંત્ર તેમની નેમ હોય તો પોતે અમુક કોમવાળા છે એ તેમણે ભૂલી જ જવું રહ્યું છે. આખી પ્રજા એક જ અવિભાજ્ય રાજદ્વારી એકમ છે, એ એક જ એકડો

એમણે ઘૂંટવો રહ્યો છે. અને બીજું હિંસાનાં તમામ બળો ઉપર તેમણે કાબૂ જમાવવો રહ્યો છે. અહિંસાને માર્ગે આઝાદી મેળવવી હોય તો પોલીસની મદદ લીધા વિના આખા ત્રાવણકોરમાં શાંતિ જાળવવાની જવાબદારી ઉઠાવવાની તેમની તૈયારી જોઈશે. સભાઓ અને સરઘસો અજ્ઞાન આમવર્ગમાં પ્રચારકાર્યને સારુ જરૂરી છે; જેનામાં નાગરિક તરીકેની પોતાની ફરજોનું ભાન આવી ગયું છે એવી પ્રજાને સારુ તે જરૂરી નથી. અને સ્વરાજ તો જાગતાને સારુ જ છે, ઊંઘણશી અનાડીને માટે નહિ.

બારડોલી, ૨૩–૧–૩૯

હરિજનબંધુ, ૨૯–૧–૧૯૩૯

## ૫૧

# રાજકોટની લડત

રાજકોટની લડત વિષે મારે એક રીતે અંગનો નાતો કહેવાય. રાજકોટમાં જ મૅટ્રિક સુધીની મારી બધી કેળવણી થઈ, અને મારા પિતા વર્ષો સુધી ત્યાં દીવાન હતા. કસ્તુરબાઈને તો ત્યાંના લોકો પર જે વીતી રહી છે એનું એટલું બધું લાગી આવે છે કે, જોકે એની અત્યારે મારા જેટલી જ વૃદ્ધાવસ્થા છે અને જેલજીવનની હાડમારીઓ વેઠવાને તે મારા કરતાં ઘણી વધારે અશક્ત છે છતાં, તેને લાગે છે કે તેણે રાજકોટ જવું જ જોઈએ. અને આ લખાણ છપાશે તે અગાઉ કદાચ તે ત્યાં પહોંચી ગઈ હશે.

પણ હું આ લડતને ત્રાહિત દૃષ્ટિએ વિચારવા માગું છું. આ લડતને અંગે સરદારે પ્રગટ કરેલું નિવેદન એક કાયદેસરનો દસ્તાવેજ કહેવાય. એમાં એકે શબ્દ નકામો કે અસંદિગ્ધ, લેખી પુરાવાઓના આધાર વગર, લખાયો નથી.

એ દસ્તાવેજો રાજકોટના રાજ્યકર્તા અને તેમની પ્રજા વચ્ચે થયેલા પવિત્ર કોલકરારના ટાઢે કાળજે કરવામાં આવેલા ભંગનો પુરાવો રજૂ કરે છે. અને એ વચનભંગ ત્યાંના બ્રિટિશ રેસિડેન્ટની પ્રેરણાથી અને આજ્ઞાથી કરવામાં આવ્યો છે. આ રેસિડેન્ટ હોદ્દાથી વાઈસરૉય જોડે સીધો સંકળાયેલ છે.

વળી આ કોલકરાર પર એક બ્રિટિશ દીવાનની પણ સહી છે. આ દીવાનને ગુમાન હતું કે પોતે બ્રિટિશ સત્તાનો પ્રતિનિધિ હતો. રાજા પર રાજ્ય ચલાવવાની ગણતરીએ તે કામ કરનારો હતો. એટલે એ કંઈ સરદારની જાળમાં સપડાઈ જાય એવું રાચ નહોતું. તેથી, થયેલ કોલકરાર એ એક નબળા રાજાને દબાવીને કઢાવી લીધેલી વસ્તુ નહોતી. પણ બ્રિટિશ રેસિડેન્ટને તો મહાસભા અને સરદાર આવીને રાજકોટ ઠાકોર સાહેબને આમ આર્થિક પાયમાલી અને કદાચ ગાદી પણ ગુમાવી બેસવાની પરિસ્થિતિમાંથી ઉગારી લે એ ઝેર જેવું લાગ્યું. મહાસભાની આવડી લાગવગ એને માથાનો ઘા થઈ પડી. અને તેથી પોતાની પ્રજાને આપેલા વચનનો ઠાકોર સાહેબ અમલ કરે તે પહેલાં જ તેણે તેમની પાસે તેનો ભંગ કરાવ્યો. અત્યારે સરદાર પાસે જે ખબરો આવી રહી છે તે સાચી માનીએ તો અત્યારે ત્યાંનો રેસિડેન્ટ બ્રિટિશ સિંહનો લાલ લોહિયાળ પંજો બતાવી રહ્યો છે અને પ્રજાને કેમ જાણે કહી રહ્યો છે કે, "તમારો રાજા મારું રમકડું છે; મેં એને ગાદી ઉપર મૂક્યો છે અને હું એને એ ગાદી પરથી ઉતારી શકું એમ છું; એ જાણે છે કે એણે મારી ઇચ્છા વિરુદ્ધ કામ કર્યું છે, તેથી હું એનું કર્યું ન કર્યું કરીશ અને પ્રજા જોડે એણે કરેલું સમધાન તોડી નાંખીશ. અને તમે પ્રજા થઈને મહાસભા અને સરદારને પડખે ચડ્યા છો, પણ તમનેય બતાવી દઈશ કેટલી વીસે સો થાય છે તે; જિંદગી આખી નહિ ભૂલો."

રાજાને કેદીની સ્થિતિમાં મૂકી દઈને આ રેસિડેન્ટે હવે રાજકોટમાં કાળો કેર માંડ્યો છે. છેલ્લો તાર સરદારને આમ

મળ્યો છે: "બેચરભાઈ જસાણી અને બીજા સ્વયંસેવકો પકડાયા. ૨૬ જણને રાતની વેળાએ એજન્સી હદમાં કોઈ દૂરને સ્થળે લઈ જઈને ઘાતકી રીતે મારવામાં આવ્યા છે. ગામડાંમાંના સ્વયંસેવકો પર એવી જ વિતાડવામાં આવે છે. એજન્સી પોલીસે રાજની એજન્સીનો કાબૂ લીધો છે અને સદરમાં આવેલાં ખાનગી ઘરોની ઝડતીઓ લેવાય છે."

આ બ્રિટિશ રેસિડેન્ટ બ્રિટિશ મુલકમાં સવિનય ભંગની લડતના દિવસોની બ્રિટિશ અમલદારોની તાંડવલીલાઓની પુનરાવૃત્તિ કરી રહ્યો છે.

હું જાણું છું કે રાજકોટની પ્રજા જો આ બધા પાગલપણ સામે ટકી રહે, સામી પાગલ ન થઈ ઊઠે, અને નમ્રતાથી છતાં દૃઢતાથી અને બહાદુરીથી તેના પર વરસાવવામાં આવનારા જુલમો સહન કરે, તો તે જ અંતે વિજયી નીવડશે; એટલું જ નહિ પણ એથીયે વધુ કામ તે બજાવશે. તે ઠાકોર સાહેબની બેડીઓ તોડીને મુક્તિ સંપાદન કરશે. પ્રજા દેખાડી આપશે કે પોતે જ મહાસભાની છત્રછાયામાં રાજકોટની ખરી શાસનકર્તી છે. એથી ઊલટું જો પ્રજા પાગલની સામે પાગલ થઈ ઊઠશે, નિર્બળ પ્રતિકારની વાત મનમાં આણશે અને હિંસાનાં કૃત્યો કરશે, તો તેની સ્થિતિ અગાઉના કરતાં બૂરી થઈ પડશે, અને મહાસભાની છત્રછાયાથી કશું નહિ વળે. મહાસભાનું છત્ર તેને જ માટે કારગત નીવડે છે જેઓ અહિંસાના ઝંડાને સ્વીકારે છે, જેમ બ્રિટિશનું છત્ર પશુબળના અનુયાયીઓને જ મદદકર્તી નીવડે છે.

આમ જ્યારે રાજકોટની પ્રજાને રાજા તથા તેની નાનીશી પોલીસનો જ નહિ પણ બ્રિટિશ સલ્તનતના શિસ્તબદ્ધ

સમૂહોનો સામનો કરવા વખત આવે તે વખતે મહાસભાનો ધર્મ શો ?

સૌથી પહેલું અને સ્વાભાવિક પગલું તે એ કે, મહાસભા પ્રધાનમંડળ રાજકોટની પ્રજાની સલામતી તેમ જ ઇજ્જતની રક્ષા કરવી એને પોતાનો ધર્મ ગણે અને એની જવાબદારી ઉપાડી લે. નવી રાજ્યઘટનાની રૂએ દેશી રાજ્યો ઉપર પ્રધાનોને આવી કશી સત્તા નથી એ સાચું છે; પણ પ્રધાનો એક મોટા પ્રાંતનો કારભાર કરી રહ્યા છે, જેમાં રાજકોટ તો એક બિંદુરૂપે આવેલું છે. અને એ રીતે હિંદી રાજ્યઘટનાની કક્ષા બહાર પણ પ્રધાનોના હક્કો અને ફરજો રહેલાં છે જ. આનું મહત્ત્વ પણ કંઈ જેવુંતેવું નથી. ધારો કે રાજકોટમાં આખા હિંદુસ્તાનના ગુંડાઓ આવીને ભરાય, વધુ એમ પણ કલ્પના કરો કે ત્યાં બેસીને તેઓ આખા હિંદુસ્તાનભરની કારવાઈઓ ચલાવે, તો પ્રાંતિક પ્રધાનોનો ચોખ્ખો અધિકાર અને ફરજ થઈ પડે કે તેઓ ચક્રવર્તી સત્તાને તેના મુંબઈના પ્રતિનિધિ મારફત રાજકોટનો મામલો સુધારી દેવા કહેવડાવે. અને ચક્રવર્તી સત્તાએ પણ એ સ્થિતિમાં કાં તો તેમ કરવાની પોતાની ફરજ અદા કરવી રહી અથવા તો પ્રધાનોને ખોવા રહ્યા. દરેક પ્રાંતિક પ્રધાનને તેના પ્રાંતની ભૌગોલિક હદની અંદર જે કંઈ બને તે બધા જોડે નિસ્બત છે, ખાસ કરીને જ્યારે એવી કોઈ બીના તેની સુરુચિને આઘાત કરનારી હોય; પછી ભલે તે તેની કાયદેસરની હદની કક્ષા બહારની હોય. સદરહુ પ્રદેશનું જવાબદાર રાજ્યતંત્ર એ ભલે પ્રધાનોની નિસ્બતની વાત ન હોય, પણ જો ત્યાં મરકી ફાટી નીકળી હોય અગર તો કતલ ચાલે તો તે જોડે તેમને અલબત્ત

નિસ્બત છે. આમ ન હોય તો તેમનો કારભાર નર્યો દંભ અને ભ્રમ જ થઈ પડે. આમ ઉત્કલના પ્રધાનો જો તાલચેરના ૨૬,૦૦૦ હિજરતીઓને સલામતી તથા બોલવા ચાલવા કે સામાજિક તથા રાજકીય વહેવારોના ક્ષેત્રમાં હળવાભળવાની પૂરી ખોળાધરી સાથે તેમને ઘેર પાછા મોકલી ન શકે, તો તેઓ પોતાની ખુરશીઓમાં નિરાંતે ન જ બેસે. મહાસભા, જે આજે બ્રિટિશ સરકાર જોડે મૈત્રીના નાતા ઉપર છે, તેને બ્રિટિશ સરકારનાં ખંડિયાં રાજ્યો શત્રુ તરીકે અગર તો બહારના તરીકે ગણે અને તેવી રીતે તેની જોડે વર્તે એ અસહ્ય વાત છે.

પ્રજાને મળેલી સ્વતંત્રતાની સનદનો રાજકોટમાં બ્રિટિશ રેસિડેન્ટની ઉશ્કેરણીથી થયેલો આવો હડહડતો ભંગ એવો મહાઅન્યાય છે કે વહેલામાં વહેલી ઘડીએ તેનું પરિમાર્જન થવું જોઈએ. આખા શરીરને કોરી ખાનાર ઝેરના જેવી એ વસ્તુ છે. નામદાર વાઈસરૉય રાજકોટના મામલાનું મહત્ત્વ ઓળખીને આ ઝેર નાબૂદ કરશે?

બારડોલી, ૩૦–૧–૩૯

હરિજનબંધુ, ૫–૨–૧૯૩૯

## ૫૨

# મારી કેફિયત

રાજકોટ તથા જયપુરને લગતાં મારાં લખાણોના ટીકાકારોએ એવો આરોપ કર્યો છે કે તેમાં મારે હાથે અસત્ય તથા હિંસાના દોષ થયા છે. આનો મારે તેમની આગળ ખુલાસો કરવો રહ્યો છે. આ અગાઉ મારા ઉપર આવા આરોપો થયા છે. હું જાહેર જીવનમાં પડ્યો ત્યારથી જ થતા આવ્યા છે. પણ મને કહેતાં ખુશી ઊપજે છે કે, તેમાંના ઘણાખરા ટીકાકારોને પાછળથી કબૂલ કરવું પડ્યું છે કે અસત્યકથન કે હિંસાભરી ભાષાના દોષ મારે હાથે થયા નહોતા અને મેં જે કંઈ કહેલું અગર લખેલું તે મેં મારી માન્યતાને અનુસરીને કશા દ્વેષભાવ વગર નિખાલસભાવે કરેલું હતું. આજે પણ એ જ સ્થિતિ છે. મારી જવાબદારીનું મને પૂરેપૂરું ભાન છે. મારાં વચનોમાં મારાં ઘણાં દેશવાસી સ્ત્રીપુરુષો અનન્ય શ્રદ્ધા ધરાવે છે એ હું જાણું છું.

મારાં નિવેદનોની સાબિતીના પુરાવા ક્યાં છે એવો ટીકાકારોનો સવાલ છે. મેં તે આપ્યા છે. રાજકોટના રેસિડેન્ટે મહાસભા વિષે તથા સરદાર વિષે કાઢેલા ઉદ્‌ગારો સરદારે તેમના નિવેદનમાં ટાંક્યા છે. રેસિડેન્ટ વચ્ચે અને ઠાકોર સાહેબ તથા સર પેટ્રિક કૅડેલ સહિત તેમની કાઉન્સિલના સભ્યો વચ્ચે ચાલેલી મસલતનું ટિપ્પણ મારી પાસે છે. એ

બહુ લાંબું હોવાથી પ્રગટ કર્યું નથી, પણ જરૂર પડ્યે પ્રગટ થશે.

જેને મેં ગોઠવણપૂર્વકની સંગઠિત ગુંડાગીરી કહી છે તેને લગતી હકીકતો અપાઈ ચૂકી છે. રેસિડેન્ટને હું તેમાં સામેલ ગણું છું, કારણ એણે એજન્સી પોલીસ રાજકોટ રાજ્યને આપી છે, અને તેથી તેનાં માણસો ત્યાં જે કંઈ ચલાવી રહ્યાં છે તે બધા માટે તે જવાબદાર ગણાવો જોઈએ. તે જ પ્રમાણે જયપુરમાં જે કંઈ ચાલી રહ્યું છે તેને સારુ ત્યાંનો અંગ્રેજ વડો પ્રધાન જવાબદાર છે. જયપુરમાં જમનાલાલજી જેટલી વાર વતનમાં દાખલ થવાનો પોતાનો કુદરતી હક બજાવવાની હિમ્મત કરે છે તેટલી વેળા એમને ફૂટબૉલની માફક જે રીતે આમથી તેમ ધક્કે ચડાવી જયપુર બહાર કાઢવામાં આવે છે તેમાં લાજમરજાદ બધી છાપરે ફેંકવામાં આવી છે. આ બધી કારવાઈઓને હું યથાર્થ રૂપમાં રજૂ કરું તો તેમાં મેં હિંસામય ભાષા વાપરી એમ ન ગણાવું જોઈએ. જો કાઠિયાવાડ રેસિડેન્ટ પ્રત્યે અગર તો જયપુર વડા પ્રધાન પ્રત્યે મારા હૈયામાં દ્વેષભાવ હોય તો જ મેં હિંસાદોષ કર્યો ગણાય. સત્ય અને અહિંસાના પૂજારી તરીકે, બૂરાં કામ કરનારા પ્રત્યે દ્વેષભાવ ધર્યા વગર નિર્ભયપણે ઉઘાડું સત્યકું રજૂ કરવું, એ મારું કામ છે. મારી અહિંસા કડવી ગોળીને પડ ચડાવવાનું જરૂરી નથી ગણતી.

તેથી મારાં તાજેતરનાં લખાણો ઉપરથી મારા પર કરવામાં આવેલા જાતિદ્વેષના આરોપનો મારે ઇનકાર કરવો રહ્યો છે. નગ્ન સત્યને છાવરવાથી અગર તો લેબાસ પહેરાવીને રજૂ કરવાથી લોકોને હિંસાના માર્ગથી હું ન જ વાળી શકું.

હું તો તેમને સાફ કહીને, અને તેથીયે વધુ મારા પ્રત્યક્ષ વર્તનથી એ વાતનો અમલ કરી બતાવીને જ, તેમને વાળી શકું કે બુરાઈ કરનારનું, તેનાં કરતૂકો ગમે તેટલાં ભૂંડાં અને વસમાં હોય તોપણ, ભલું ચિંતવવું એ સાચો જ નહિ બલ્કે એ જ વધુ લાભનો પણ માર્ગ છે.

રાજાઓને રક્ષણ આપવાની ચક્રવર્તી સત્તાની ફરજ રહેલી છે એ ભલે, પણ એ રાજાઓની હકૂમત હેઠળ વસનારી પ્રજાને રક્ષણ આપવાની પણ એ સત્તાની તેટલી જ ફરજ છે. મને તો લાગે છે કે ચક્રવર્તી સત્તાની એ પણ ફરજ છે કે, જ્યારે એમ સાબિત થાય કે કોઈ રાજ્યકર્તા રાજકોટમાં બન્યું તેમ પોતાની પ્રજા જોડે વિશ્વાસઘાત કરી રહેલ છે, અથવા તો જયપુરમાં થયું છે તેમ એવું સાબિત થાય કે એની પ્રજાને સામાન્ય પ્રજાજનના હકો ભોગવવાની પણ બંધી કરવામાં આવી છે, એના એક પ્રજાજનને આમથી તેમ ધક્કે ચડાવવામાં આવે છે અને એને ન્યાયને સારુ અદાલતો સન્મુખ જઈને ઊભવાની પણ રાહત મળતી નથી — ત્યારે ચક્રવર્તી સત્તાની ફરજ છે કે એવા રાજ્યકર્તાઓને મદદ આપવી બંધ કરવી. ભારતવર્ષનાં દેશી રાજ્યોમાં અત્યારે જે ચાલી રહ્યું છે તે ઉપર તો હું જેમ જેમ વધુ વિચાર કરું છું તેમ તેમ મને લાગે છે કે, જો દેશી રાજ્યોમાં ચાલી રહેલા ધાગડધિંગાને ચક્રવર્તી સત્તા વચ્ચે પડયા વગર ટગર ટગર જોયા જ કરવાની હશે તો, આ દુખિયારા દેશને માટે હું અંધકારમય ભવિષ્ય સિવાય બીજું કશું જોતો નથી. કારણ રાજકોટ કે જયપુરમાં બની રહ્યું છે તે બીજાં રાજ્યોમાં જે બનવાનું છે તેની વાનગી માત્ર છે.

બિકાનેર નરેશે રાજાઓને સંગઠિત પગલાં લેવા કહ્યું એ બરાબર હતું. માત્ર તેમણે દોર્યો તે માર્ગ અવળો હતો. 'લાતો અને લાલચો'ની નીતિ દેશી રાજાઓને અંતરિયાળ રાખશે. તેમણે ઝેર ઝઘડાની આગાહી કરી છે. દેશી રાજ્યોની પ્રજા રાજાઓની પેઠે સંગઠિત લડત ભલે ન આપી શકે, પણ રાજાઓ સુધ્ધાં બીજાં રાજ્યોની કે બ્રિટિશ હદની પ્રજાને હવે પરદેશી તરીકે નહિ જ લેખી શકે. દેશી રાજ્યોની પ્રજા એટલી જાગી છે કે બધા રાજાઓની તમામ સંગઠિત કારવાઈ સામે તે ટક્કર ઝીલશે.

હરિજનબંધુ, ૧૨–૨–૧૯૩૯

## ૫૩

# લીંબડીની અંધેરશાહી

લીંબડી કાઠિયાવાડમાં આવેલું દેશી રાજ્ય છે. તે પ્રગતિમાન રાજ્ય કહેવાતું. ત્યાંના કાર્યકર્તાઓને ઓળખવાનું સદ્‌ભાગ્ય મને છે. તેઓ શાણા, સેવાભાવી અને પરિશ્રમી છે. ઘણાં રાજ્યોમાં થયું તેમ લીંબડીમાં પણ ભારે લોકજાગૃતિ આવી. કાર્યકર્તાઓ તેમના પ્રગતિશીલ યુવરાજ માટે ભારે અભિમાન લેતા. પણ હવે તેમને ખબર પડી છે કે આ યુવરાજે પશ્ચિમના દેશોની હુકમશાહીઓની ઢબના કેટલાક વિચિત્ર ખ્યાલો કેળવ્યા છે. નાનું સરખું લીંબડી શહેર આખું પ્રજાકીય કાર્યકર્તાઓ ખૂંદી વળે તેમાં યુવરાજને વાંધો નથી, પણ ગામડાંમાં તેમાંનો કોઈ પગ મૂકે તે તેમને ન ખપે. ગામડાંમાં આ યુવરાજને કોઈની પણ દખલગીરી વગર પોતાને મનગમતા અખતરા કરવા છે. લીંબડીના કાર્યકરોએ માન્યું કે ગામડાંની પ્રજામાં કામ કરવાનો યુવરાજના જેટલો જ તેમને પણ હક છે, ખાસ કરીને એ કારણસર કે ગામડાંની જનતા જોડે તેમનો સંબંધ બંધાયેલો છે. આથી તેમણે ગામડાંમાં જવાની હિમ્મત કરી. તેનું પરિણામ નીચે આપેલા ઉતારામાં વર્ણવ્યું છે:

"લાઠીઓ, ધારિયાં, ગામઠી બંદૂકો, તલવારો, કુહાડીઓ, વગેરેથી સજ્જ થયેલા ઓછામાં ઓછા ૮૦ માણસો ૫મી તારીખ (ફેબ્રુઆરી)ની મધરાતે પાણશીણા ગામ પર તૂટી પડયા. ત્રણથી

પાંચ જણની ટુકડીઓએ ઝાંપા રોકચા. વીસની બે ટુકડીઓ ગામમાં ફરી વળી અને પ્રજામંડળના કાર્યકર્તાઓનાં તેમ જ તેની પ્રવૃત્તિઓ જોડે સહાનુભૂતિ ધરાવનારાઓનાં ઘરો લૂંટને સારુ શોધી કાઢ્યાં. સૌથી પહેલાં પ્રજામંડળની ઑફિસે જઈ તેને બહારથી સાંકળ મારી, જેથી અંદર સૂતેલા સ્વયંસેવકો બહાર નીકળી ન શકે. પછી એક ટોળી ગામના પ્રમુખ વેપારી અને પ્રજામંડળના કાર્યકર્તા શ્રી. છોટાલાલને ઘેર પહોંચી અને તેમને તથા તેમનાં પત્નીને ઘાતકી રીતે માર માર્યો. બાઈને ગંભીર ઈજાઓ થઈ છે અને ગુહ્ય ભાગો પર પણ ઈજાઓ છે. પ્રજામંડળની સ્થાનિક શાખાના પ્રમુખ પર તલવારનો હુમલો થયો અને જખમથી તેમનું ફેફસું વીંધાયું છે. આશરે ૩૦ માણસોને ગંભીર ઈજા થઈ છે. આગળ પડીને પ્રજામંડળનું કામ કરનારા સભ્યોનાં ૧૦–૧૨ ઘરોમાંથી મળીને લગભગ રૂા. ૬૦,૦૦૦ ની મતા લૂંટી ગયા છે. ધાડપાડુઓએ લગભગ બે કલાક સુધી હવામાં તેમ જ ઘરો તરફ તાકીને બંદૂકોના ભડાકા કરવાનું ચાલુ રાખ્યું હતું.

અહીંથી પછી બે ગાઉ પર રળોલ ગામે ગયા. ત્યાં પણ એ જ કર્યું. પ્રજાચળવળ જોડે સહાનુભૂતિ ધરાવનારા ત્રણ સોની તથા એક વણિકને ગંભીર ઈજાઓ થઈ છે અને રૂ. ૧૦,૦૦૦ જેટલી કિંમતનો માલ લૂંટાયો છે. સિયાણીમાં આજે જેચંદ વાલજી નામના વાણિયા ઉપર છરીનો હુમલો થયો છે અને ચાર જગાએ જખમ પડચા છે. તેની બહેનને પણ માર પડચો છે.

ધાડમાં રાજ્યના અમલદારોનો હાથ હોવાની શંકા લેવાને લોકો પાસે સબળ કારણો છે. ધાડપાડુમાંના કેટલાકને રાજ્યના પગી તેમ જ પસાયતાઓ તરીકે લોકોએ ઓળખ્યા હતા. રાજ્યના પગી પસાયતાઓ પ્રજામંડળના કાર્યકરોને તેમ જ સહાનુભૂતિ ધરાવનારાઓને ગયા અઠવાડિયાથી ધમકીઓ આપી રહ્યા હતા કે, તેમને લૂંટવામાં તેમ જ મારવામાં આવશે. આઠેક મોટરોમાં તથા બે મોટર ખટારાઓમાં લૂંટેલો માલ ઉપાડી ગયા. આ બધી

મોટરો ખાનગી શખસોએ પૂરી ન જ પાડી હોય. બે કલાક હવામાં ગોળીબાર કર્યા તેટલાં કારતૂસ પણ ખાનગી માણસ પાસેથી ન મળી શકે. રાજ્યની પોલીસે હજુ કશી તપાસ શરૂ કરી નથી. પંચનામાં પણ નથી કર્યાં. કશી દાક્તરી મદદ રાજ્યે લીંબડીથી મોકલી નથી. ઠાકોર સાહેબ પાસે ગયા છતાં તેમણે કશું સખત પગલું લીધું નથી. બીજાં ગામડાંમાં પણ રાજ્યના પસાયતાઓ આવી જ ધાડોની ધમકી આપી રહ્યા છે.

આ અગાઉ બનેલા ગુંડાગીરીના બનાવો શંકાને સબળ કરે છે. જાંબુ ગામે ભક્તિબાની મોટર પર મુખીઓએ હુમલો કરેલો, સિયાણીમાં પ્રજામંડળની મોટર તોડી નાંખેલી, ને તેના ડ્રાઈવર તથા કાર્યકર્તાને માર મારેલો. રાસકા ગામે પ્રજામંડળના સભ્યોને માર પડેલો. સિયાણી ગામે સ્વયંસેવકોના ઉપરીને ગામપસાયતાએ ખૂનની આપેલી ધમકી, અને એ ગામમાં ડાંગો, ધારિયાં તેમ જ છરીઓ લઈને ફાવે તેમ ફરતા ત્રીસ જેટલા ગુંડાઓ — આવી આવી કેટલીયે બીનાઓ પરથી અહીંયાં શંકા નથી રહી કે તાજેતરમાં ચાલુ થયેલી પ્રજાકીય ચળવળને દાબી દેવા રાજ્યે સંગઠિત ગુંડાગીરી ચાલુ કરી છે. કેટલીયે વાર ઠાકોર સાહેબનું આ બનાવો તરફ ધ્યાન ખેંચ્યું પણ ફોગટ. છેલ્લી ધાડના કૃત્ય સામે નગરશેઠ લાલચંદભાઈ, તેમ જ શ્રી. દુર્લભજી ઉમેદચંદ, અમૂલખ અમીચંદ જેવા આગેવાન શહેરીઓ સાથે ૪૦૦ થી ૫૦૦ લોકોએ ઉપવાસ આદર્યા છે ને રાજમહેલ સામે રાતદિવસને સારુ બેઠા છે. આજ સવારથી બીજા ત્રણેક હજાર લોકો જોડાયા છે. રાજ્ય સામે પ્રજાનો પુણ્યપ્રકોપ ઊકળી ઊઠ્યો છે. પ્રજા અદ્દ્ભુત અહિંસાવૃત્તિ દાખવી રહેલ છે અને ગમે તે આફતનો સામનો કરવા તૈયાર છે.”

તેમણે તેમની પ્રજા પરિષદનું અધિવેશન ભરવાની જાહેરાત કરવાની પણ હિમ્મત કરી, અને તેનું પરિણામ મારા ઉપર આવેલા નીચલા તારમાં વર્ણવવામાં આવ્યું છે :

"પ્રજા પરિષદની બેઠક આવતી કાલે છે. તેને તોડી પાડવા સંખ્યાબંધ ગુંડાઓને લીંબડીમાં આણવામાં આવ્યા છે. લોકોનું માનવું છે કે રાજ્યના અધિકારીઓનો આમાં હાથ છે. આવી શંકાને સારુ સબળ કારણો છે. શહેરમાં બધે આખો દિવસ લાઠીઓ, ખુલ્લી તલવારો, બંદૂકો અને ધારિયાં લીધેલા ગુંડાઓનાં સરઘસ ઘૂમી રહ્યાં છે. તેમાંના કેટલાકે અમુક સ્ત્રીઓ પર હુમલો કરવા પ્રયત્ન કર્યો. પ્રમુખ વેપારી મુંબઈવાળા શેઠ અમૂલખ અમીચંદ વચ્ચે પડયા અને 'સ્ત્રીઓને ન મારો, જોઈએ તો મને મારો' એમ કહ્યું. શેઠ દુર્લભજી ઉમેદચંદ તથા ભગવાનલાલ હરખચંદ પણ છ સ્વયંસેવકો સાથે પહોંચી ગયા. આ સ્વયંસેવકોને લાકડીઓનો માર પડચો. બીજે એક ઠેકાણે ગુંડાઓએ ભાવનગરવાળા વકીલ પ્રહ્લાદરાય મોદીને પકડચા અને જ્યારે ખાતરી કરી લીધી કે તેઓ પ્રજામંડળના સભ્ય નથી ત્યારે જ તેમને છોડચા. ભોગીલાલ ગાંધીને ઉઘાડી તલવાર લીધેલા ગુંડાઓએ ખૂન કરવાની ધમકી આપી. મનુભાઈ ઠાકરને ડાંગનો ફટકો પડચો. ગુંડાઓ પ્રજામંડળ ઑફિસ સામે બુમરાણ મચાવી રહ્યા છે. સિયાણીવાળા ટપુભા, જેઓ રાજ્યના નોકર છે અને જેમણે બે દિવસ પહેલાં એ ગામમાં પ્રજામંડળના સ્વયંસેવકોને માર્યા હતા, તેમની સરદારી હેઠળ સ્થાનકવાસી ભોજનશાળા જ્યાં ગામડાંઓમાંથી પરિષદ માટે આવેલા ખેડૂતોનો ઉતારો છે, તેની બહાર બુમરાણ મચાવી રહ્યા છે. જે કોઈ બહાર આવે છે તેને ઠાર કરવાની ધમકી આપી રહ્યા છે. ગુંડાટોળીઓ રસ્તાઓ પર ફરી રહી છે. ઘેરો નંખાયો હોય અને રાજ્યે લશ્કરી કાયદો જારી કર્યો હોય એવી સ્થિતિ વર્તી રહી છે. આને સારુ રાજ્ય જવાબદાર છે એમ લોકો માને છે. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ નારુભાને આમાંના કેટલાક જોડે વાતો કરતા પ્રતિષ્ઠિત લોકોએ જોયા છે. ઘણા લોકોને ગામડાંમાંથી બળજોરીએ આણ્યા છે, અને શહેરના રસ્તાઓ પર ફરતાં ગુંડાઓનાં સરઘસોમાં તેમને પરાણે ફેરવી રહ્યા છે. પ્રજા અદ્ભુત અહિંસા

જાળવી રહી છે અને પરિષદ ભરવાનો હક ભોગવવાને અંગે ગમે તેટલું વેઠવાના નિશ્ચયમાં મક્કમ છે.”

પાછળથી મળેલી ખબરો પરથી મેં જાણ્યું છે કે, દરબારસાહેબ તથા ભક્તિબાને ઉપલા તારમાં જણાવેલા લોકોએ ઘેરી લીધાં હતાં ને બન્નેને સાધારણ ઈજા થઈ હતી. આટલું કરીને ગુંડાઓએ પરિષદની બેઠક અટકાવ્યાનો ઘડી વાર સંતોષ મેળવ્યો.

આ તારના સંદેશાઓને ન માનવાનું મને કશું કારણ નથી. બીનાઓની જે ભરચક વિગતો તેમાં આપેલી છે તે ખાતરી ઉપજાવનારી છે. વળી જેમણે તે મોકલી છે તેમને હાથે જાણીજોઈને અતિશયોક્તિભરી કે બનાવટી વાત મોકલવાનો દોષ થવો હું અસંભવિત માનું છું.

આ બધી અંધેરશાહી છતાં, જો સત્યાગ્રહીઓ ફના થઈ જવાની તૈયારીવાળા હશે અને પ્રજામતના સાચા પ્રતિનિધિ હશે, તો અંતે જીત એમની જ છે. બહારની પ્રજાનું તેમને પીઠબળ મળશે. ચક્રવર્તી સત્તા પણ, શ્રી. પ્યારેલાલે લી વોરનરના ગ્રંથના ઉતારા પ્રગટ કરીને સચોટ રીતે પુરવાર કરી આપ્યું છે તેમ, તેમને મદદ આપવાને રાજ્યો જોડેના મૈત્રીના કોલકરારોની રૂએ બંધાયેલી છે. પણ સત્યાગ્રહીઓ જાણી લે કે સાચી મુક્તિનો ઉગમ અંતરમાં છે. એ અંતરાત્માની રક્ષા કરવી હશે અને જન્મસિદ્ધ હક એવી સ્વતંત્રતા મેળવવાનો તેમનો નિરધાર હશે તો તે સારુ તેમણે પોતાનું સર્વસ્વ હોમવું પડશે.

સેવાગ્રામ, ૨૭–૨–૩૯

હરિજનબંધુ, ૨૬–૨–૧૯૩૯

## ૫૪

# વિષ્ટિને કાજે

સત્ય અને સુલેહને ખાતર વર્ધાથી રાજકોટ ભણી નીકળતી વેળાએ તા. ૨૫–૨–૩૯ ને રોજ ગાંધીજીએ નીચેનું નિવેદન કર્યું છે :

“રાજકોટ સ્ટેટ કાઉન્સિલના પ્રથમ સભ્ય અને મારી વચ્ચે નીચે મુજબ તારવહેવાર થયો હતો :

વર્ધા, તા. ૨૦–૨–૩૯ : સાંભળું છું કે રાજકોટ જેલના સત્યાગ્રહી કેદીઓ સરધારના કેદીઓ પ્રત્યે થતા અમાનુષી વર્તાવને કારણે ઉપવાસ કરી રહ્યા છે. કાંઈ ખુલાસો કરી શકશો ? — ગાંધી

રાજકોટ, તા. ૨૧ : આપનો તાર મળ્યો. કાલે હું જાતે સરધાર જઈ આવ્યો. કેદીઓ પ્રત્યેના ગેરવર્તાવની વાત બિલકુલ સાચી નથી. — કાઉન્સિલના પ્રથમ સભ્ય

વર્ધા, તા. ૨૨ : તાર માટે આભાર. ઉપવાસ વિષે તમે ચૂપ છો. અત્યાચારો વિષે વળી લાંબો તાર મને મળ્યો છે તે ન માનવો મુશ્કેલ છે. મારે પોતે આમાં ઝંપલાવવું જોઈએ એમ મારો અંતરાત્મા રોજ રોજ વધુ જોરથી મને કહેતો જાય છે. ઠાકોર સાહેબે કરેલા વિશ્વાસભંગની વેદના સાથે અત્યાચારની આ વધતી જતી બાતમીઓ મને અસહ્ય થતી જાય છે. ઠાકોર સાહેબને કે કાઉન્સિલને મૂંઝવવાનો

મારો ઇરાદો નથી. રાજકોટનો મિત્ર હોવાનો દાવો કરતા એક વૃદ્ધ માણસનું કહ્યું સાંભળવા વીનવું છું.—ગાંધી

રાજકોટ, તા. ૨૩: સરધાર જેલના કેદીઓ સાથે ગેરવર્તાવના આક્ષેપોમાં છાંટાભાર સત્ય નથી. આખી વાત કેવળ ઉપજાવી કાઢેલી છે. રોજનો ખોરાક, બિછાનાં, બધો જ કાર્યક્રમ લગભગ રાજકોટ જેલની ઢબે જ ગોઠવાયેલો છે. આ ખબર અહીંના જેલના ઉપવાસ ઉપર ગયેલા કેદીઓને મેં લખી આપી છે. ખાતરી આપું છું કે વાજબી વર્તાવ માટે મનુષ્યથી શક્ય તેટલું બધું કરવામાં આવે છે. મહેરબાની કરી ચિંતા ન કરશો.—પ્રથમ સભ્ય

વર્ધા, તા. ૨૪: જો બધા અહેવાલો નર્યા બનાવટી જ હોય તો તે મારે માટે અને મારા સાથીઓ માટે ગંભીર છે. તેમાં વજૂદ હોય તો રાજ્યના અમલદારોને સારુ ભારે લાંછનરૂપ છે. દરમ્યાન ઉપવાસો ચાલુ છે. મારી ચિંતા અસહ્ય છે. તેથી આવતી કાલે રાત્રે દાક્તરી પરિચારિકા, મંત્રી અને ટાઈપિસ્ટ એમ ત્રણ જણ સાથે રાજકોટ માટે નીકળવા ધારું છું. હું સત્યની શોધમાં અને સુલેહ કરનાર તરીકે આવું છું, પકડાવાના હેતુથી નહિ. વસ્તુસ્થિતિ જાતે જોવાની મારી ઇચ્છા છે. મારા સાથીઓ જો બનાવટી વાતો ઊભી કર્યાના દોષી હશે તો હું તેનું પૂરતું પ્રાયશ્ચિત્ત કરીશ. ઠાકોર સાહેબને પણ પ્રજા જોડે કરેલો વિશ્વાસઘાત સમારવા સમજાવીશ. લોકોને દેખાવો ન કરવા હું જણાવીશ, અને રાજકોટમાં મારો પ્રયત્ન ચાલે તે દરમ્યાન પ્રજાનો તેમ જ બહારથી આવનારાનો સત્યાગ્રહ મોકૂફ રાખવા સરદારને હું કહું છું. જો દૈવયોગે ઠાકોર સાહેબ અને તેમની કાઉન્સિલ સુધારા સમિતિના

સભ્યોનાં નામોના ફેરફાર પૂરતો અપવાદ રાખી આખું કરારનામું જેમનું તેમ સ્વીકારે, કેદીઓને છોડે ને દંડ પાછા આપે, તો હું મારી મુસાફરી અલબત રદ કરીશ. સભ્યોના ફેરફાર સિવાય બાકી બધી બાબતમાં પૂરી સત્તા આપીને કોઈ પણ અમલદારને તમે મોકલી શકો છો. સરદારે નીમેલા સભ્યોની બહુમતી એ શરત કાયમ રહેશે. પ્રભુ ઠાકોર સાહેબનો અને તેમના કાઉન્સિલરોનો માર્ગદર્શક થાઓ. હું તાકીદના તારની આશા રાખું?— ગાંધી

રાજકોટ, તા. ૨૪: તમારા તાર પછી તમને ખબર મળી હશે કે ગઈ રાતે ઉપવાસ છૂટ્યા છે. ઉપવાસમાં વજૂદ નહોતું એની ખાતરી તમને નાનાલાલ જસાણી અને મોહનલાલ ગઢડાવાળાએ મોકલેલા તારથી થઈ હશે. પોતાની તરફથી કોઈ જાતનો વિશ્વાસભંગ થયો છે એમ ઠાકોર સાહેબ માનતા નથી. સર્વ પ્રતિનિધિઓની સમિતિ શાંત વાતાવરણમાં કાર્યનો આરંભ કરી શકે, જેથી સમિતિની ભલામણોનો પોતે પૂરેપૂરો વિચાર કરીને જરૂરી લાગે તે સુધારા બનતી તાકીદે દાખલ કરી શકે, એ સારૂ ઠાકોર સાહેબ ઇન્તેજાર છે. તેમને ખાતરી છે કે આ સંજોગોમાં તમે અહીં આવ્યેથી કશો ઉપયોગી હેતુ નહિ સરે. ઠાકોર સાહેબ ફરી તમને ખાતરી આપવા ઇચ્છે કે કોઈ પ્રકારનો અત્યાચાર કે ત્રાસ વર્તાવવામાં આવ્યો નથી અને આવશે નહિ.— પ્રથમ સભ્ય

વર્ધા, તા. ૨૫: મારી અંતરની આજીજીનો જવાબ તમારા તારમાં નથી. હું આજે શાંતિ અર્થે રાજકોટ આવવા નીકળું છું.— ગાંધી

આ તારો પોતાની કથની પોતે જ કહે છે. ઉપવાસ છૂટયા જાણી મને આનંદ થયો. ચિંતાનું એક કારણ તેથી દૂર થાય છે. પરંતુ જૂઠાણાનો આક્ષેપ ઊભો રહે છે. રાજકોટના કાર્યકર્તાઓને હું અંગત નાતે પિછાનું છું. સત્તાવાળાઓ સામે અત્યાચારનો કેસ ઊભો કરવા માટે તેમણે જો જૂઠાણાનો આશરો લીધો હોય તો તેમણે અને મારે પૂરું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. બીજાં દેશી રાજ્યોની જેમ રાજકોટની લડત પણ આઝાદીની લડતનું એક અંગ છે. એકબીજા સામે કાદવ ઉછાળવાથી કાર્યની પ્રગતિ થતી નથી. સત્યની શોધ તો થવી જ જોઈએ.

પ્રથમ સભ્યનો તાર વિશ્વાસઘાતના આક્ષેપનો ઇનકાર કરે છે. આથી હું દિઙ્મૂઢ બનું છું. આ ઇનકારનો અર્થ જ મને સમજાતો નથી. કરાર થયા તે દિવસની જાહેરાતની અને સરદાર સાથેના ભંગાણની જાહેરાતની સાદી ભાષા વાંચી જોનાર હરકોઈ બેઉ વચ્ચેનો સ્પષ્ટ વિરોધ સમજી શકે એમ છે.

મેં એમ પણ સૂચવ્યું છે કે રાજકોટના રેસિડેન્ટ આ વિશ્વાસઘાતને માટે જવાબદાર છે. આ આક્ષેપ કરવામાં મેં ઉતાવળ કરી છે, ને આ વસ્તુને બીજી બાજુ છે, એવી ટીકા થઈ છે. એમ હોય તો તે બીજી બાજુ સમજી લેવાની મારી ફરજ છે. આથી હું રેસિડેન્ટને પણ મળવા પ્રયત્ન કરીશ, અને મેં તેમને અન્યાય કર્યો છે એમ મને લાગશે તો હું તેમની જાહેર માફી માગીશ. વળી પરસ્પરના આક્ષેપોની વચ્ચે લોકોની વેદના ચાલુ રહેવા દેવી એ મારે માટે યોગ્ય નથી. તેથી ઓછામાં ઓછું રાજકોટ જઈ, સત્ય શું છે તે જોઉં,

અને મને તો જે છચોકનો વિશ્વાસઘાત લાગ્યો છે તે સુધારી લેવા ઠાકોર સાહેબને વીનવું, સિવાય કે એ આક્ષેપનો ઇનકાર વાજબી ઠરે.

વળી અત્યાચારો વિષે કાર્યકર્તાઓએ કરેલાં વિધાનો જો સાચાં હોય, તો મનુષ્યની હેવાનિયતનાં આવાં ભૂંડામાં ભૂંડાં પ્રદર્શનોને ટાળવાનો કોઈ માર્ગ ખોળી કાઢવો જોઈએ, અને બને તો તેને તેની પોતાની જાત સામે સહાયતા કરીને ઉગારી લેવો જોઈએ. આઝાદી માટેની લડત જો અહિંસા ઉપર ખડી થયેલી હોય તો ખુદ ગુંડાઓને પણ સુધારવા એ લડતનો એક ભાગ જ છે, પછી ભલે તેવા લોકો પ્રજાપક્ષમાં હોય કે અમલદારોમાં પડ્યા હોય. રાજકોટ જઈને સમાજમાં રહેલા આ ગુંડા-તત્ત્વ જોડે અહિંસાને માર્ગે કામ લેવાનો માર્ગ શોધી કાઢવાની પરાકાષ્ઠા કરી છૂટવાની પણ મારી ધારણા છે. આ દૃષ્ટિએ રાજકોટ એક પ્રયોગરૂપ છે ખરું.

હું રાજકોટ જઈ રહ્યો છું, કારણકે મેં હમેશાં દાવો કર્યો છે તેવો જ દેશી રાજ્યોનો હજુયે હું મિત્ર છું. મને દુઃખ થાય છે કે સંજોગોને બળે, જેમાંના બધા જ કદાચ હું નયે જાણતો હોઉં, પોતાની પ્રજાને આપેલા વચનનો રાજકોટના નરેન્દ્ર પાસે ભંગ કરાવ્યો છે. હું તો માનું છું કે, તમામ હિંદના નહિ તો છેવટ કાઠિયાવાડના રાજાઓની અને તેમના સલાહકારોની તો ફરજ છે કે તેમણે જો આ અનિષ્ટ સાચું હોય તો તે સુધારવામાં મદદ કરવી. જો એકબીજાના વચન પર વિશ્વાસ એ એક વગરકિંમતની વસ્તુ બની જાય તો પરસ્પર વહેવારમાં માનભર્યું સમાધાન એ એક અશક્ય વસ્તુ બની જાય.

આજની પેઠે જ્યારે જ્યારે કોઈ વિશ્વાસભંગનો હું સાક્ષી બન્યો છું એમ મને લાગ્યું છે ત્યારે મારે માટે જીવવું વસમું થઈ પડ્યું છે. વાંચનાર યાદ આણે કે જે ખરડા ઉપર નજીવા સુધારા સાથે રાજકોટ ઠાકોર સાહેબે સહી કરી હતી એ ખરડો મારો ઘડેલો હતો, અને હું જાણું છું કે પૂરેપૂરું સમજીને જ રાજ્યકર્તા એ ઉપર સહી કરે એ વિષે સરદારે ખાતરી કરી હતી.

કેવળ શાંતિની નેમ રાખીને હું રાજકોટ જતો હોવાથી મેં સરદારને જણાવ્યું છે કે, પ્રભુનો દોરવ્યો મારી ચાલુ વેદનાનો અંત લાવવાને હું નમ્ર પ્રયાસો કરું તે દરમ્યાન તેઓ લડતને બંધ રાખે.

જનતા દયાભાવે યાદ રાખે કે હવે હું શરીરે અપંગ છું. તેથી સ્ટેશનો પર ટોળાં ન થાય, કોઈ દેખાવો કરે નહિ. રાજકોટમાં મોકૂફી દરમ્યાન શહેરીઓ રાજ્યના હુકમો પૂરા પાળે. વાટાઘાટ દરમ્યાન ધાંધાટમાંથી મને મુક્તિની જરૂર રહેશે. એ વાટાઘાટોમાં જેમને શ્રદ્ધા હોય તે સઘળા મૂંગી પ્રાર્થનાથી મને સહાયતા કરે.

જોકે હિંદના નકશામાં રાજકોટ એક ટપકું માત્ર છે છતાં જે સિદ્ધાંતની સંસ્થાપનાને માટે હું રાજકોટ જઈ રહ્યો છું તે એવો છે કે જેના વિના માનવસમાજ છિન્નભિન્ન થઈ જાય."

હરિજનબંધુ, ૫–૩–૧૯૩૯

# ૫૫

## અનશન

રાજકોટના ઠાકોર સાહેબનો અંતરાત્મા જાગૃત કરી તેમની પાસે તેમણે પોતાની પ્રજાને આપેલા વચનનું પાલન કરાવવાના ઉદ્દેશથી ગાંધીજી અનિશ્ચિત સમયનું અનશન આદરવાના છે, એવી અફવા સાંભળીને 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'ના ખાસ પ્રતિનિધિએ તા. ૨ જીએ ગાંધીજીની મુલાકાત લીધી અને આ અફવા ખરી છે કે ખોટી એમ પૂછેલું, તેના ઉત્તરમાં ગાંધીજીએ કહેલું:

"તમારા સવાલના જવાબમાં મારે 'હા' કહેવી પડે છે તેને સારુ હું દિલગીર છું. આ ખબર વહેલી ફૂટી ગઈ તેને સારુ પણ હું દિલગીર છું. હું હજુ હમણાં મારો કાગળ પ્રસિદ્ધ કરવા માગતો નથી. આ અણીની ઘડીએ તો હું એટલું જ કહેવા ઇચ્છું છું કે એક આખી રાત વગરઊંઘે વિતાવ્યા પછી હું એવા નિર્ણય પર આવ્યો કે જો મોકૂફ રહેલી લડત ફરી શરૂ કરવી ન હોય, અને જે અત્યાચારો વિષે મેં આટલું બધું સાંભળ્યું છે ને જેને વિષે વર્તમાનપત્રોમાં કરેલા મારા નિવેદનમાં મારે ઉલ્લેખ કરવો પડેલો તે અત્યાચારો પણ પાછા શરૂ થવા દેવા ન હોય, તો આ વેદનાનો અંત આણવાનો કંઈક ચાંપતો ઇલાજ મારે કરવો જોઈએ; અને ઈશ્વરે મને આ ઇલાજ સુઝાડ્યો.

"મેં લેવા ધારેલા પગલાની સાથે હું ઈશ્વરનું નામ જોડું છું તેને પ્રજા હસી ન કાઢે. ખરી કે ખોટી પણ મારી એવી

માન્યતા છે કે હરેક વિપત્તિને પ્રસંગે સત્યાગ્રહી તરીકે મારી પાસે ઇશ્વરની સહાયતા સિવાયનું બીજું કશું જ બળ નથી. અને પ્રજા એટલું અવશ્ય માને કે મારાં જે કાર્યો અકળ ભાસે છે તેનું ખરું કારણ અંતરાત્માની પ્રેરણા જ છે.

“ સંભવ છે કે આ કદાચ કેવળ મારી સંતપ્ત કલ્પનામાંથી પેદા થયેલી વસ્તુ પણ હોય. એમ હોય તો એ કલ્પનાને હું અણમોલ ગણું છું, કારણ એણે લગભગ ૫૫ થી પણ વધારે વરસના અનેકવિધ ઘટનાઓથી ભરેલા મારા જીવનમાં મને કામ આપ્યું છે; કેમકે હું ૧૫ વરસનો થયો તે પહેલાંથી જ જ્ઞાનપૂર્વક ઇશ્વર પર આધાર રાખતાં શીખ્યો હતો.

“ એક બીજી વાત. અનશનનું શસ્ત્ર પૂરા વિચાર વિના ઉગામી શકાય એવું નથી. એ કળામાં કુશળ માણસ એ ન વાપરે તો એમાં હિંસાની ગંધ સહેજે આવી શકે છે. આ વિષયમાં એવો કળાકાર હું છું એવો મારો દાવો છે.

“ એ યાદ રાખવાની જરૂર છે કે રાજકોટ અને તેના રાજાઓની સાથે મારો નિકટનો સંબંધ છે. હું ઠાકોર સાહેબને મારા સગા દીકરા સમાન માનું છું, તેથી જાતે કષ્ટ સહન કરીને એમના સ્વભાવમાંના ઉત્તમ અંશને જાગૃત કરવાનો મને પૂરો હક છે. મારો ઉપવાસ ટળશે એવી મને આશા છે. પણ એ ઉપવાસમાં દબાણ છે એવો અર્થ જો કરવામાં આવનાર હોય તો હું એટલું જ કહી શકું કે એવું નૈતિક દબાણ આ પ્રસંગ સાથે સંબંધ ધરાવનાર સહુએ વધાવી લેવું ઘટે છે.

“ વચનભંગથી — ખાસ કરીને જ્યારે એ ભંગ કરનારની સાથે મારે કોઈ પણ પ્રકારનો નાતો હોય ત્યારે — મારું અંતર સમસમી ઊઠે છે. અને એને સારુ મારે આજે ૭૦

વરસની ઉમરે પ્રાણાર્પણ કરવું પડે — જિંદગીના વીમાની દૃષ્ટિએ પણ મારી જિંદગીની કશી જ કિંમત ન ગણાય — તો પવિત્ર અને ગંભીર વચનનું પાલન કરાવવાને સારુ એવું પ્રાણાર્પણ હું બહુ જ ખુશીથી કરું."

* * *

તા. ૩ જીએ સાંજે રાજકોટથી એસોસિયેટેડ પ્રેસનો નીચે પ્રમાણેનો તાર મળ્યો છે:

"ગાંધીજીને ઠાકોર સાહેબ તરફથી કશો ઉત્તર ન મળવાથી તેમણે આજે બપોરે બાર વાગ્યે પ્રાર્થના પછી ઉપવાસ શરૂ કર્યો છે. રાષ્ટ્રીય શાળાના સર્વ નિવાસીઓ અને થોડાક પત્રકારો આ પવિત્ર વિધિ વખતે હાજર હતા. 'વૈષ્ણવ જન' અને રામનામની ધૂન ગવાયા પછી ગાંધીજીએ ઉપવાસનો આરંભ કર્યો. પ્રાર્થના પછી તરત, તેમણે ઠાકોર સાહેબને લખેલો કાગળ છાપાંમાં પ્રસિદ્ધ કરવા આપ્યો છે. ને કાગળ પ્રસિદ્ધ કેમ કરવો પડ્યો તેનો ખુલાસો કરતું નિવેદન પણ કર્યું છે."

તા. ૩ જીએ રાતે મળેલો બીજો તાર આ પ્રમાણે છે:

"ઉપવાસના આરંભ પછી થોડાક કલાકે ગાંધીજીનાં ૭૫ વરસનાં બહેન ગાંધીજીને મળવા આવ્યાં હતાં. ભાઈબહેનની આ મુલાકાતનું દૃશ્ય હૃદયસ્પર્શી હતું. કલાકેક સુધી એમણે ગંભીરપણે કંઈક વાતો કરી.

"ડાક્ટરોનો અભિપ્રાય એવો છે કે ગાંધીજીની જીવનશક્તિ બહુ મંદ છે ને તેઓ ઘણા જ અશક્ત છે. અગાઉના પ્રસંગોના ઉપવાસ કરતાં આ ઉપવાસના આરંભ વખતે એમનામાં જીવનશક્તિ ને શરીરબળ ઘણાં ઓછાં છે. ગયાં છ અઠવાડિયાંના પરિશ્રમથી એમની અશક્તિમાં વધારો થયો છે."

હરિજનબંધુ, ૫-૩-૧૯૩૯

## ૫૬

# ઠાકોરસાહેબને ગાંધીજીના કાગળ

### ૧

મહેરબાન ઠાકોર સાહેબ,

આ કાગળ લખતાં સંકોચ થાય છે. પણ ધર્મ થઈ પડ્યો છે.

મારું અહીં આવવાનું કારણ આપ જાણો છો. ત્રણ દિવસ દરબાર વીરાવાળા સાથે વાતો થઈ. એમનાથી મને ભારે અસંતોષ થયો છે. એકેય વાત પર કાયમ રહેવાની શક્તિ જ એ ધરાવતા નથી એવો મારો આ ત્રણ દિવસના પરિચય પરથી બંધાયેલો અભિપ્રાય છે. મને લાગે છે કે એમની દોરવણીથી રાજ્યનું અહિત થાય છે.

હવે આ કાગળના હેતુ ઉપર આવું. વ્રત છોડતાં મેં એ નિશ્ચય કર્યો હતો કે આપે કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરાવ્યા વિના હું રાજકોટ નહીં છોડું. પણ મારે અહીં એકબે દિવસ કરતાં વધારે રહેવું પડશે અથવા મારી ઉપર જે વીતી છે એ વીતશે એમ મેં નહોતું ધાર્યું.

હવે મારી ધીરજ ખૂટી છે. જો બની શકે તો મારે ત્રિપુરી જવું જોઈએ. હું ન જાઉં તો હજારો કાર્યકર્તા નિરાશ થાય અને લાખો દરિદ્રનારાયણ વ્યાકુળ બને. એટલે વખતની આ વેળા મારે સારુ બહુ કિંમત છે.

તેથી આપને વીનવું છું કે આપ નીચેની સૂચનાનો હૃદયપૂર્વક સ્વીકાર કરી મને ચિંતામુક્ત કરો ને અહીંથી કાલે વિદાય કરો.

૧. આપની નં. ૫૦ તા. ૨૬–૧૨–૩૮ના ગૅઝેટમાં જાહેરાત છે તે કાયમ છે એમ ફરીથી પ્રજાની આગળ જાહેર કરો.

૨. આપની નં. ૬૧ તા. ૨૧–૧–૩૯ના ગૅઝેટની જાહેરાત રદ કરો.

૩. સુધારા સમિતિનાં સાત નામ આપે જાહેર કર્યાં છે તેમાંનાં ૨, ૩, ૫ અને ૭ રહેવા દઈ, રાજકોટ રાજકીય પ્રજાપરિષદ વતી બીજાં નીચેનાં નામોનો સ્વીકાર કરો:

૧. શ્રી. ઉછરંગરાય ન. ઢેબર
૨. શ્રી. પોપટલાલ પુ. અનડા
૩. શ્રી. વ્રજલાલ મ. શુક્લ
૪. શ્રી. જેઠાલાલ હ. જોશી
૫. શ્રી. સૌભાગ્યચંદ વી. મોદી

આ સૂચનાના ગર્ભમાં હેતુ એ છે કે રાજકોટ પ્રજાપરિષદની બહુમતી રહે.

મજકૂર નવમાંથી શ્રી. ઉછરંગરાય ઢેબરને પ્રમુખ નીમો.

૪. ત્રણ અથવા ઓછા અધિકારીઓ જેમને પરિષદની વતી હું પસંદ કરી શકું એમને સમિતિના મદદનીશ ને સલાહકાર નીમો. તેમને સમિતિના કામમાં મત આપવાનો અધિકાર ન હોય.

૫. આપ હુકમ કાઢો કે સમિતિને કાગળો, આંકડાઓ, વગેરે જે જે સામગ્રી તથા મદદ જોઈએ તે સ્ટેટના

ખાતાધિકારીઓ આપે. સમિતિને સારુ દરબારગઢમાં બેઠક કરવાની યોગ્ય જગ્યા આપ મુકરર કરો.

૬. મારી સલાહ છે કે, ઉપરની કલમ ૪થીની રૂએ આપ જેને સલાહકાર નીમો તેને જ આપનું કારભારી મંડળ નીમો. અને તેની ઉપર આપની તા. ૨૬ ડિસેમ્બરની જાહેરાતના હેતુને અનુસરતો કારભાર ચલાવવાનો તેમ જ એ જાહેરાતના હેતુને વિઘાતક એવું કોઈ પણ પગલું ન ભરવાનો ભાર મૂકો. આ સલાહકારમાંના એકને તે મંડળનો પ્રમુખ નીમો, ને તે મંડળ જે નિવેદનો, હુકમો કાઢે તેમાં આપ વગરસંકોચે સહી કરશો એવું જાહેર કરો. જો સમિતિના સલાહકારને કારભારી મંડળ બનાવવાનું આપ પસંદ ન કરો તો જે કારભારી મંડળ નીમો તે પણ મારી સાથે મસલત કરીને નીમો.

૭. સમિતિ પોતાનું કામ તા. ૭–૩–૩૯ ને રોજ શરૂ કરે ને તા. ૨૨–૩–૩૯ ને રોજ પૂરું કરે.

૮. સમિતિની ભલામણનો અમલ તેનું નિવેદન આપના હાથમાં આવે ત્યાર પછી સાત દિવસની અંદર કરવાનું જાહેર કરો.

૯. આવતી કાલે સત્યાગ્રહી કેદીઓને છોડી મૂકો. તેઓના ઉપર થયેલા દંડ, જપ્તીઓ વગેરે માફ કરો; તેમ જ વસૂલ કર્યાં હોય તે પાછાં આપો.

મિ૦ ગિબ્સન સાથે વાત કરતાં તેમણે જણાવ્યું છે કે તા. ૨૬મી ડિસેમ્બરની જાહેરાતને લગતું આપ જે કંઈ કરશો તેમાં તે વચ્ચે નહિ આવે.

જો આપ મારી આટલી વિનંતિ આવતી કાલ બપોરના બાર વાગ્યા પહેલાં કબૂલ નહિ કરો તો તે વખતથી મારા

ઉપવાસ શરૂ થશે અને તે કબૂલ કરો ત્યાં સુધી ચાલુ રહેશે.

આપ મારી ભાષાને કડક નહિ માનો એવી આશા રાખું છું. જો કડક હોય તો આપના પ્રત્યે કડક ભાષા વાપરવાનો ને કડક થવાનો મને અધિકાર છે. આપના પિતામહનું મારા પિતાશ્રીએ લૂણ ખાધું હતું.

આપના પિતાશ્રી મને પોતાના પિતા તુલ્ય માનતા. મને તો તેમણે જાહેરમાં ગુરુપદ આપ્યું હતું. હું કોઈનો ગુરુ નથી એટલે એમને શિષ્યરૂપે મેં માન્યા ન હતા. હું આપને પુત્રવત્ માનું છું. આપ મને પિતાતુલ્ય ન ગણો એ બને. જો મને 'પિતાતુલ્ય' ગણો તો મારી વિનંતીનો આપ ક્ષણમાં સહેજે સ્વીકાર કરો, ને ૨૬મી ડિસેમ્બર પછી પ્રજા ઉપર વીતી છે તેનું દુઃખ જાહેર કરો.

મને સ્વપ્ને પણ આપનો કે રાજ્યનો દુશ્મન ન ગણશો. હું કોઈનો દુશ્મન ન થાઉં; જિંદગીભરમાં થયો નથી. મારો દૃઢ વિશ્વાસ છે કે મારી વિનંતીના હાર્દિક સ્વીકારમાં આપનું હિત છે, ભૂષણ છે, આપનો ધર્મ છે.

આપને એમ લાગશે કે મારી સૂચનાઓમાં કોઈ મે તા. ૨૬ ડિસેમ્બરના નિવેદનની બહાર જઈને કરી છે.

ઉપરટપકે વિચારતાં એમ કહી શકાય. આપ જોશો કે પરિષદની બહારના સભ્યોનો સ્વીકાર કરવામાં મેં આપના સ્વમાનનો જ ખ્યાલ રાખ્યો છે. એટલે એ તો રાજ્યપક્ષની જ વસ્તુ થઈ. બીજી સૂચનાઓ જે મજકૂર નિવેદન બહારની ગણાય એ રાજ્યપક્ષની ન ગણવી હોય તો એમ કહી શકાય. પણ તે પરિસ્થિતિ મને જણાતા આપના પ્રતિજ્ઞાભંગમાંથી જ

ઉત્પન્ન થઈ છે. પણ મારી દૃષ્ટિએ તો એ પણ રાજાપ્રજાના રક્ષણાર્થે છે ને ફરી સમાધાની ન ભાંગી પડે એ દૃષ્ટિએ છે.

છેવટમાં આપને વિશ્વાસ આપું કે જે રિપોર્ટ સમિતિ તૈયાર કરશે તે જો મારો દેહ હશે તો તપાસીશ; મારો દેહ નહિ હોય તો સરદાર વલ્લભભાઈ તપાસશે; અને તેમાં એક પણ કલમ એવી નહિ રહે કે જેથી આપની પ્રતિષ્ઠાને કે રાજ્યને કે પ્રજાને હાનિ પહોંચે.

આની નકલ હું ગિબસન સાહેબને મોકલું છું.

આ કાગળ હું તુરત પ્રગટ નથી કરતો, અને આશા તો એવી સેવું છું કે મારી સૂચનાનો આપ હર્ષપૂર્વક સ્વીકાર કરશો ને આ પત્ર પ્રગટ કરવાનો ધર્મ મારી ઉપર નહિ આવી પડે.

પ્રભુ આપનું કલ્યાણ કરો, આપને સન્મતિ આપો.

**મોહનદાસના આશીર્વાદ**

## ૨

## ઠાકોર સાહેબનો જવાબ

પ્રિય મહાત્મા ગાંધી,

તમારો કાગળ ગઈ કાલે મળ્યો. વાંચીને ઘણી જ દિલગીરી થઈ છે. તમને હું ખાતરી આપી ચૂકયો છું કે તા. ૨૬–૧૨–૩૮ ને રોજ મેં કાઢેલી જાહેરાત હજુયે કાયમ રહે છે. સમિતિનાં નામોને લગતી તમારી સૂચના એ જાહેરાતને અનુસરીને નથી તેથી તે, તેમ જ બીજી સૂચનાઓ જે તમે કરી છે તે, સ્વીકારવાનું મને વાજબી લાગતું નથી. સમિતિ યોગ્ય અને રાજ્યનાં જુદાં જુદાં હિતોના સાચા પ્રતિનિધિ હોય એવા

સભ્યોની બને એ જોવાની જવાબદારી રાજકોટના રાજ્યકર્તા તરીકે મારી છે, અને મારા રાજ્યના તેમ જ પ્રજાના હિતને વિચારતાં હું એ જવાબદારીમાંથી છૂટી શકું નહિ. આવી મુદ્દાની બાબતમાં છેવટનો નિર્ણય બીજા કોઈને કરવા દેવો એ મારે સારુ અશક્ય છે. હું અગાઉ ખાતરી આપી ચૂક્યો છું કે સમિતિ પોતાનું કામ શાંત વાતાવરણમાં વહેલામાં વહેલું શરૂ કરે એવી મારી તીવ્ર અભિલાષા છે, જેથી જરૂરી જણાય એવા સુધારા રાજમાં દાખલ કરવામાં ઢીલ થવા ન પામે.

(અંગ્રેજી તારનો તરજુમો) આપનો

(સહી) **ધર્મેન્દ્રસિંહ**

હરિજનબંધુ, ૫–૩–૧૯૩૯

## ૫૭

# ‘પ્રેમપંથ પાવકની જ્વાળા’

### અનશન

ઠાકોર સાહેબ તરફથી સંતોષકારક જવાબ ન મળવાથી ગાંધીજીએ તા. ૨જી માર્ચે બપોરે ૧૨ વાગ્યે અનશન શરૂ કર્યું. ઠાકોર સાહેબને લખેલો કાગળ છાપાંમાં પ્રગટ થવા મોકલતાં તેમણે નીચે મુજબનું નિવેદન કર્યું હતું:

ઠાકોર સાહેબને મેં લખેલો કાગળ હું ભારે હૈયે પ્રગટ કરું છું. મારા જીવનમાં ઘણી વાર વસમી ફરજો બજાવવાના પ્રસંગો મને આવ્યા છે. આ તેમાંનો એક છે. મારા તમામ મિત્રો તથા મારા પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારાઓ પાસે હું માગી લઉં છું કે સૌ કોઈ મારું અનુસરણ કરીને એક દિવસને માટે પણ ઉપવાસ કરતાં કડકપણે રોકાય. હું જાણું છું કે સત્યાગ્રહની પેઠે જ ઉપવાસનો પણ આજે જ્યાં ત્યાં અતિશય દુરુપયોગ થઈ રહ્યો છે. નજીવામાં નજીવા બહાના હેઠળ લોકો ઉપવાસ આદરતા જોવામાં આવે છે; ઘણી વાર તેની પાછળ હિંસાની લાગણી હોય છે.

બીજે કારણે નહિ તો આવું વિચારહીન અનુકરણ અટકાવવાના વહેવારુ કારણસર પણ અનશન કરવા હું ઘણો નાખુશ હતો. પણ અંતરાત્માની માગણી આગળ મારું ચાલ્યું નહિ.

તેથી સાચાં કે માની લીધેલાં દુઃખોની દાદ મેળવવા ખાતર ઉપવાસ કરવા ઇચ્છનાર તમામ લોકોને મારું અનુકરણ કરવા સામે હું ચેતવું છું. ઉપવાસ એ કેટલીક જલદ માત્રાઓની જેમ કેવળ અતિ જૂજ પ્રસંગોએ અને નિષ્ણાતની દોરવણી હેઠળ લેવાનો ઇલાજ છે. દરેક જણે પોતાને નિષ્ણાત સમજવું એ અનુચિત છે, પાપ છે.

જાહેર પ્રજા જાણે કે મારી જિંદગીમાં બહુ વહેલેથી આત્મશુદ્ધિ અર્થે હું ઉપવાસ કરતો આવ્યો છું. મારા એક ભૂલ કરનાર પુત્રને ખાતર મેં પહેલવહેલો લાંબો ઉપવાસ કરેલો. થોડા સમય બાદ એથીયે વધુ લાંબો ઉપવાસ એક પરમ મિત્રની પુત્રીની ભૂલને સારુ કરેલો. આ બન્ને દાખલામાં ઉપવાસનું સુપરિણામ આવ્યું હતું. પહેલો જાહેર ઉપવાસ મેં દક્ષિણ આફ્રિકામાં ત્યાંના સત્યાગ્રહની લડતમાં જોડાયેલા ગિરમાટિયાઓનાં દુઃખોને અંગે કર્યો હતો. ઉપવાસનો મારો એકે અખતરો નિરર્થક પ્રયત્ન નીવડ્યાનું મને સ્મરણ નથી. ઊલટું, સફળતા ઉપરાંત એ બધા ઉપવાસો દરમ્યાન મને અણમૂલ શાંતિ અને અપરંપાર આનંદનો અનુભવ થયો છે. બાકી તો હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે ઉપવાસની પ્રેરણા જો કેવળ ઈશ્વરી અનુગ્રહરૂપે જ ન થઈ હોય તો તે અર્થહીન ભૂખમરો છે કે તેથીયે બૂરી વસ્તુ છે.

બીજી વાત એ કહેવા ઇચ્છું છું કે ઠાકોર સાહેબ, તેમના સલાહકારો અગર તો રેસિડેન્ટ વિષે કોઈ કડવો શુકન ન કાઢે, ન લખે. રેસિડેન્ટ વિષે તેમ જ રાજ્યના અમલદારો વિષે મેં આ અગાઉ આકરી ભાષા વાપરી છે. એથી મેં

તેમને કોઈ રીતનો અન્યાય કર્યો છે એમ જો હું જોઈશ તો તેનું પ્રક્ષાલન કેમ કરવું એ હું જાણું છું. તેથી ઠાકોર સાહેબના સંબંધમાં અગર તો આ કરુણ કાંડનાં બીજાં પાત્રોના સંબંધમાં જે કોઈ કડવી ભાષા વાપરશે તો જે અસર ઉપજાવવાનો હેતુ ઉપવાસની પાછળ છે તે નિષ્ફળ થશે. પવિત્રપણે કરેલી પ્રતિજ્ઞા અથવા કરારના ભંગથી નીપજનારાં દુષ્પરિણામોની વિકરાળતાનો ચિતાર આપવા સારુ તીખી કે કડવી ભાષા જરૂરી નથી. જાહેર પ્રજા તેમ જ છાપાં જો ઊભી થયેલી પરિસ્થિતિમાં ઉપયોગી થવા માગતાં હોય, તો તેઓ રાજકોટ ઠાકોર સાહેબની કારવાઈ પ્રત્યે ગરવો નિષેધ જાહેર કરીને જાગતા પ્રજામતના દબાણનું તેમને ભાન કરાવે.

તમામ સત્યાગ્રહ અને ઉપવાસ ત્યાગનાં જ જુદાં જુદાં સ્વરૂપ છે. સર્વ પ્રકારની કડવાશથી રહિત એવો નરવો પ્રજામત પ્રગટ થવા ઉપર એની અસરનો આધાર રહે છે. ઉપવાસને કારણે જોઈતું પરિણામ નિપજાવવાની વાતમાં કોઈ અધીરાઈ ન કરે. જેણે મને અનશન કરવા પ્રેર્યો છે તે જ મને તેમાંથી પાર ઊતરવાનું બળ આપશે. અને જો એની એવી ઇચ્છા હશે કે મેં સ્વેચ્છાએ અંગીકારેલું માનવ-જાતિની સેવાનું કાર્ય ચાલુ રાખવા ખાતર હજુયે થોડો સમય મારે આ દુનિયામાં જીવવું, તો ગમે તેટલા લાંબા ઉપવાસથી પણ દેહ પડશે નહિ. હરિજન-પ્રશ્ન પરના મારા યરવડાના ઉપવાસથી ઘણા લોકો પોતાની મરજી વિરુદ્ધ વર્તવા દોરાયા હતા, એ બીનાનું દુઃખદ ભાન મને છે. આ ઉપવાસના સંબંધમાં એવું કશું નહિ થાય એવી મને ઉમેદ છે. જો કોઈ એવા આગેવાનો હોય જેઓ માનતા હોય કે રાજકોટ ઠાકોર સાહેબે

તા. ૨૧-૧-૩૯ ને રોજ કરેલી જાહેરાત તેમણે તેમની તા. ૨૬-૧૨-૩૮ ની જાહેરાતમાં આપેલા વચનનો ભંગ છે એમ કહેવામાં મેં ભૂલ કરી છે, તો તેઓ મારા કથનને તેમ જ મારા ઉપવાસને વખોડી કાઢીને મારા પ્રત્યેનો મિત્રધર્મ બજાવે. ઉપવાસની પાછળ ઠાકોર સાહેબનું હૈયું પિગળાવવાનો હેતુ તો સ્પષ્ટ છે, પણ જાહેર પ્રજાને સંકડામણમાં મૂકીને તેમની પાસે ઠાકોર સાહેબ પર અગર તો જેમની નજરમાં ઠાકોર સાહેબનું વર્તન નિર્દોષ છે તેમના પર દબાણ આણવાનો હેતુ નથી.

બીજી પણ એક વાતનો ઉલ્લેખ કરું. મારા કાગળની પહેલી કંડિકામાં દરબાર વીરાવાળા પર મેં ટીકા કરી છે. હું સત્ય પ્રતિજ્ઞાથી કહી શકું કે માણસના દોષ જોવામાં હું ધીમો છું, કારણ હું પોતે દોષોથી ભર્યો છું. કોઈ પર કાજીપણું ન કરવાનું અને કોઈની ત્રુટીઓ દેખાય ત્યાં પણ આકરા ન થતાં ઉદારભાવે જોવાનું હું શીખ્યો છું. દરબાર વીરાવાળાના સંબંધમાં તો એમ બન્યું છે કે મારી પાસે તેમની વિરુદ્ધ અતિ કડવી અને ગંભીર ફરિયાદો આવી છે. તેમની જોડેની વાતોમાં મેં એનો ઉલ્લેખ કર્યો, અને મારે એમની તરફેણમાં કહેવું જોઈએ કે તેમણે એની તપાસ કરી જોવા મને કહ્યું. મેં કહ્યું હું કરીશ, અને ઉપવાસ વચ્ચે ન આવ્યા હોત તો તેવી તપાસ હાથ ધરવાની મારી પૂરી ઇચ્છા હતી. તેમની સામેના ચોક્કસ આક્ષેપોને લગતો પુરાવો મને આણી આપવા મિત્રોને મેં કહ્યું પણ હતું. પણ ત્રણ દિવસની લાંબી વાતો પછી મારી છાપ દૃઢ થઈ કે અમારી વાતોમાંથી મને મળી આવેલો પુરાવો જ એમની સામેના ભારે તહોમતનામાની

સાબિતીને સારુ બસ હતો. મારા કાગળની પહેલી કંડિકામાં મેં જે કંઈ કહ્યું છે તે મારા અભિપ્રાયની ઇરાદાપૂર્વકની અલ્પોક્તિ છે. એ કંડિકા લખતાં મને અતિશય દુઃખ થયું છે. પણ મારો ધર્મ બજાવવામાં એ જરૂરી હતું. ઠાકોર સાહેબની ઉપર એમણે પાથરેલા વશીકરણ સામે હું ઠાકોર સાહેબને ચેતવું. થોડાઘણા નહિ પણ કેટલાયે પીઢ મોભાદાર લોકોએ વાળીવાળીને મને કહ્યું છે કે, દરબાર વીરાવાળાનું કામણ ઠાકોર સાહેબ ઉપર ચાલુ છે ત્યાં સુધી પ્રજાને સારુ શાંતિ નથી. મને પોતાને લાગે છે કે આ કથનમાં ઘણું સત્ય રહેલું છે. અને અનશનનો આરંભ કરી રહ્યો છું એવી વેળાએ જો હું આ સાચી હકીકતથી જાહેર પ્રજાને અજાણ રાખું તો અધર્મ થાય. મેં દરબાર વીરાવાળાને એક ખાનગી અંગત કાગળ મોકલ્યો છે તે મારા તરફથી તો કદાપિ પ્રગટ નહિ જ થવા પામે. પણ હું એમને નમ્રભાવે અરજ ગુજારું છું — અને જેઓને તેમની જોડે ઓળખાણ છે તે બધાને તેમાં જોડાવા વિનંતી કરું છું — કે ઠાકોરને તેમની અસરમાંથી છૂટવું મુશ્કેલ હોય તોપણ તેમણે પોતે ઠાકોર સાહેબને દોરવતા અટકવું. બીજું ઘણું હું કહી શકું એમ છું પણ ન કહું.

દોઢ બે પેઢી થયાં હું કાઠિયાવાડમાંથી દેશવટે છું. છતાં હું કાઠિયાવાડની મેલી રાજખટપટથી પરિચિત છું. આ દુર્ભાગી પ્રાંત એના કાવાદાવાને માટે નામચીન છે. ચાર દિવસના મારા અહીંના વસવાટ દરમ્યાન પણ એની બદબોથી હું ડઘાયો છું. મારા ઉપવાસથી કાઠિયાવાડના રાજકારણની જરાતરા પણ શુદ્ધિ થાઓ એવી મારી ઝંખના છે. તેથી કાઠિયાવાડના રાજાઓને તેમ જ મુત્સદ્દીઓને મારી પ્રાર્થના

છે કે મારા ઉપવાસના પ્રસંગને લઈને તેઓ રાજખટપટના આ ઝેરી વાતાવરણની જીવલેણ અસર, જે કાઠિયાવાડમાં વસનારના જીવનને દોહ્યલું બનાવી મૂકે છે, તેનાથી કાઠિયાવાડને મુક્ત કરે.

## રેસિડેન્ટને પત્ર

આનંદકુંજ,
રાજકોટ, માર્ચ ૨, ૧૯૩૯

પ્રિય મિ. ગિબસન,

ઘણા ખેદપૂર્વક પણ ધર્મ સમજીને મેં હમણાં જ ના. ઠાકોર સાહેબને એક કાગળ લખ્યો છે તેની નકલ આ જોડે બીડું છું. હું હજુ તેનો અંગ્રેજી તરજુમો કરી શક્યો નથી તેથી મૂળ ગુજરાતીની જ નકલ મોકલું છું. અંગ્રેજી આજે દિવસ દરમ્યાન મોકલવા ઉમેદ રાખું છું. તે મળ્યેથી કૃપા કરીને તેને જ એકમાત્ર સત્તાવાર તરજુમા તરીકે અગર જાણે કે તે જ મૂળ હોય તેમ ગણજો.

મારી દરખાસ્તના અમલમાં તમારા શકય તેટલા બધા જિગરભર્યા સહકારની આશા રાખું ?

તમારો
**મો૦ ક૦ ગાંધી**

## બળતામાં ઘી

ઠાકોર સાહેબનો જવાબ વાંચીને ગાંધીજીએ નીચેના ઉદ્ગારો કાઢ્યા હતા :

ઠાકોર સાહેબનો જવાબ દુઃખદ છે. મારે કહેવું રહ્યું છે કે એમને અવળી સલાહ મળી છે. આ જવાબ તો બળતામાં

ઘી હોમવા જેવો ગણાય. કાગળમાં એમણે રજૂ કરેલી વિચાર-સરણી એમણે તા. ૨૬–૧૨–૩૮ ની જાહેરાત ઘડીને સરદારને આપી ત્યાર પછી હવે અપ્રસ્તુત છે. એ જાહેરાતમાં આ શબ્દો હતા :

"એવું કબૂલ કરવામાં આવ્યું છે કે આજે રાજ્ય તરફથી કરવામાં આવેલી જાહેરાતની કલમ ૨ જીમાં જણાવેલી સુધારા સમિતિ ઉપર સાત સભ્યો સરદાર વલ્લભભાઈ સૂચવશે અને તેમની નિમણૂક અમારે કરવાની છે."

આ ભાષા અસંદિગ્ધ અને ભારવાળી છે. આ જાહેરાતથી ઠાકોર સાહેબે નામો પસંદ કરવાની જવાબદારી સ્વેચ્છાએ આપી દીધી છે. નિમણૂકની જવાબદારી તો ઠાકોર સાહેબ ઉપર રહે જ છે, પણ નિમણૂકની શરત એ છે કે નામો સરદારે ભલામણ કરેલાં હોવાં જોઈએ. તેથી ઘટતી ભલામણો કરવાની જવાબદારી સરદાર ઉપર ગઈ છે અને ઠાકોર સાહેબની ઇચ્છાથી આમ થયું છે.

જો સરદારની ભલામણ રાજ્યકર્તાને અગર તેમના સલાહ-કારોને અઠીક લાગી હોય, તો તેમની જોડે વાટાઘાટ કરવાનો અને બીજી ભલામણો કરવા સરદારને સમજાવવાનો માર્ગ તેમને સારુ ખુલ્લો હતો. પણ જો સરદાર તેવી સમજાવટથી ન માને તો સરદારની ભલામણો માન્ય રાખવાનો ઠાકોર સાહેબનો ધર્મ હતો, કારણ નામ પસંદ કરવાની જવાબદારી ઠાકોર સાહેબ પોતે છોડી ચૂક્યા હતા. બુદ્ધિથી પણ એ જ સમજાય એવું છે કે જેમને સારુ જાહેરાત કાઢવી જરૂરી થઈ તેમની પસંદગીની સમિતિ નિમાય તો જ રાજ્યની જાહેરાતમાં કરેલો સમિતિને લગતો ઉલ્લેખ સાર્થક થયો ગણાય. નહિ તો

એક હાથે દીધું તે બીજે હાથે લઈ લીધા બરોબર થાય. એ કેમ બને?

જો રાજા અને તેમના સલાહકારોને જ પસંદગી કરવાની હોય, તો તેમને એવી સમિતિ નીમતાંયે કોણ રોકે કે જેમની ભલામણો જ એવી હોય કે જે રાજ્યે કરેલી જાહેરાતના હેતુને જ સંપૂર્ણપણે નિષ્ફળ કરી મૂકે?

પણ હવે એ વિષે દલીલ કરવાપણું રહ્યું નથી. ઠાકોર સાહેબે મને લખ્યો છે તે કાગળ જ જો એમનું આ બાબતમાં છેવટનું કહેવું હોય તો મારો ઉપવાસ મારો દેહ પડતા સુધી ચાલુ રહેશે. મને ઉમેદ છે કે આ કસોટીમાંથી હું પ્રસન્ન ચિત્તે પસાર થઈશ. અને હું જાણું છું કે મારે જીવતે જે નહિ સધાય તે મારી આહુતિ પછી નિઃસંશય સિદ્ધ થશે.

## ઠાકોર સાહેબને ગાંધીજીનો બીજો પત્ર

મહેરબાન ઠાકોર સાહેબ,

તમારો પત્ર વાંચી દુઃખ થયું. વચનની તમને કંઈ કિંમત હોય એમ લાગતું નથી. તમારું વર્તન તો કોક મોટા દાનનું વચન આપી એ વચનનો ભંગ કરનાર માણસ જેવું છે. તા. ૨૬ ડિસેંબર ૧૯૩૮ ની જાહેરાતથી તમે પ્રજાને કેટલું વિશાળ દાન કર્યું હતું! ઉદારતા એ રાજવંશી ખવાસનું એક લક્ષણ છે અને આભૂષણ પણ છે.

એ જાહેરાતથી તમે એક ઉદાર દાન જાહેર કર્યું હતું. સુધારણા સમિતિના સભ્યોનાં નામોની પસંદગી કરવાનો હક જતો કરવાનો એમાં પ્રધાન સૂર છે. અને આપણા કિસ્સામાં તો તમે સરદારને, પરિષદના પ્રતિનિધિ તરીકે, એક ખાસ

પત્ર લખીને એ હક આપી દીધો છે. આજનો તમારો પત્ર એ દાન રદ કરે છે. હું તો એમ માનું છું કે ગઈ કાલના મારા પત્રમાં મેં જણાવેલી શરતોનો સ્વીકાર વચનપાલન માટે જરૂરી છે. ઈશ્વર તમને એ સ્વીકારવાની સદ્બુદ્ધિ આપો.

ખાંસાહેબ દ્વારા આજે મેં સૂચના તમારા પર પાઠવી છે તેનો અમલ કરવો યોગ્ય છે. અત્યારે સત્યાગ્રહ મોકૂફ રહેલો હોવાથી સત્યાગ્રહી કેદીઓને મુક્ત કરવાનો તમારો ધર્મ છે.

રાજકોટ, ૪–૩–૩૯ **મોહનદાસના આશીર્વાદ**

## નરી નિષ્ઠુરતા

(ગાંધીજીનું નિવેદન)

રાજકોટ દરબારે પ્રગટ કરેલી યાદી વાંચી મને દુઃખ થયું. અત્યાર લગી બહાર પડેલાં નિવેદનો જેમણે વાંચ્યાં છે તેઓ મારા અભિપ્રાયને મળતા થશે કે આ યાદી ટાળાટાળથી તેમ જ અનર્થોથી ભરપૂર છે. આ યાદીને વિગતવાર તપાસવાની મારામાં અત્યારે શક્તિ નથી, ઇચ્છાયે નથી. પણ ઠાકોર સાહેબ પરના મારા પત્રમાં તેમ જ છાપાંનાં નિવેદનોમાં જે એક બાબત વિષે મેં મૌન સેવ્યું છે તે બાબતમાં ખુલાસો કરવાની જરૂર આ યાદીથી ઊભી થઈ છે. એ બાબત મારા રાજકોટ આવવાના સંબંધમાં જે જુલમોનો મેં મારા તાર-વહેવારમાં ઉલ્લેખ કર્યો હતો તે છે. હું ચૂપ એટલા સારુ રહ્યો હતો કે ખાંસાહેબ તથા તેમની નીચેના અમલદારો જેઓ સત્યાગ્રહીઓ જોડે થયેલા વર્તાવને સારુ સૌ પહેલા જવાબદાર હતા તેમને ભૂલ્યેચૂક્યે પણ અન્યાય ન થવા દેવા અને સંપૂર્ણ ન્યાય આપવા હું ઇંતેજાર હતો. પણ મારા મૌનની કદર કરવાને બદલે ઊલટું મારી સામે પુરાવા તરીકે એનો ઉપયોગ

યાદીમાં કરવામાં આવ્યો છે. તેથી વસ્તુસ્થિતિ જાહેર આગળ મૂકવાની મને ફરજ પડે છે.

એઉ જેલોની મારી મુલાકાત પછી ખાંસાહેબને મેં કહ્યું હતું કે, કેદીઓની કથની સાંભળીને હું સમસમી ઊઠ્યો હતો અને તેમણે કરેલા આરોપો માનવા તરફ મારું વલણ જતું હતું. તેમાંના ઘણાને હું અંગત રીતે પિછાનતો હતો અને બીજા ઘણા સમાજમાં મોભાદાર અને પ્રતિષ્ઠિત ગણાતા સદ્‌ગૃહસ્થો હતા, જેમનું કહેલું ખોટું સાબિત કરવામાં ન આવે ત્યાં સુધી હરકોઈ સાચું જ માને. તેથી મેં ખાંસાહેબને કહ્યું કે આરોપો એટલા ગંભીર હતા તેમ જ એટલા બધા પ્રકારના હતા કે રાજ્યને ન્યાય આપવાનો એકમાત્ર રસ્તો મારે સારુ એ હતો કે નિષ્પક્ષ અદાલત સામે તેની ન્યાયસરની તપાસ સૂચવવી. ખાંસાહેબે પોતાના તરફથી તો મારી સૂચનાનો તત્કાળ સ્વીકાર કર્યો, અને મારી વિનંતીના જવાબમાં અમુક અંગ્રેજ અમલદારોનાં તેવી ન્યાયસરની તપાસ ચલાવનાર તરીકે નામ પણ સૂચવ્યાં. અમારી વચ્ચે એમ પણ ઠર્યું કે મારે તહોમતનામું તૈયાર કરી ખાંસાહેબને આપવું. તે તેને તપાસે, તેના જવાબ આપે, અને પોતાના તરફનું સામું તહોમતનામું તૈયાર કરે, જે હું તપાસું ને તેના જવાબ આપું. આમાં જેટલા આરોપોનો એઉ પક્ષની કબૂલાતે છેદ ઊડી જાય તે જતાં જો કંઈ બાકી રહે તો તે ન્યાયસરની તપાસ માટે નક્કી કરેલી અદાલત સમક્ષ મૂકવા.

ખાંસાહેબે મને એમ પણ પૂછ્યું કે સત્યાગ્રહીઓ સામે નર્યાં જૂઠાણાના જે આરોપો એઓ લાવવા માગતા હતા તે સાચા ઠરે તો હું તેનું શું પરિમાર્જન કરું? મેં કહ્યું કે જો

પ્રતિનિધિસ્વરૂપ ગણાય એવા કોઈ સત્યાગ્રહીએ જૂઠાણું કર્યાનું સાબિત થાય તો હું પોતે રાજકોટની લડતમાંથી સદંતર નીકળી જાઉં, અને એવા જાઠ આચરનારા લોકોનો જવાબદાર રાજ્યતંત્ર માગવાનો હક રદ થયો છે એમ ગણું. મેં વગર-આનાકાનીએ કરેલી આ કબૂલાતથી ખાંસાહેબને ધાર્યા કરતાં વધુ ખુશી થયેલી જણાઈ હતી.

જો હું આ અગ્નિપરીક્ષામાંથી બચીશ તો ખાંસાહેબને આપેલું વચન પૂરું કરવાની મારી ઉમેદ છે. પથારીએ પડ્યો પણ હું એકઠો થયેલો પુરાવો ગોઠવવાની તજવીજ કરી રહ્યો છું. જેમના પર વીતી છે એવા અને બીજાઓના ૧૭૫થી વધુ એકરારો મારી પાસે આવી ચૂક્યા છે.

મારા ઉપર વચનભંગનો સામો આરોપ યાદીમાં કર્યો છે તે નરી નિષ્ઠુરતા છે. મારો ઉપવાસ મારા સુલેહના કાર્યનું એક અંગ છે. તેને અંતે બીજું ગમે તે થાઓ ન થાઓ પણ સુલેહ થશે જ થશે. એમ ને એમ વાટાઘાટ ભાંગી પડતાં તો લડત શરૂ થાત અને કડવાશ તેમ જ ઝેરવેરનો પાર રહેત નહિ.

### સમાધાન

રાજકોટના રેસિડન્ટ મિ. ગિબસન મારફતે ના. વાઈસરૉયે તા. ૭મી માર્ચને રોજ સવારના ૧૦–૪૫ વાગ્યે મોકલેલો ગાંધીજી ઉપરનો સંદેશો તથા ગાંધીજીએ મોકલેલો જવાબ નીચે મુજબ હતા:

પ્રિય મિ. ગાંધી,

ના. વાઈસરૉયને તમે પાઠવેલો જવાબ કાલે જ મેં તારથી મોકલ્યો હતો, અને હવે મને તેઓ નામદાર તરફથી નીચેનો સંદેશો તમને પહોંચાડવાની સૂચના આવી છે:

## ના. વાઈસરૉયનો સંદેશો

"તમારો સંદેશો મને હમણાં જ મળ્યો. તે માટે તમારો ઘણો આભારી છું. હું તમારી સ્થિતિ સમજું છું.

તમે જે કહો છો તે પરથી સ્પષ્ટ છે કે આ પ્રકરણમાં વચનભંગ થયો છે એમ જે તમને લાગ્યું છે એ જ મુદ્દાની વાત છે. હું જોઈ શકું છું કે ઠાકોર સાહેબની જાહેરાત, જેની તેમણે પાછળથી સરદાર વલ્લભભાઈ પટેલને આપેલા કાગળથી પૂરણી કરવામાં આવી હતી, તેના અર્થ વિષે શંકાને સારુ અવકાશ હોઈ શકે એમ છે. અને તેથી મને લાગે છે કે એવી શંકાનો ઉકેલ કરવાનો સૌથી સરસ માર્ગ એ જ છે કે દેશના સૌથી વડા ન્યાયમૂર્તિ આગળ તેનો અર્થ કરાવવો. તેથી હું એવી દરખાસ્ત કરું છું કે ઠાકોર સાહેબની સંમતિથી — અને એઓ તેવી સંમતિ આપવા તૈયાર છે એવા ખબર આવ્યા છે — તેમની ઉપર જણાવેલી જાહેરાત તથા કાગળની રૂએ સમિતિ કઈ રીતે રચાવી જોઈએ એ બાબત ઉપર હિંદના વડા ન્યાયમૂર્તિનો અભિપ્રાય લેવો. આ પછી એમણે આપેલા નિર્ણય મુજબ સમિતિ નીમવામાં આવે, અને એમ પણ ઠરાવવામાં આવે કે સમિતિના સભ્યો વચ્ચે પણ જે જાહેરાતને અનુસરીને એમણે ભલામણો કરવાની છે તેના કે તેના કોઈ અંશના અર્થ વિષે મતભેદ ઊભો થાય તો તે સવાલ પણ એ જ વડા ન્યાયમૂર્તિ પાસે રજૂ કરવામાં આવે ને તેમનો નિર્ણય છેવટનો ગણવામાં આવે.

હું પૂર્ણપણે માનું છું કે આવી ગોઠવણ ઠાકોર સાહેબ તરફથી પોતે પોતાની જાહેરાતમાં આપેલાં વચનોનો અમલ કરશે એવી ખોળાધરી સાથે અને મારા તરફથી પણ તેઓ

તેમ કરશે એ રીતે હું મારું વજન મૂકીશ એવી ખોળાધરી સાથે તમને મળ્યા પછી તમારા મનમાં ઊભી થયેલી બધી બીક દૂર થશે, અને આ પ્રકરણમાં ન્યાય થાય એ સારુ હવે બધી સાવચેતી લેવાઈ છે એવી લાગણીમાં તમે મારી જોડે સહમત થશો, અને અનશન છોડી તમારા દેહને થઈ રહેલા કષ્ટમાંથી અને મિત્રોને ચિંતામાંથી મુક્ત કરશો.

હું તમને જણાવી ચૂક્યો છું કે હું તમને અહીં મળવા અને તમારી જોડે ચર્ચા કરવા ઘણો રાજી છું, જેથી રહીસહી શંકાઓ તેમ જ સંદેહ દૂર થઈ જાય."

## ગાંધીજીનો જવાબ

ગાંધીજીએ ના૦ વાઈસરૉયને જવાબ વાળતાં નીચલો કાગળ તુરત જ રેસિડેન્ટ મિ. ગિબસન ઉપર મોકલ્યો :

તમારો પત્ર મળ્યો. વળી કેટલાક મુદ્દા વિષે મારે સ્પષ્ટતા જોઈતી હતી તેથી તમે મારી પાસે આવી રૂબરૂ મળી ચર્ચા કરી ગયા. મારી અત્યારની તબિયતમાં હું શરીરશક્તિ બને તેટલી બચાવવા માગું છું તેથી એ મુદ્દાઓને કાગળ પર મૂકતો નથી. માત્ર તમને નીચેનો સંદેશો ના. વાઈસરૉયને તારથી મોકલવા વિનંતી કરું છું :

"આપે તાકીદે મોકલેલા જવાબ માટે આપનો આભારી છું. જવાબ તાબડતોબ મને ૧૦-૪૫ વાગ્યે પહોંચાડવામાં આવ્યો છે.

જવાબમાં જોકે સ્વાભાવિક રીતે જ ઘણી વસ્તુઓનો ઉલ્લેખ બાકી રહ્યો છે, છતાં આપના ભલા સંદેશાને અનશન છોડવાને સારુ અને જે લાખો લોકો મારા ઉપવાસની પાછળ વહેલા સમાધાનને સારુ પ્રાર્થનાઓ અને બીજા પ્રયત્નો કરી

રહ્યા છે તેમની કાળજી દૂર કરવાને સારુ હું પૂરતું કારણ ગણું છું. મારે પક્ષે એટલું જ કહેવું ઉચિત સમજું છું કે જે બાબતોનો આપના તારસંદેશમાં ઉલ્લેખ નથી તે મારા તરફથી પડતી મુકાઈ નથી, પણ તે બાબતમાં મને સંતોષ મળવો રહેશે. છતાં રૂબરૂ ચર્ચા થતાં સુધી તે બાબતો મુલતવી રાખી જ શકાય. દાક્તરો દિલ્લી સુધીની મુસાફરી કરવાની રજા આપશે કે તુરત જ હું દિલ્લી આવીશ.

જેના ઉપર મારે અનશન કરવું પડ્યું તે પ્રકરણ આટલી તાકીદે અને આટલી સહાનુભૂતિથી હાથમાં લીધાને સારુ ફરી એક વાર આપનો આભાર માનું છું."

હરિજનબંધુ, ૧૨-૩-૧૯૩૯

## ૫૮

# પૂર્ણાહુતિ

મારા અભિપ્રાય મુજબ આ પૂર્ણાહુતિ લાખો જનતાની પ્રાર્થનાનું ફળ છે. મારાં એ દરિદ્રનારાયણોને હું ઓળખું છું. ચોવીસે કલાક મને એમનું રટણ છે. સવારે જાગતાં ને રાત્રે સૂતાં એમનું જતન એ જ મારું ભજનપૂજન છે, કારણ એ મૂગાં દરિદ્રનારાયણોના અંતરમાં વસતા પ્રભુ સિવાય બીજા ઈશ્વરને હું નથી ઓળખતો. તેમને એ અંતરજામીની ઓળખ નથી, મને છે. અને હું એ જનતાની સેવા વાટે જ પરમેશ્વરને સત્યરૂપે કે સત્યને પરમેશ્વરરૂપે ભજું છું.

પણ હું જાણું છું કે એ દરિદ્રનારાયણો ઉપરાંત આખી દુનિયાભર બીજા પણ ઘણા ઘણાની પ્રાર્થનાઓ તથા સહાનુભૂતિ મારે સારુ વહી રહી હતી અને બુદ્ધિશક્તિવાળા વર્ગે માનભરી સમજૂતી કરાવીને ઉપવાસનો સત્વર અંત આણવા અવિરત યત્ન કર્યો હતો. આમાં અંગ્રેજ, હિંદી સૌ કોઈ સામેલ હતા. રાજકીય દૃષ્ટિએ જોતાં આ સમાધાન ના. વાઈસરૉયે કરાવ્યું ગણાય.

હું જાણું છું કે અંગ્રેજ લોકો ઉપવાસની રીત સમજી શકતા નથી — ખાસ કરીને જેને કેવળ રાજદ્વારી ગણી શકાય તેવા પ્રશ્નને અંગે. ઘણી વાર તો તેમને આવી રીત પ્રત્યે નરી સૂગ જ ચડે છે. એવા હિંદીઓને પણ હું જાણું છું

જેઓ ઉપવાસના માર્ગની કદર કરી શકતા નથી. મારામાં શક્તિ આવ્યે હું 'ઉપવાસના માર્ગ' વિષે લખવા ઉમેદ રાખું છું, કારણ પચાસથી વધુ વર્ષના મારા અનુભવે મને ખાતરી કરાવી છે કે સત્યાગ્રહના શાસ્ત્રમાં એને એક ચોક્કસ સ્થાન છે જ.

ઉપવાસનો અહીં ઉલ્લેખ કરવાનું મને ખાસ કારણ છે. હું ના. વાઇસરૉયે લીધેલા તાત્કાળિક પગલાની પૂરી કિંમત આંકવા માગું છું, કારણ વાઇસરૉય અંગ્રેજ માનસના પ્રતિનિધિને સ્થાને છે. તેઓ કહી શકતા હતા — અને ઓછામાં ઓછો હું તો તેમનું તેમ કરવું તેમની દૃષ્ટિએ બરોબર જ લેખત — કે, 'આ માણસના ધંધા કોઈ વાતે સમજી શકાય એમ નથી. એનાં અનશન અને ઉપવાસોને અંત જ દેખાતો નથી. રોજ ઊઠીને એની એ હૈયાહોળી. કોક દિવસ તો આ સ્થિતિનો અંત આણ્યે જ છૂટકો છે. એ તો કોઈ દિવસ કહેવાનો નથી કે આ હવે મારો છેલ્લીવારનો ઉપવાસ છે. આ વખતે તો પહેલાં ઉપવાસ છોડે ત્યાર પછી જ બીજી વાત. બસ, ત્યાં સુધી એની સાથે વાત નહિ ને ચીત નહિ. એ આ જ લાગનો છે.'

હું જાણું છું કે ના. વાઇસરૉયે આવું વલણ લીધું હોત તો નીતિની દૃષ્ટિએ તે ખોટું ગણાત; પણ રાજકીય દૃષ્ટિએ જોતાં અને અંગ્રેજના દૃષ્ટિબિંદુથી વસ્તુસ્થિતિ વિચારતાં, જો તે તેવા અક્કડ રહ્યા હોત તો, હું તેમના પગલાને બરાબર કહેત. મારી આશા તો એવી છે કે ઊલટું અંગ્રેજ માનસને અકળ એવી આ પદ્ધતિની આવી કદર અને તેનો આવો શુભ અંત મેં જેને પ્રાથમિક અન્યાય કહ્યો છે તેનું પરિમાર્જન

કરીને જ નહિ અટકે, પણ તે આખા વાતાવરણને ચોખ્ખું કરશે અને દેશી રાજ્યોના સમગ્ર પ્રશ્નનો સર્વસામાન્ય ઉકેલ આણવામાં મદદરૂપ થઈ પડશે.

હું એમ નથી કહેતો કે બધાં રાજ્યોને રાજકોટના દાખલાને અનુસરવું પડશે. રાજકોટની વાત ન્યારી છે, અને તેને એક અલગ કિસ્સા તરીકે ગણવું જોઈએ. એવાં રાજ્યો છે જેના પ્રશ્નો તેના જ ગુણદોષ મુજબ સ્વતંત્રપણે છણાવા જોઈએ. પણ પ્રજાની આંખ આજે દેશી રાજ્યોના પ્રશ્ન ઉપર જ ચોંટી છે. મને આશા છે કે એ પ્રશ્નના ઉકેલમાં વિલંબને સારુ ગુંજાશ નથી એ વાત સૌ સ્વીકારશે.

રાજાઓ મારા શબ્દ ઉપર વિશ્વાસ રાખે કે હું રાજકોટ એમના મિત્ર તરીકે અને સો ટકા શાંતિદૂત તરીકે જ આવ્યો હતો. મેં જોયું કે રાજકોટમાં સત્યાગ્રહીઓ અણનમ હતા, અને એ સ્વાભાવિક હતું. તેમની ઇજ્જત હોડમાં હતી. તેમની સત્ત્વપરીક્ષા હતી. મારી ઉપર જુલમોનાં બયાનોનો ધોધ ચાલુ હતો. મને લાગ્યું કે જો હું સત્યાગ્રહ ચાલુ રહેવા દઉં તો માનવી પશુતાના બૂરામાં બૂરા વિકારો ફાટી નીકળશે. એમાંથી પછી માત્ર રાજકોટ રાજ્ય અને સત્યાગ્રહીઓ વચ્ચે જ નહિ પણ, માણસનું મન વ્યષ્ટિમાંથી સમષ્ટિ તરફ દોડે છે તેમ, રાજાઓ અને પ્રજા વચ્ચે સર્વ સામાન્ય ઝેરવેરભર્યો તીવ્ર વિગ્રહ ઊભો થાત.

અત્યારે પણ દેશમાં એક વધતો જતો જનસંપ્રદાય છે જેમની ખાતરી થઈ ચૂકી છે કે રાજાઓ કોઈ વાતે સુધાર્યા સુધરે તેમ નથી અને એ 'જંગલી યુગના અવશેષો'ને મિટાવ્યા વિના ભારતવર્ષની મુક્તિ નથી. હું તેમનાથી જુદો પડું છું,

અને અહિંસામાં અને તેથી માનવસ્વભાવની ભલાઈમાં માનન
તરીકે મારું વલણ બીજું ન હોઈ શકે. મારી દૃષ્ટિએ હિંદમ
તેમનું સ્થાન છે. પ્રાચીન કાળની તમામ પરંપરાઓ ભૂંસ
કાઢવી શક્ય નથી. તેથી હું માનું છું કે જો રાજાઓ ભૂતકાળન
પાઠ હૈયે ધરશે, યુગબળને ઓળખશે અને તેને અનુકૂળ થ
તો બધું કુશળ છે. માત્ર આ બાબતમાં થાગડથીગડ ક
નહિ ચાલે. તેમણે ભડ થઈને વીરગતિએ કદમ ઉઠાવવ
પડશે. રાજકોટને જ તેમણે અનુસરવું જોઈએ એમ નથ
પણ સાચી અને મુદ્દાની સત્તાઓ પ્રજાની તરફેણમાં તેમણ
છોડવી જ પડશે.

આ સિવાય, હું જાણું છું ત્યાં લગી, સ્થિતિને સાચવ
લેવાનો અને ભારતવર્ષને ભયાનક ખૂનખરાબીમાંથી બચાવ
લેવાનો બીજો કોઈ વચલો રસ્તો નથી. રાજાઓને લગતા ક
કાગળો મારી પાસે આવ્યા છે તે મારાથી છાપ્યા જાય એ
નથી. પણ આ વિષે મારે આગળ ઉપર વધુ કહેવા લખવા
થશે. અત્યારની મારી શારીરિક નબળાઈની સ્થિતિમાં આ
નિવેદન લખાવવું પણ પરિશ્રમરૂપ છે, છતાં લખાવી રહ્
છું, કારણ અત્યારે જ્યારે મારામાં ઉપવાસની મનોદશા હજ
ચાલુ છે અને જેને હું આધ્યાત્મિક આનંદ કહું છું તે મારામ
ઊભરાઈ રહ્યો છે તેવી વેળાએ મારે મારા સારામાં સાર
વિચારો આપી દેવા જોઈએ.

વળી ભાયાતોનો અને ગરાસિયાનો પ્રશ્ન છે. તેમણ
તેમનો કેસ મને સમજાવ્યો. મેં તેમને મારી સહાનુભૂતિન
ખાતરી આપી છે. તેઓ મને તેમનો મિત્ર ગણે અને માર
પર વિશ્વાસ રાખે. તેઓ પણ ગરાસિયા તથા ભાયાત

તરીકે રહે એવી મારી ઇચ્છા છે. પણ તેમણે સુધ્ધાં કાળને ઓળખીને ચાલવું પડશે. તેમણે પોતાનાં જીવન નવેસર રચવાં પડશે. જેમના પર તેઓ એક પ્રકારનો અધિકાર ભોગવે છે તે પ્રજા જોડે તેમણે ઓતપ્રોત થવું પડશે.

મુસલમાન ભાઈઓ પણ આવેલા. મેં મુદ્દલ આનાકાની વગર કે દલીલ કર્યા વગર તેમને કહી દીધું કે તેમનાં ખાસ હિતોની રક્ષાની તેમને ખોળાધરી આપવામાં આવશે. વળી જો રાજકોટમાં તેમને અંકેલ બેઠકો સાથેનો સ્વતંત્ર મતાધિકાર જોઈતો હોય તો તે પણ હું કરાવી આપું. ધાર્મિક સ્વતંત્રતાની સંપૂર્ણ રક્ષાને સારુ વગરમાગ્યે તેમને પૂરેપૂરી ખોળાધરી અપાશે. અને સુધારા સમિતિ ઉપર નિમાવાની બાબતમાં પણ જો તેમનો આગ્રહ હશે તો હું તેમનો વિરોધ નહિ કરું. તેમના મનમાં અને આખા દેશભરના મુસલમાનોના મનમાં આ બાબતમાં કશો વસવસો ન રહેવા પામે તે સારુ આ વાત અહીં કહી નાંખવી મેં જરૂરી ગણી. હું ઇચ્છું છું કે તેઓ સમજે કે હું અથવા મહાસભા એમને એમનાં દીન તથા સંસ્કૃતિની રક્ષાને સારુ જે કંઈ ખોળાધરીઓ જરૂરી હોય તેમાં લેશમાત્ર ઘટાડો કરવાનો ગુનો કદી પણ નહિ કરીએ.

આજે સવારે ૧૦–૪૫ વાગ્યે મને મળેલો ના. વાઇસરૉયનો તારનો સંદેશો અને મેં તેમને તારથી વાળેલો જવાબ જ માત્ર મેં છાપાંમાં પ્રગટ કર્યા છે. એ વિષે મારે ખુલાસો કરવો રહ્યો છે. આ બે સંદેશાઓમાં તે અગાઉના સંદેશાઓની આપેલેનો ઉલ્લેખ છે. ના૦ વાઇસરૉયની પૂરી સંમતિથી હું તે છાપતો નથી. તેમણે મને નથી રોકયો. હું જાણું છું કે જાહેર કાર્યકર્તાઓને છૂપા સંદેશા મોકલવામાં તેઓ માનતા

નથી. પણ જેની ચર્ચા અત્યારે કરવી બિનજરૂરી ગણાય એવાં કારણોસર, જે કાર્યને ખાતર આ બધો વહેવાર થયો તે કાર્યના જ હિતની દૃષ્ટિએ, એ પ્રગટ કરવો એ ડહાપણભર્યું નથી એ દલીલ મને ગળે ઊતરી. તે પ્રગટ કરવાની જરૂર કદી ન પડો. મારા સંદેશાઓમાં એવા ઉલ્લેખ છે જેની વિગત આપવી પ્રસ્તુત ગણાય, પણ તે ઉલ્લેખ જાહેર પ્રજાને સારુ કરેલા નથી. તેથી આગલા સંદેશાઓ પ્રગટ ન કરવાની જવાબદારી મારી એકલાની છે.

મહાસભાના અધિવેશન વિષે પણ કહી લઉં. મારો જીવ ત્યાં વળગ્યો છે, પણ હું જોઉં છું કે હવે મારાથી ત્યાં નહિ જ પહોંચી શકાય. હજુ મને નબળાઈ ઘણી છે. પણ એથીયે વધુ મહત્ત્વની વાત તો એ છે કે રાજકોટ પ્રકરણ અને તેના ગર્ભમાં રહેલું બધું પૂરું પાર ઉતારવું હોય તો મારે ત્રિપુરી તથા રાજકોટ એમ બેઉ જગાએ મારું ધ્યાન ન વહેંચવું જોઈએ. રાજકોટ ઉપર જ મારું બધું લક્ષ એકાગ્ર કરવું જોઈએ. અહીં હજુ ઘણું કરવાનું રહ્યું છે. દિલ્હી પણ શક્તિ આવે કે તરત જવું જોઈએ. મને આશા છે કે ત્રિપુરીમાં સૌ સારાં વાનાં થશે.

આટલાં બધાં વરસમાં આ વરસે જ મહાસભાના અધિવેશનમાં ગેરહાજર રહેવું એ મારે સારુ એક અજબ અનુભવ છે. પણ જે થયું તે સારું જ થયું છે. મારા વગર કશું ગંભીર કામકાજ થઈ શકે નહિ એવું અભિમાન મારામાં શા સારુ જોઈએ? ત્રિપુરીમાં મળેલા લોકનેતાઓ મારા જેટલા જ હિમ્મતવાન, ત્યાગી અને કર્તવ્યપરાયણ છે. તેથી મને તો શંકા જ નથી કે બીજી કોઈ નીતિ અખત્યાર કરવામાં આવે

તોપણ કશી કડવાશ નહિ થવા પામે અને કોઈ વિચાર, વાણી કે વર્તનથી હિંસા નહિ કરે.

અંતમાં છાપાંના ખબરપત્રીઓનો હું આભાર માનવા ઇચ્છું છું. આ બધા ચિંતાભર્યા દિવસો દરમ્યાન તેઓ મારી સાથે રહ્યા છે. તેમને સારુ હું મગરૂર છું. છાપાંવાળાની સર્વોત્તમ પરંપરાને તેમણે દીપાવી છે. તેમણે ધાંધલિયા બની ભાતભાતના ગપગોળાના બજાર ન ખોલતાં સંગાથી શાંતિદૂતો તરીકે કામ કર્યું. તેમણે મારી વધુમાં વધુ અનુકૂળતા સાચવી. મને ક્યારેય સંતાપ્યો નહિ.

મારી દાક્તરી સંભાળ લેનારા મિત્રોનો પણ હું જાહેર રીતે આભાર માનું છું. તેમણે વગરઆનાકાનીએ મારી સારવાર કરી છે.

પ્રાર્થનામાં માનનારા તેમની પ્રાર્થનાઓ ચાલુ રાખશે એવી ઉમેદ રાખું છું. એક રીતે જોતાં મારું કામ હવે જ શરૂ થાય છે. હું વળી પાછો દુન્યવી જીવનની ભૂમિકા ઉપર આવું છું. મારે નાજુક વાટાઘાટો ચલાવવી રહી છે. જે ચોમેરના સદ્ભાવથી હું અત્યારે નાહી રહ્યો છું તે હું ગુમાવવા માગતો નથી.

હું ઠાકોર સાહેબના વિચાર કરું છું, દરબારશ્રી વીરાવાળાના વિચાર કરું છું. મેં તેમના પર ટીકા કરી છે, પણ તે કેવળ મિત્રભાવે કરી છે. હું ફરી વાર કહું છું કે ઠાકોર સાહેબ પ્રત્યે મને એક પિતાના જેવો જ ભાવ છે. તેમના પ્રત્યે મેં મારા રખડુ પુત્ર પ્રત્યે કર્યું છે તે કરતાં કશું વધારે નથી કર્યું. તેમની આંખ આગળ જે કંઈ બની ગયું તેનું મહત્ત્વ બેઉ જણ સમજે એમ ઇચ્છું છું. અને મેં જે કંઈ

કહ્યું કર્યું તે બધું મિત્રદાવે કર્યું એ વાત તેઓ સમજી ગયા છે, તેની કદર બૂજે છે અને હું તેમના તરફની જે અપેક્ષા કરી રહ્યો છું તેવો જવાબ વાળવા તૈયાર છે, એવી વધામણી જો મને મળે તો ખરેખર મારા અનશનનું સાચું સાર્થક થયું ગણાય.

રાજકોટ કાઠિયાવાડનું નાભિકેન્દ્ર છે. રાજકોટને પ્રજાતંત્ર મળે તો કાઠિયાવાડનાં બીજાં રાજ્યો આપમેળે અને કશા વધુ સત્યાગ્રહ વગર એની પંગતમાં બેસશે. સૃષ્ટિમાં આબેહૂબ એકસરખી એવી કોઈ બે બીનાઓ નથી બનતી. થોકબંધ વિવિધતામાં જ એનું સૌંદર્ય રહેલું છે. કાઠિયાવાડનાં રાજ્ય-બંધારણોમાં પણ ભલે વિવિધતા રહે. થડ સાચું રહેવું જોઈએ.

રાજકોટ, ૭–૩–૩૯

હરિજનબંધુ, ૧૨–૩–૧૯૩૯

## ૫૯

# એનો મર્મ

રાજકોટ પ્રકરણ વિષે તાજા થયેલા સમાધાન વિષે ટીકાકાર કહી શકે છે: 'તમને એવું શું મળી ગયું કે તમે ઉપવાસ છોડચા? કેદીઓ છૂટવા ઉપરાંત તમારી માગણીમાંની એક પણ હજુ પૂરી કરવામાં નથી આવી. કેદીઓને છોડવવા સારુ તો કંઈ તમે ઉપવાસ નહોતા જ માંડચા.'

ઉપરટપકે જોતાં આ દલીલ સચોટ છે, નિષ્ઠુરપણે સચોટ છે. મારો જવાબ એક જ છે: શબ્દાર્થ નિર્જીવ વસ્તુ છે, શબ્દની પાછળ રહેલો ભાવ એ જ જીવનદાયી વસ્તુ છે.

અહીં જીવનદાયી વસ્તુ એ છે કે આ મામલામાં રાજકોટ આખા ભારતવર્ષની દૃષ્ટિએ પ્રતિનિધિરૂપ બન્યું છે. ઠાકોર સાહેબનું સ્થાન ના. વાઇસરૉયે લીધું છે, ને તેમનો શબ્દ ન માનવાનું મને કશું જ કારણ નથી.

ઠાકોર સાહેબે મારી બધી માગણીઓ સ્વીકારી હોત તોપણ તે પૂરી થવા બાબતમાં મારા મનમાં વસવસો રહેત. અને છતાં તેનો સ્વીકાર તો મારે કરવો જ પડત. અહીં તો મેં પોતે સરદારને ઠાકોર સાહેબે આપેલા કાગળમાં રહેલા અર્થને જાણીબૂજીને શંકાનો વિષય બનવા દીધો છે. હું તો એમ જ માનીને ચાલ્યો હતો કે એ કાગળનો એક જ અર્થ થઈ શકે, એમાં બે અર્થ થઈ શકે એમ હતું જ

નહિ. પણ મારાં પાનાં જો કોઈ જોવા માગે તો તેને તેવી તપાસ, ફેરતપાસ અને ચકાસણી કરવા દેવાનો, અને જો ક્યાંયે મારી ભૂલ માલૂમ પડે તો તેનું પરિમાર્જન કરવાનો સત્યાગ્રહી તરીકે મારો ધર્મ છે.

તેથી થયેલા સમાધાનનો મારો અર્થ તો એવો છે કે પરમેશ્વરે મને ધાર્યા કરતાં ઘણું વધારે આપ્યું છે. મારી આ અટકળ બરોબર છે કે કેમ એ તો સમય જ બતાવશે.

રાજકોટ, ૮-૩-૩૯

હરિજનબંધુ, ૧૨-૩-૧૯૩૯

## ૬૦

# રાજકોટની પ્રજા પ્રત્યે

## ૧

જે હેતુથી હું આવ્યો હતો તે ઈશ્વરકૃપાએ સફળ થયો છે. ના. ઠાકોર સાહેબની પ્રતિજ્ઞા પળાશે અને ૨૬ મી ડિસેંબરની એમની જાહેરાતને અનુસરતું રાજ્યતંત્ર સ્થપાશે, અને તેમ થવાની ખોળાધરી ના. ઠાકોર સાહેબ તરફથી ને તેમની સંમતિથી વડી સરકાર તરફથી મળી છે. આટલો સરળ ને લૌકિક અર્થ ના. વાઈસરૉય સાહેબ અને મારી વચ્ચે થયેલા તારવહેવારનો છે. આને હું શુભ અને ધાર્યાં ઉપરાંત વધારે સારું પરિણામ માનું છું. એને સારુ આપણે પ્રભુનો પાડ માનીએ. એની કૃપા વિના આવું પરિણામ નીપજવું અસંભવિત હતું. રાજા પ્રજા બંનેની લાજ જળવાઈ અને લોકોએ વેઠેલી યાતના સફળ થઈ.

બીજી બાબતોનો ઉલ્લેખ આ પત્રિકામાં નથી કરતો. એ મેં છોડી નથી દીધી એટલું અહીં કહેવું બસ થવું જોઈએ. છાપાબંધી વગેરે અગવડો હજુ દૂર નથી થઈ એ મારી જાણ બહાર નથી. એ દૂર કરાવવાનો પ્રયત્ન ચાલુ છે. એ દૂર થશે જ.

આમાં આપણને ફુલાઈ જવાનું કશું કારણ નથી. પ્રજાજને ખરું કામ તો હવે કરવાનું છે. રાજ્યતંત્ર મળશે

તો ખરું, પણ પ્રજા તેને ઝીલશે? શોભાવશે? આનો જોઈતો જવાબ આપવા સારુ પ્રજાએ આજથી તૈયારી કરવી ઘટે છે. સભાઓ અને ભાષણોની જરૂર હવે થોડી હોવી જોઈએ. અને રહે તો તેનો ઉપયોગ લોકોને જોઈતું શિક્ષણ આપવા પૂરતો હશે. સફળતા મેળવવા સારુ દરેક સ્ત્રીપુરુષે પોતાનો ફાળો આપવો પડશે.

૧. હિંદુ, મુસલમાન ઇત્યાદિ વચ્ચે ફૂટ ન હોવી જોઈશે.

૨. હિંદુમાં ઊંચનીચના, સ્પૃશ્યાસ્પૃશ્યના ભેદભાવો વર્તે છે, તે નાબૂદ થવા જોઈશે.

૩. આપણો કારભાર સત્ય અને અહિંસાને આશ્રયે ચાલવાનો છે, એટલે પરસ્પરના વહેવારમાં અહિંસા કેમ કામ કરે છે એ સમજાવું જોઈશે.

૪. લોકસમસ્તમાં સેવાની ભાવના પેદા થવી જોઈશે.

૫. કેટલાંક નવયુવકો ને યુવતીઓએ પોતાની સેવા પ્રજાને અર્પવી જોઈશે.

૬. ખટપટ અને દ્વેષભાવ જઈને આપણામાં નિયમન આવવું જોઈશે.

૭. લોકોએ ઉદ્યમી થવું જોઈશે; ને તેથી તેઓ કાંતણ ઇત્યાદિ કરે ને ખાદીવ્રત લે.

૮. ભણેલાં અભણને અક્ષરજ્ઞાન આપે.

રાજકોટ, ૯–૩–૩૯

## ૨

અહિંસક સ્વરાજમાં લોકોએ પોતાના હક જાણવાપણું નથી હોતું, પણ પોતાના ધર્મ જાણવા પાળવાપણું અવશ્ય હોય છે. કોઈ ફરજ એવી નથી કે જેને છેડે કંઈક હક ન હોય.

અને ખરા હક કે અધિકાર એ જે કેવળ પાળેલા ધર્મમાંથી ઉત્પન્ન થાય છે. જે સેવાધર્મ પાળે છે તેને જ શહેરીના ખરા હક મળે છે, ને તે જ તેને જીરવી શકે છે. જૂઠું બોલવાનો, મારપીટ કરવાનો અધિકાર તો સહુને છે, પણ તે અધિકારનો અમલ કરતાં અમલ કરનારને તેમ જ સમાજને નુકસાન થાય છે. પણ જે જૂઠું ન બોલવાનો એટલે સત્યનો ને મારપીટ ન કરવાનો એટલે અહિંસાનો ધર્મ પાળે છે તેને જે પ્રતિષ્ઠા મળે છે તે તેને ઘણા અધિકાર અપાવે છે. અને તેવા માણસ પોતાના અધિકારને પણ સેવા સારુ વાપરે છે, સ્વાર્થ સારુ કદી નહિ.

પ્રજાનું સ્વરાજ એટલે પ્રત્યેક વ્યક્તિના સ્વરાજમાંથી ઉત્પન્ન થયેલું પ્રજાસત્તાક રાજ્ય. આવું રાજ્ય એ કેવળ પ્રત્યેક વ્યક્તિના શહેરી તરીકેના પોતાના ધર્મના પાલનમાંથી જ ઉત્પન્ન થાય છે. આ સ્વરાજમાં કોઈ ને પોતાના અધિકારનો ખ્યાલ સરખોય નથી હોતો. અધિકાર આવશ્યક હોય ત્યારે એની મેળે દોડી આવે છે.

આવા વિચારની આપલેમાંથી ગઈ કાલે કાર્યકર્તાઓની સભાએ એ નિર્ણય કર્યો કે, ચૂંટી કાઢેલા સ્વયંસેવકો અને સેવિકાઓ ગામડાંમાં તેમ જ શહેરમાં લોકોને સ્વરાજના ધર્મના પાઠ આપે. જેમકે ગામડાંમાં જનાર સ્વયંસેવક લોકોને ગામડાંને સાફ અને સ્વાવલંબી કરવાનો ધર્મ શીખવે. સ્વરાજમાં ગામડાં સરકાર સાફ કરી નહિ દે, પણ લોકો તેને પોતાનાં માની પોતે જ સાફ કરશે. ગામડાં ગ્રામઉદ્યોગો નાશ થવાથી પાયમાલ થઈ ગયાં છે. તેનો પુનરુદ્ધાર ગ્રામ-ઉદ્યોગોનો ઉદ્ધાર કરવાથી જ થવાનો છે. આમાં રેંટિયો

મધ્યબિંદુ છે, ને તેની આસપાસ બીજા ધંધા ગોઠવાયેલા રહે છે. રાજકોટ રાજ્યમાં બધાં પોતાનો ધર્મ સમજે તો કોઈ સ્વદેશી કપડાં નહિ પહેરે, પણ સહુ પોતે કાંતેલા સૂતરની કે રાજ્યમાં કંતાયેલા સૂતરની ખાદી પહેરશે. આમ લોકો ઉદ્યમી થઈ જાય ને પ્રજાના કલ્યાણ સારુ ઉદ્યોગો કરે તો પ્રજાના લાખો રૂપિયા બચે, પ્રજાનું ધન વધે, ને પ્રજા ઓછામાં ઓછા કર ભરી વધારેમાં વધારે સુખી થાય. જેઓ પ્રજાને અર્થે મહેનત કરે છે તે રૂપિયા આપી કર ભરનારના જેટલો જ કર ભરે છે. રૂપિયો અમુક મહેનત કર્યાની સંજ્ઞા છે. તેની બહાર રૂપિયાની કાંઈ કિંમત નથી. હું એક રૂપિયાનો બજારમાંથી આટો લાવું તેનો અર્થ એ થયો કે, ઘઉં ઉગાડનાર, તેને લાવનાર, તેને દળનારની મજૂરી મેં ચૂકવી. એટલે ખરો ધનિક અને મૂડીદાર તે જેને જ્ઞાન ઉત્પન્ન થયું છે તે મજૂર કે મહેનત કરનાર છે. હું રાજ્યને દર વરસે એક રૂપિયો કર આપું કે એક રૂપિયા જેટલી મહેનત આપું એ બંને સરખાં છે, ને કેટલીક વાર રાજ્યને નાણાં કરતાં મહેનત વધારે કીમતી થઈ પડે છે. મહેનતરૂપી કર પ્રજાને પુષ્ટ કરે છે. જ્યાં પ્રજાજન સ્વેચ્છાએ પ્રજાસમસ્તના કલ્યાણ અર્થે મહેનત કરે છે ત્યાં નાણાંની આપલે કરવાની ઓછી જરૂર રહે છે, કર વસૂલ કરવાની અને તેનો હિસાબ રાખવાની મહેનત બચી જાય છે; છતાં પરિણામ કર આપ્યા જેટલું જ આવે છે.

ઉપર પ્રમાણે તાલીમ દરેક સ્ત્રીપુરુષને મળવી જોઈએ. રાજ્યની મિલકત તે પ્રજાની મિલકત છે. ના. ઠાકોર સાહેબ તેના ટ્રસ્ટી છે. ટ્રસ્ટી તરીકે તેમણે પોતે ને રાજકુટુંબીઓએ પોતાનો ધર્મ પાળવો જોઈએ, અને એ ધર્મપાલનમાંથી તેઓને

અમુક રકમ લેવાનો હક પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે રાજાઓ રાજધર્મ પાળે તો રાજાપ્રજા વચ્ચે કડવાશ પેદા થાય જ નહિ.

સ્વરાજમાં રાજાથી માંડી પ્રજાનું એક પણ અંગ ન ખીલે એમ ન બનવું જોઈએ. તેમાં કોઈ કોઈના દુશ્મન ન હોય. બધા પોતપોતાનો ફાળો ભરે. કોઈ નિરક્ષર ન હોય. ઉત્તરોત્તર તેનું જ્ઞાન વધતું જાય. આવી પ્રજામાં રોગ ઓછામાં ઓછા હોય. કંગાલ કોઈ હોય નહિ. મહેનત કરનારને મહેનત મળતી હોય. તેમાં જુગાર, મદ્યપાન, વ્યભિચાર ન હોય; વર્ગવિગ્રહ ન હોય. ધનિક પોતાનું ધન વિવેકસર વાપરે, ભોગવિલાસ વધારવામાં કે અતિશય રાખવામાં નહિ. મૂઠીભર ધનિક મીનાકારીના મહેલમાં રહે અને હજારો કે લાખો લોક હવા અજવાળું ન હોય એવાં અંધારિયાંમાં રહે, એમ ન હોય.

હિંદુમુસલમાન, સ્પૃશ્યાસ્પૃશ્ય, ઊંચનીચના ભેદ વિષે હું આગલી પત્રિકામાં લખી ગયો છું. ગરાસિયા ભાયાતના પ્રશ્ન વિષે બે શબ્દ લખવાની આવશ્યકતા રહે છે. એઓ પણ પ્રજાનું અંગ છે, એઓને પણ સ્વરાજવાદીએ અભયદાન આપવું ઘટે છે. કોઈના વાજબી હક ઉપર અહિંસક સ્વરાજમાં કોઈ તરાપ ન મારી શકે. એથી ઊલટું કોઈ ગેરવાજબી હક પણ ન ભોગવી શકે. જ્યાં તંત્ર વ્યવસ્થિત છે ત્યાં ગેરવાજબી હક કોઈથી ભોગવી શકાતા જ નથી. ગેરવાજબી હક ભોગવનારની સામે હિંસાનો ઉપયોગ કરવાપણું નથી રહેતું. ગરાસિયા ભાઈઓને મહાસભા તરફથી ધાસ્તી પેદા થઈ છે. જો તેઓ પોતાનો ગરાસ ટ્રસ્ટી તરીકે વાપરે અને ઉદ્યોગી બને કે રહે, તો તેઓને ડરવાનું કશું કારણ નથી રહેતું. મહાસભા

કોઈના હક ઉપર ચડાઈ કરીને પ્રતિષ્ઠા ન મેળવી શકે. તેની પ્રતિષ્ઠા તેના સાર્વજનિક હિત સાધવાના સતત પ્રયત્નમાં રહેલી છે.

ગરાસિયા મંડળનું અધિવેશન હાલ ચાલે છે. આજે તેનું સરઘસ નીકળ્યું હતું તે મારી પથારી ઉપરથી હું જોઈ શક્યો હતો. તેઓનાં સૂત્રવાક્યો મને કોઈ સ્વયંસેવકે આપ્યાં છે. તે સરસ હોવાથી અહીં ઉતારું છું:

૧. કેળવણી, દારૂનિષેધ ને સાદાઈને આચરણમાં મૂકો.

૨. ગિરાસદારો રચનાત્મક કામમાં માને છે.

૩. મારું એટલું સારું નહિ માનતાં સારું એટલું મારું માનતાં શીખો.

૪. ખોટી મોટાઈ, ઈર્ષ્યા ને કુવ્યસનને તિલાંજલિ આપો.

૫. કોઈના હક ઉપર આક્રમણ કરવું એ અમારો ઉદ્દેશ નથી.

૬. દુઃખીનું રક્ષણ કરવું એ અમારો ધર્મ છે.

૭. ક્ષમા વીરસ્ય ભૂષણમ્.

૮. બોલ બોલ અમૂલ રે, બીન સોચે મત બોલ.

૯. મુક્ત થવા મર્દ બનો.

એ પ્રમાણે ચાલવાનું મંડળના સભ્યોને બળ મળો.

આટલું બધું રચનાત્મક કાર્ય તો જ થઈ શકે જો રાજકોટના લાયક નવયુવકો અને યુવતીઓ તે હોંશે ઉપાડી લે. તેઓમાં આવા કામને વિષે શ્રદ્ધા હોવી જોઈએ. મૂક સેવાની ટેવ આપણામાં બહુ ઓછી છે. એ ટેવ પાડવી જોઈએ. આવી મૂક સેવા કરનારની મંડળી મેં ગઈ કાલની સભામાં માગી. તેઓનાં નામ મને મળ્યાં છે. જો એઓ મન વાચા

કર્મથી અહિંસા ને સત્યમાં શ્રદ્ધા રાખી પોતાનું કાર્ય તનમનથી કરશે, તો રાજકોટની પ્રજા સ્વરાજનો બોજો જરૂર ઊચકી શકશે. એ સેવામંડળનાં નામો નીચે પ્રમાણે છે:

૧. શ્રી. ઉછરંગરાય ન. ઢેબર
૨. ,, જેઠાલાલ હ. જોશી
૩. ,, પોપટલાલ પુ. અનડા
૪. ,, રામજીભાઈ માણેકચંદ દોશી
૫. ,, સૌભાગ્યચંદ વીરચંદ મોદી
૬. ,, જમનાદાસ શાહ

વાંચનાર જોશે કે જે ભાઈઓને મેં સૂચવેલા કાર્યમાં કે અહિંસા સત્યમાં ધર્મરૂપે શ્રદ્ધા નથી તેઓ અળગા રહ્યા છે. પણ તેઓ આ કાર્યક્રમનો વિરોધ નહીં કરે અને મંડળનું કંઈ કાર્ય તેમનાથી શ્રદ્ધાપૂર્વક થઈ શકે એવું હશે ને તે તેઓને સોંપવામાં આવશે તો સહર્ષ કરશે. આવા ત્યાગ અને સ્વદેશ-પ્રેમને સારુ એ ભાઈઓને ધન્યવાદ આપું છું.

રાજકોટ, ૧૩–૩–૩૯
હરિજનબંધુ, ૧૯–૩–૧૯૩૯

૬૧

# ઉપવાસ વિષે

ઉપવાસ એ આદિકાળથી ચાલતી આવેલી પ્રથા છે. ઉપવાસ આત્મશુદ્ધિને અર્થે અથવા તો કોઈ ઉચ્ચ કે નીચ હેતુની સિદ્ધિને અર્થે કરવામાં આવે છે. બુદ્ધે, ઈસુએ તેમ જ મહંમદ પેગંબરે ઈશ્વરસાક્ષાત્કારને અર્થે ઉપવાસ કરેલા. રામચંદ્રજીએ પોતાની વાનરસેનાને સારુ માર્ગ માટે મહાસાગર સામે ઉપવાસ કરેલા. પાર્વતીએ મહાદેવજીને પોતાના પતિ તરીકે મેળવવા સારુ ઉપવાસ કર્યાં હતા. મારા ઉપવાસોમાં ઉપર જણાવેલા મહાન દાખલાઓનું તેમના કરતાં હળવા હેતુસર પણ મેં અનુસરણ માત્ર કર્યું છે.

મારા છેલ્લા ઉપવાસના ઔચિત્યની ચર્ચામાં ન ઊતરતાં હું એક જ પ્રશ્નનો ઉત્તર આપીશ. એમ પૂછવામાં આવ્યું છે કે, હું સેવાગ્રામથી નીકળ્યો ત્યારે ઉપવાસ કરીશ એ વાત હું જાણતો હતો કે નહિ? હકીકત એ છે કે છેલ્લાં કેટલાંક વર્ષથી ઉપવાસની બાબતમાં હું સારી પેઠે કાયર બની ગયો છું. સને ૧૯૩૩ના છેલ્લી જેલ વેળાના મારા ઉપવાસ સંખ્યામાં ઝાઝા નહોતા થયા (૭ થયેલા), પણ તેથી મને અતિ દેહકષ્ટ થયેલું. જે દિવસે મને છોડ્યો તે દિવસે તો મેં મરણભેટની તૈયારી કરી નાંખેલી. મારી માંદગીની પથારી આસપાસની ઝીણીમોટી ચીજો ઘણીખરી મેં સારવાર

કરનારી પરિચારિકાને આપી દીધી હતી. તે દિવસ પછી હમેશ મને ઉપવાસનો ડર રહ્યા કર્યો છે. આ પછી તા. ૬ ઠ્ઠી અને ૧૩ મા એપ્રિલના ૨૪ કલાકના દર વરસના ઉપવાસોએ પણ મને બતાવી આપ્યું છે કે મારું શરીર હવે કોઈ પણ લાંબા ઉપવાસ ખમી શકે એવું રહ્યું નથી.

તેથી હું સેવાગ્રામથી નીકળ્યો તે ઘડીએ રાજકોટ જઈને ઉપવાસ આદરવાનો ખ્યાલ હળવા મનથી કરવાનું મારે માટે અસંભવિત હતું. જો તેવા કશા સંકલ્પ સાથે હું નીકળ્યો હોત તો તેવા સંકલ્પની મિત્રોને અગાઉથી ખબર આપવાને હું વચનથી બંધાયેલો હતો. આમ પૂર્વસંકલ્પ જેવું કશું હતું જ નહિ. એ વસ્તુ તો એકાએક જ મને સ્ફુરી, અને તે મારા અંતરાત્માની તીવ્ર વેદનામાંથી જ જન્મી. ઉપવાસ અગાઉના મારા દિવસો આર્ત હૃદયની પ્રાર્થનામાં વીત્યા હતા. જે રાત્રે ઉપવાસનો મારો નિરધાર થયો તેની આગલી રાતના અનુભવે મને સાવ ગૂંગળાવી નાંખ્યો હતો. શું કરવું તે મને સૂઝે નહિ. સવાર પડ્યું ને મને માર્ગ સાંપડ્યો. મારે શું કરવું રહ્યું હતું તે મેં જાણ્યું હતું, પછી ભલે તેની ગમે તે કિંમત આપવી પડે. પ્રભુનો જ દોરવ્યો હું દોરાઉં છું એવી મારી શ્રદ્ધા ન હોત તો મેં કર્યો તે નિશ્ચય હું કદાપિ કરી શકત નહિ.

આટલું રાજકોટના ઉપવાસ વિષે.

ઉપવાસ એ સત્યાગ્રહના શસ્ત્રાલયમાં એક મહાશક્તિવાળું શસ્ત્ર છે. હરકોઈથી ચલાવી શકાય તેવું તે નથી જ. નરી શારીરિક લાયકાત એ એને સારુ લાયકાત નથી. ઈશ્વરમાં જીવંત શ્રદ્ધા સિવાય એ સાવ નિરુપયોગી છે. વિચારરહિત

મનોદશાથી કે નરી અનુકરણવૃત્તિથી તે કદી ન થવો જોઈએ. પોતાના અંતરાત્માના ઊંડાણમાંથી જ તે ઊઠવો જોઈએ. મારા સાથીઓમાંથી એકેને રાજદ્વારી ક્ષેત્રમાં ઉપવાસ કરવાની પ્રેરણા આજ સુધી કદી નથી થઈ, એ નોંધવાજોગ બિના છે. અને એ પણ હું આભારની લાગણી સાથે કહી શકું એમ છું કે એમણે મારા ઉપવાસો પ્રત્યે કદી રોષ દર્શાવ્યો નથી. મારા આશ્રમવાસી સાથીઓએ પણ બહુ જૂજ પ્રસંગો સિવાય ઉપવાસને સારુ અંતરનાદ અનુભવ્યો નથી. વળી એમણે એવી મર્યાદા પણ પોતાના ઉપર સ્વીકારી લીધી છે કે, પ્રાયશ્ચિત્તસ્વરૂપના ઉપવાસોની બાબતમાં સુધ્ધાં કોઈને ગમે તેટલો તીવ્ર અંતરનાદ હોય તોપણ મારી રજા વિના કોઈ ઉપવાસ કરે નહિ.

આમ ઉપવાસ એ એક અમોઘ શસ્ત્ર હોવા છતાં તેને અવશ્ય કડક મર્યાદાઓ રહેલી છે. જેઓ તેમાં અગાઉથી સારી પેઠે ઘડાયા છે તે જ તેને ચલાવી શકે. વળી મારા ધોરણથી માપી જોતાં તો ઘણાખરા ઉપવાસ સત્યાગ્રહી ઉપવાસની કક્ષામાં જ આવી શકે એમ નથી હોતા, પણ જાહેર પ્રજા જેને 'લાંઘણ' કહે છે તેવા જ હોય છે. એટલે કે તે કશા યોગ્ય વિચાર વગર અને પૂર્વતૈયારી વગર ઉપાડેલા હોય છે. આવી લાંઘણો જો વારંવાર ઉપાડવામાં આવે તો આજે તેની જે જરાતરા અસર છે તે પણ નષ્ટ થશે અને તે નરી હાંસીને પાત્ર બની જશે.

રાજકોટ, ૧૩–૩–૩૯

હરિજનબંધુ, ૧૯–૩–૧૯૩૯

## ૬૨

# સમય ઓળખો

હું જોઉં છું કે ત્રાવણકોર રાજ્યના દીવાન સર રામસ્વામી આયરને ત્રાવણકોરના બે ભડવીર શ્રી. તાણુ પિલ્લૈ તથા શ્રી. રામચંદ્રનનો તેમને જેલમાં મોકલવા કરતાં ચડિયાતો ઉપયોગ ન જડ્યો. આ કાર્યકર્તાઓ તો બહારની પેઠે જ જેલમાં પણ પોતાનો હિસાબ બરાબર આપશે. પણ ત્રાવણકોર દરબારને હું તેમના આ પગલા માટે મુબારકબાદી નથી આપી શકતો. હું રાજકોટમાં હતો ત્યારે જ સર રામસ્વામી આયરનું વક્તવ્ય મેં વાંચ્યું હતું, જેમાં પોતે જેને બહારની દખલગીરી કહે છે તેને વખોડી કાઢી છે. ત્યારે શું રાજાઓ મરજીમાં આવે તેવી અને તેટલી બહારની મદદ મંગાવે અને લે અને એકલી પ્રજા જ તે ન લઈ શકે એમ? રાજાઓ ઉપર તો બહારની મદદ લેવા સામે કશો જ પ્રતિબંધ નથી. પ્રજાપક્ષે તો તેવી મદદ લેવા સામે સ્વેચ્છાએ જ ઘણી મર્યાદાઓ મૂકી છે.

આખરે હું સત્યાગ્રહશાસ્ત્રના એક નિષ્ણાત તરીકે સલાહ આપવા સિવાય બીજું શું કરી નાંખું છું? અને આમ કરીને હું અહિંસાની ભાવનાને અને સુલેહશાંતિના કાર્યને ધપાવું છું. દેશી રાજ્યોની અને બ્રિટિશ મુલકની પ્રજા વચ્ચેનો સંબંધ હાડનો, જીવલગ અને અવિભાજ્ય છે. રાજાઓ વચ્ચે તેવું કશું નથી. તેઓ તો એકબીજાથી સ્વતંત્ર છે અને તેવા

હોવા વિષે મગરૂરી ધરાવે છે. એક જ વસ્તુ તેમને એકદોરે બાંધનારી છે, અને તે ચક્રવર્તી સત્તાની તાબેદારી. એ સત્તાની સ્પષ્ટ કે મોઘમ રજા વિના તેમનાથી એક તણખલું પણ આમથી તેમ કરી શકાય એમ નથી.

પણ આજે તો ચક્રવર્તી સત્તા પોતે જનતા — જેમાં દેશી રાજ્યોની પ્રજાનો પણ સમાવેશ છે — ની ઇચ્છા પર વધુ ને વધુ પ્રમાણમાં નમવા લાગી છે. અને જનતાને જો પોતે સત્ય, અહિંસા વાટે અજેય બળ કેળવી શકે છે એ વાતનું દર્શન થાય, તો ચક્રવર્તી સત્તા સ્વેચ્છાએ ખસી જશે અને પ્રજાસત્તા તેનું સ્થાન લેશે. તેથી મને તો લાગે છે કે સર રામ સ્વામી અને તેમની જોડે સહમત થતા બીજા દીવાનો રાજાઓના અવળા સલાહકારો છે અને રાજાઓની કુસેવા કરી રહ્યા છે. મહાસભાને અને મહાસભાના કાર્યકર્તાઓને અવગણવાનો તેમનો પ્રયાસ એ ધસમસતાં પૂરને હાથની હથેળીથી થોભાવવા મથનાર બાળકના પ્રયાસ જેવો છે. પ્રજાની ન્યાય્ય આકાંક્ષાઓને ગૂંગળાવવાના આ પ્રયત્નો ચોક્કસપણે એક બાજુએ દેશી રાજ્યોની પ્રજાઓ જે પોતાના રાજાઓ પ્રત્યે વફાદાર રહેવા માગે છે તેમની અને રાજાઓની વચ્ચે, અને બીજી બાજુએ રાજાઓ અને બની શકે તો તેમને મદદ કરવા ઇચ્છતી મહાસભા એ બેની વચ્ચે, કડવાશનાં બીજ વાવે છે.

હું રાજાઓને તથા તેમના સલાહકારોને વીનવું છું કે કાળબળને પિછાનો, સમય ઓળખો, અને તેને વરતીને ચાલવા લાગો. જુલમો વર્તાવીને તમો કદાચ ચાર દિવસને સારુ આઝાદીની ચળવળને ભોંયરે પેસાડવાની સફળતા મેળવશો, પણ તમે તેને કદાપિ કચડી શકવાના નથી. હું તો એમ

માનું છું કે ચક્રવર્તી સત્તાએ પણ પોતાનાં ક્ષોભ અને અતિસાવચેતી છોડવાં રહ્યાં છે. જો રાજાઓ પ્રત્યે તેમની ફરજ રહેલી છે, તો એ રાજાઓની પ્રજાઓ પ્રત્યે પણ અલબત્ત તેમની તેટલી જ ફરજ રહેલી છે. પ્રજાને અવગણવાના દિવસો વીત્યા છે.

રાજાઓ ન માને તો ચક્રવર્તી સત્તાએ તેમને સ્પષ્ટ ભાષામાં કહી દેવું રહ્યું છે કે પ્રજાને દબાવવાની બાબતમાં તેમને ચક્રવર્તી સત્તાની મદદ નહિ મળે. જે ચક્રવર્તી સત્તા પોતાના પ્રાંતોના કારભાર માટે મહાસભાની પાસેથી પ્રધાનો મેળવે છે તેનાથી એ મહાસભાની ઉપર પડોશનાં દેશી રાજ્યો અપમાનો વરસાવતાં હોય તે વેળાએ મૂગું ન જ બેસી રહેવાય. આવી વિસંગતિનો તત્કાળ ઉકેલ થવો જોઈએ.

ત્રાવણકોરની પ્રજાને તો હું એટલું જ કહું કે, તેમના ભડવીરો સમય પહેલાં ઝડપાઈ ગયા એમાં તેમના કાર્યને લાભ જ થયો છે. એ ધરપકડોનો જો તેઓ ડહાપણભર્યો ઉપયોગ કરી જાણશે તો જ એ લાભ તેમને ભાગે આવશે. જો હિંસા થવાનું સહેજ પણ જોખમ હોય તો સરઘસો વગેરે કશાં પ્રદર્શનો તેઓ ન જ કરે. સૌ કોઈ રચનાત્મક કામમાં વળગી જાય. સવિનય ભંગ શરૂ કરવાની તારીખને સારુ કોઈ અધીરું ન થાય. હું સલાહ આપવી ચાલુ રાખું એમ જો તેઓ ઇચ્છતા હોય તો મને પરિસ્થિતિનો અભ્યાસ કરી વાકેફ થવા દેવો જોઈએ. તેથી ફરી સવિનય ભંગ શરૂ કરતા પહેલાં મારા અભિપ્રાયની તેઓ વાટ જુએ.

સવિનય ભંગ સત્યાગ્રહનો એક ગૌણ અંશ માત્ર છે. પ્રજા આખી, સૌથી અભણ અને દલિત થર સુધીની, મૂંગી

સેવાના સામાન્ય સૂત્રે ગૂંથાઈને સંગઠિત થાય. વિદ્યાર્થીઓ પણ આ કામમાં ઘટતો હિસ્સો લઈ શકે છે. 'ઉતાવળા સો બાવરા' એ કહેણી સત્યાગ્રહીઓ યાદ રાખે. તેમની આઝાદી જે દિવસે તેમણે એ આઝાદીને સારુ સત્ય અને અહિંસાને માર્ગે, એટલે કે સમજ અને શિસ્તપૂર્વકના આત્મબલિદાનથી, લડવાની પ્રતિજ્ઞા લીધી તે જ દિવસે અંકાઈ ચૂકી છે. કારણ હું જાણું છું કે લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ તેમને હાથે કદી થવાનો નથી.

**નવી દિલ્લી, તા. ૨૦-૩-૩૯**

**હરિજનબંધુ, ૨૬-૩-૧૯૩૯**

## ૬૩

# સત્યાગ્રહીની લાયકાત

છેલ્લા ચાર દિવસના મારા ઉપવાસે સત્યાગ્રહીએ કેળવવાની લાયકાતો વિષે મને વિચાર કરતો કરી મૂકયો છે. આ લાયકાતો મેં સને ૧૯૨૧ માં વિચારી હતી અને લખી પણ હતી. પણ તે ભુલાઈ ગઈ લાગે છે. અત્યારે ઘણાં દેશી રાજ્યોમાં સત્યાગ્રહ ચાલી રહ્યો છે અગર તો ચલાવવાના વિચાર ચાલે છે. તેથી એ લાયકાતોની વિગતો ફરી એક વાર રજૂ કરવાની અને ઘણા કાર્યકર્તાઓમાં જે ભૂલભર્યા વિચારો પ્રચલિત હોવાનું જણાય છે તેની સફાઈ કરવાની જરૂર છે.

વળી અત્યારે અહિંસાથી નહિ પણ હિંસાથી બધે વાતાવરણ ધમધમી રહેલું છે એવે વખતે સૌથી વધારે કાળજી રાખવી ઘટે. બલ્કે અત્યારે કોઈ એટલે સુધી પણ વાજબીપણે દલીલ કરી શકે કે આટલા બધા હિંસામય વાતાવરણ વચ્ચે અહિંસાને અવકાશ જ નથી. આ દલીલ એટલે સુધી પણ લંબાવી શકાય કે અહિંસા સાવ નકામી વસ્તુ થઈ પડે. પણ અહિંસાવાદીનો દાવો તો એ છે કે ચાહે તેવા ભયાનક હિંસાબળને પણ માત કરનારી એકમાત્ર શક્તિ અહિંસા જ છે. આમ છતાં જ્યારે હિંસા વાતાવરણને વ્યાપી દે છે ત્યારે પણ અહિંસા સવિનય ભંગ રૂપે જ પ્રગટ થવી જોઈએ એવો નિયમ નથી. અને જો એ સવિનય ભંગ રૂપે પ્રગટ થવાની

હોય તો તેને ઘટતી મર્યાદાઓ મુકાવી જોઈએ. સત્યાગ્રહમાં સંખ્યાને પ્રતિષ્ઠા નથી, ગુણની જ કિંમત અંકાય છે — જે વખતે હિંસાનાં બળો સર્વોપરી હોય ત્યારે વળી વધારે.

વળી એ પણ ઘણી વાર ભુલાઈ જાય છે કે સત્યાગ્રહીનો હેતુ બૂરાઈ કરનારને મૂંઝવવાનો કદી નથી હોતો. એના ભયને નહિ પણ એના જિગરને જ હમેશાં જાગૃત કરવાનો એનો પ્રયત્ન હોય છે. સત્યાગ્રહી એ દુષ્ટને મજબૂર કરવા નહિ પણ એનો હૃદયપલટો કરવા જ હમેશાં ઇચ્છશે. સત્યાગ્રહીએ પોતાના તમામ આચરણમાં કૃત્રિમતાને કાઢી નાંખવી રહી. એ હમેશાં સ્વાભાવિકપણે અને અંતરના વિશ્વાસને આધારે જ વર્તશે.

આ વિચારસરણીને નજર આગળ રાખીને વાચક નીચલી લાયકાતો, જેને હું આ દેશના દરેક સત્યાગ્રહીને સારુ જરૂરી ગણું છું, તેને વિચારે અને અંતરમાં ઉતારે :

૧. ઈશ્વર ઉપર જ્વલંત શ્રદ્ધા; કારણ એ જ એકમાત્ર અતૂટ આધાર છે.

૨. તેને સત્ય અને અહિંસામાં ધર્મભાવે આસ્થા હોવી જોઈએ. અને તેથી મનુષ્યસ્વભાવના હાડમાં વસતી ભલાઈમાં તે માનતો હોવો જોઈએ. આ ભલાઈને સત્ય તેમ જ પ્રેમને રસ્તે જાતે દુઃખ ખમીને જાગૃત કરવાની તે હમેશાં આશા રાખે.

૩. તે શુદ્ધ જીવન ગાળનારો હોય અને પોતાના કાર્યને અર્થે પોતાનાં જાનમાલ સર્વસ્વનું ખુશીથી બલિદાન આપવા હમેશાં તૈયાર હોય.

૪. તે સતત ખાદીધારી તેમ જ કાંતનાર હોય. હિંદુસ્તાનને સારુ આ બાબત અગત્યની છે.

૫. એ નિર્વ્યસની હોય અને બધી જાતનાં કેફી પીણાં ઇત્યાદિથી મુક્ત રહે. તેથી તેની બુદ્ધિ હમેશાં નિર્મળ અને તેનું મન નિશ્ચળ રહેતાં હોય.

૬. વખતોવખત ઘડાતા શિસ્તના નિયમોનું તે રાજીખુશીથી અને ચીવટપૂર્વક પાલન કરે.

૭. તે જેલનિયમોનું પાલન કરે, સિવાય કે જ્યાં તેના માનભંગને ખાતર જ કોઈ નિયમો ખાસ ઘડવામાં આવ્યા હોય.

સત્યાગ્રહીની લાયકાતોની આ યાદીને કોઈ સંપૂર્ણ ન ગણે. ઉદાહરણરૂપે જ તે અહીં આપી છે.

નવી દિલ્હી, ૨૦–૩–૩૯
હરિજનબંધુ, ૨૬–૩–૧૯૩૯

## ૬૪

# દેશી રાજ્યો

દેશી રાજ્યોમાં ચાલતા સત્યાગ્રહોની જે મોકૂફી જાહેર કરવામાં આવી છે તે મોકૂફીનો પૂરો લાભ જો લોકો ઉઠાવવા ઇચ્છતા હોય, તો એ મોકૂફીનો સ્પષ્ટ અર્થ સમજી લેવો એ જરૂરનું છે. મોકૂફીનું અણધાર્યું નહિ એવું એક પરિણામ એ આવ્યું જણાય છે કે, કેટલાંક રાજ્યો પોતાના વલણમાં વધુ કડક બન્યાં છે અને મોકૂફી અગાઉ કદાચ મનમાં નહિ આણ્યું હોય તેવું દમન ચલાવવા લાગ્યાં છે. જ્યાં આમ બની રહ્યું છે ત્યાંના લોકોએ નાસીપાસ થવાનું કારણ નથી. એવી જગાએ દમન પોતે જ સત્યાગ્રહની તાલીમ થઈ પડવાનું છે, જેમ વણમાગી લડાઈ સૈનિકને તાલીમ આપે છે.

સત્યાગ્રહીઓ દમનનાં કારણો શોધી કાઢે. તેઓ જોશે કે દમનનો ભોગ થનારા લોકો જોરજુલમના સહેજ દેખાવથીયે ત્રાસી ઊઠે છે અને દુઃખસહન તથા આપભોગની તૈયારી વિનાના હોય છે. તો પછી સત્યાગ્રહનો પહેલો કક્કો ઘૂંટવાનો આ જ વખત છે. જેમને આ અજોડ બળની લગારે પિછાન થઈ છે તેઓ પોતાના પડોશીઓને નબળાઈથી અને લાચારીથી નહિ પણ બહાદુરીથી અને સમજપૂર્વક રાજ્યના દમનને સહન

કરતાં શીખવે. દાખલા તરીકે, કોઈ રાજ્ય એકાદ સંઘ કે સંસ્થાને ગેરકાયદે જાહેર કરે. એ સ્થિતિમાં તેના સભ્યો કાં તો સજાની બીકે રાજ્યના હુકમને વશ થાય, અથવા તો સવિનય ભંગની ઘડી હજુ નથી આવી એમ માનતા હોવાથી સમજપૂર્વક તેવા મનાઈહુકમ પાળે. બીજા દાખલામાં તેઓ પોતાની શક્તિનો સંગ્રહ કર્યે જશે અને અહિંસક વિરોધનું બળ ખીલવ્યે જશે. વળી વ્યક્તિ તરીકે પોતાના સંઘ અગર સંસ્થાની સ્વતંત્રપણે ગેરકાયદે ન ગણાય એવી પ્રવૃત્તિઓ તેઓ ચલાવ્યે જશે. પોતાની સંસ્થાને કાયદાની મંજૂરી અપાવવાને સારુ પણ કાયદેસરની ચળવળ તેઓ ચાલુ રાખશે. અને સ્થાનિક કાયદાઓની ચાર દીવાલો વચ્ચે રહીને કામ કરવા છતાં પણ જો કાર્યકર્તાઓને પકડવામાં આવે કે બીજી રીતે રંજાડવામાં આવે, તો તેઓ એમાં રહેલાં બધાં દુઃખો સ્વેચ્છાએ સહન કરશે. એવાં દુઃખ ખમતાં ખમતાં તેઓ અંતરખોજ કરે, અને પોતાના દિલમાં જુલમ કરનાર પ્રત્યે દ્વેષ કે રોષ છે કે કેમ, પોતાની મુસીબત વચ્ચે એક પરમેશ્વર જ પોતાનો સાચો બેલી અને માર્ગદર્શક છે એમ પોતે અનુભવે છે કે કેમ, એ તપાસે. આવી તાલીમ જો તેઓ યોગ્ય રીતે અને ચીવટપૂર્વક લેશે તો તેમનામાં અહિંસક વિરોધની ટંડી તાકાત ખીલી ઊઠશે, જે પોતે જ અમોઘ અને અજેય થઈ પડશે; અને તેથી પછી સવિનય ભંગના રૂપમાં સીધો પ્રયત્ન કદાચ સાવ બિનજરૂરી થઈ પડે.

મને ધાસ્તી છે કે, આ અગાઉની સવિનય ભંગની લડતો ઉપાડવાની બાબતમાં ઉતાવળ કર્યાના અને વધુપડતો વિશ્વાસ ધર્યાના આરોપને મારે કબૂલ રાખવો જોઈએ. દેશને નુકસાન

નથી પહોંચ્યું, કારણ પ્રજાની નાડ ઉપર હમેશાં મારો હાથ રહ્યો છે; અને પ્રભુનો પાડ છે કે જ્યાં મને ભયની ગંધ સરખી આવી અથવા મારા અભિપ્રાય કે ગણતરીમાં મને ભૂલ માલૂમ પડી ત્યાં તત્કાળ પાછું પગલું ભરતાં હું અચકાયો નથી. એટલું નુકસાન અવશ્ય કબૂલ કરવું જોઈએ કે પૂર્વતૈયારીની બાબતમાં લોકો ઢીલા રહેવાને ટેવાયા, અને તેથી એવી તૈયારીના લૂખા નિયમોના પાલનની બાબતમાં જાળવવાની કડકાઈ હવે તેમને અરુચિકર થઈ પડે છે.

અને છતાં એવું પાલન અને તૈયારી જ સત્યાગ્રહની તાલીમનું સૌથી મહત્ત્વનું અંગ છે. પાર વિનાનું વૈતરું કરવાની અતિ જરૂરી પાયરીઓ ચડ્યા વગર ઉમેદવાર સત્યાગ્રહી અમોઘ, સક્રિય અહિંસાને ખીલવી શકતો નથી. પણ સરખી રીતે સમજાય તો દમન સત્યાગ્રહીમાં સ્વાભાવિક અને સહેજે સ્ફુરી આવનારી વિરોધશક્તિ જગાડે છે, એ બતાવી આપવામાં જો હું સફળ નીવડ્યો હોઉં તો આવી સમજ સત્યાગ્રહીના રચનાકાર્યની અને તેના પ્રતીક્ષાકાળની દેખીતી રૂક્ષતાને બદલી નાંખશે. ખરું જોતાં આ વસ્તુઓ લૂખી અને નીરસ લાગે છે એ જ સત્યાગ્રહની તેમ જ અહિંસાની શક્તિ અને ખૂબીની કદરનો અભાવ સૂચવે છે. બીજા શબ્દોમાં કહીએ તો, સત્યાગ્રહની ભાવના હજી પચી નથી અને શોધકના હૈયામાં અજાણ્યે પણ હજુ હિંસા ફેરા મારે છે.

તેથી મને ઉમેદ છે કે દમન ગમે ત્યાં થાય તોયે તેનાથી લોકો નાસીપાસ નહિ થાય, બલ્કે તેથી ઊલટું તેમની રચનાત્મક પ્રવૃત્તિઓને વેગ મળશે. પ્રજાને પક્ષે ચાલતા સુધી આપણા સાવ અહિંસક ઇરાદાની સત્તાવાળાઓને પેટ

ભરીને ખાતરી કરવાની જરૂર છે. તેવું બને તો પ્રજાએ અરધી લડાઈ જીતી લીધી ગણાશે. આવી ખાતરજમા કરાવવા સારુ જેમ આપણાં કાર્યો નિઃસંદિગ્ધપણે અહિંસક હોવાં જોઈએ તેમ આપણી જબાન તેમ જ કલમ ઉપર પણ પૂરો અંકુશ જરૂરી છે.

નવી દિલ્હી, ૩-૪-૩૯

હરિજનબંધુ, ૯-૪-૧૯૩૯

# ૬૫

# મારી ભૂલ?

રાજકોટના મામલામાં ગૂંચવાવાને સારુ કેટલાક મિત્રો મને મીઠો ઠપકો આપી રહ્યા છે. એમની દલીલોનો સાર આ પ્રમાણે છે :

"બીજું બધું છોડીને એક રાજકોટના પ્રશ્નમાં જ આમ રોકાઈ જવામાં તમને પ્રમાણનું ભાન મુદ્દલ રહ્યું જણાતું નથી. ત્રિપુરીમાં હાજર રહેવાની તમારી ચોખ્ખી ફરજ હતી. તમે ત્યાં હોત તો ત્યાંની સ્થિતિ બધી બદલાઈ જાત. વગરનોટિસે રાષ્ટ્રના જીવનમાં આમ ખલેલ કરવાનો તમને કશો હક નહોતો. એક રાજા પાસે તેનું વચન પળાવવા સારુ તમારે અનશન કરવાનું શું પ્રયોજન? રાજકોટના લોકોનો સત્યાગ્રહ જારી હતો. તમે અચાનક ન અટકાવ્યો હોત તો, ચાહે તેમ થાત તોયે, લોકો એમાંથી પ્રબળ બનીને જ બહાર આવત. તમારી રીત પ્રજાસત્તાના ચણતરને પોષક નથી. વળી તમે જ હિંદુસ્તાનને વાઈસરૉય–ગવર્નરો અને એવા જ વડા અમલદારો, જેઓ આપણને તેમના દમામથી અંજાવતા, તેમનાથી છેટા રહેતાં શીખવ્યું. આજે જ્યારે મોટમોટાં કામો તમારા ધ્યાનની બીજે વાટ જુએ છે ત્યારે તમે પોતે વાઈસરૉયની તહેનાત ભરી રહ્યા છો. સમૂહતંત્ર (ફેડરેશન)ના તમે વિરોધી ગણાઓ છો છતાં ફેડરલ અદાલતના વડા ન્યાયાધીશને કબૂલ રાખો છો અને એનો ચુકાદો આવતાં સુધી દિલ્હી છોડતા નથી. સાચે જ મહાત્માઓની લીલા અકળ છે."

ઉતાવળિયા વાચકને આ દલીલ સચોટ લાગશે, પણ જરા ઊંડે ઊતરીને તપાસનારને અને સત્યાગ્રહનો માર્ગ સમજનારને એનું ખોટાપણું સમજાતાં વાર નહિ લાગે. રાજકોટમાં મેં જે કંઈ કર્યું અથવા કરી રહ્યો છું એમાં નવું કશું નથી.

ભૂગોળની નજરે રાજકોટ હિંદુસ્તાનના નકશા ઉપર એક ઝીણું ટપકું માત્ર છે, પણ જે જાતના ક્ષોભ જોડે કામ લેવા હું ત્યાં પ્રેરાયો એ એક સાર્વત્રિક રોગનું લક્ષણ હતું. એ રોગને પ્રારંભમાં જ ડામવાનો રાજકોટમાં મારો પ્રયત્ન હતો. મારા અભિપ્રાય મુજબ એ પ્રયત્નનું અત્યાર લગીમાં જે કંઈ પરિણામ આવ્યું છે તેથી આખા હિન્દુસ્તાનને લાભ જ થયો છે. મને તો લાગે છે કે બચાવની તૈયારીમાં લગારે ગાબડું ન રહેવા દેવાની તકેદારી રાખનાર સેનાપતિના ડહાપણથી હું વર્ત્યો. ખેડા-ચંપારણની લડતો આના દાખલારૂપ છે. જ્યારે તે ચાલી ત્યારે આખા ભારતવર્ષનું ધ્યાન એ પર રોકાયું હતું, અને મારે પણ બધું ધ્યાન ત્યાં જ એકાગ્ર કરવું પડેલું. એકીવારે આખી રણભૂમિ ઉપર કામ કરવું પડે એવું તો જવલ્લે જ બને. આપણે લડાઈની તૈયારી અને ખરેખરી ઝપાઝપી વચ્ચેનો ભેદ ઓળખતાં શીખવું જોઈએ. ત્રિપુરીનો મામલો તૈયારીની બાબત હતી, રાજકોટમાં પ્રત્યક્ષ ઝપાઝપી હતી.

અહિંસાના શસ્ત્રાગારમાં ઉપવાસ એ એક ચમત્કારી શસ્ત્ર છે. બહુ થોડા એને વીંઝી શકે છે એટલા સારુ એનો ઉપયોગ ત્યાજ્ય ઠરતો નથી. પરમેશ્વરે બક્ષેલી આ બુદ્ધિશક્તિ બીજામાં નથી અગર તો બધામાં તેમાંની કેટલીક નથી એટલા સારુ મારે તે હોવા છતાં ન વાપરવી, એ તો મૂર્ખાઈ ઠરે. કોઈની પાસે કશી ખાસ બુદ્ધિશક્તિ હોય અને તે તેનો ઉપયોગ પ્રજાસત્તાની સેવામાં આપે તો તેથી પ્રજાસત્તાનો વિકાસ રૂંધાય એવું મેં ક્યાંયે સાંભળ્યું નથી. હું તો માનું છું કે એથી ઊલટું એને ચેતના મળે છે; અને રાજકોટના ઉપવાસમાંથી બેશક એમ જ થયું છે. વળી અગાઉના ઉપવાસોથી પ્રજાને

લાભ થયો છે તો રાજકોટના ઉપવાસને શા સારુ વખોડવો? ટીકાકાર કહી શકે છે કે અગાઉના ઉપવાસો વખતે પણ ટીકા થઈ જ હતી. બેશક થઈ હતી. પણ મારું કહેવું એટલું જ છે કે તે દરેક વેળાએ પ્રજાપક્ષને લાભ જ થયો હતો. પ્રજાસત્તાના વિકાસને જે વસ્તુ અટકાવે છે તે તો હિંસા છે. જાહેર પ્રજા મારું વચન માને કે, મારા ઉપવાસથી બીજું કશું ન થયું હોય તોયે ઘણી હિંસા થતી અટકી એટલું તો ચોક્કસ છે.

વાઇસરૉય પાસે હું ગયો તેની મને મુદ્દલ શરમ નથી. તાજને અધીન એવા એક રાજ્યકર્તા પાસે આપેલું વચન પળાવવાની બાબતમાં વચ્ચે પડવાની તેમની ફરજ અદા કરવા તાજના પ્રતિનિધિને મેં નોતર્યા. એક અરજદાર તરીકે દયા માગવા હું ગયો નહોતો. એવી મધ્યસ્થીની માગણી કર્યા પછી એમને મળીને ચર્ચા કરવાના તેમના નિમંત્રણને નકારવું એ તો હલકાઈ ઠરત. વાઇસરૉયે મારા ઉપવાસ દરમ્યાન પોતાની વર્તણુકથી જે દાનાઈ દેખાડી એનો સ્વીકાર આ અગાઉ હું કરી ચૂક્યો છું. ઉપવાસની ઉપેક્ષા કરીને પોતે વચ્ચે પડવું કે નહિ અગર તો ક્યારે પડવું એ વાતનો નિર્ણય કરવામાં તેઓ સહેજે વખત લઈ શક્યા હોત. પણ તેમણે તેમ ન કર્યું, પ્રજાની ચિંતા ઓળખી, અને ઘટતી ત્વરાએ પોતાનું પગલું નક્કી કરવા સારુ જે રીતે એમણે પોતાનો રજપૂતાનાનો પ્રવાસ ટૂંકાવ્યો તેના મૂળમાં એમની માનવતાની લાગણી હતી, એ વિષે મને શંકા નથી.

ના. વાઇસરૉયની તહેનાતમાં હાજર થવા વિષે મારે કશી ક્ષમાયાચના કરવાપણું નથી. વિરોધીનો હૃદયપલટો કરવાની અગર તો પૂરી માનભરી રીતે તેની જોડે સમાધાની

કરવાની એકે તક ન જવા દેવી એ સત્યાગ્રહનું અંગ છે. અત્યારના લૉર્ડ હૅલિફૅક્સ, લૉર્ડ અરવીન તરીકે, હિંદના વાઇસિરૉય હતા ત્યારે મેં જે કર્યું હતું તે જ અત્યારે નાના પાયા પર લૉર્ડ લિનલિથગો જોડે વર્તવામાં હું કરી રહ્યો છું.

છેવટે, ઠાકોર સાહેબે સરદારને આપેલા તા. ૨૬-૧૨-૩૮ના કાગળનો અર્થ કરવાને સારુ હિંદના વડા ન્યાયાધીશના મારા સ્વીકાર વિષે. ઠાકોર સાહેબ કાગળનો એક અર્થ કરતા હતા, સરદાર બીજો કરતા હતા. વાઇસિરૉયે હિંદના સર-ન્યાયાધીશ પાસે અર્થ કરાવવા સૂચવ્યું. મારો ધર્મ શો? મારે શું એટલા સારુ ના પાડવી કે તે હિંદના નવા કાયદા હેઠળ રચવામાં આવેલ અદાલતના સરન્યાયાધીશ હતા? આવો વાંધો ઊભો કરવા સામે મારી ઔચિત્યવૃત્તિ બળવો જ કરે. સર મૉરીસ ગ્વાયરને એક દસ્તાવેજનો અર્થ કરનાર પંચ તરીકે મેં સ્વીકાર્યા એથી સમૂહતંત્ર નજીક નથી આવ્યું. જો સમૂહ-તંત્ર લદાવાનું જ હશે તો તે દેશમાં આજે વધી રહેલાં હિંસાબળોને તેમ જ મહાસભાના તંત્રમાં વધ્યે જતાં નિરંકુશતા અને સડો, જેની સામે હું છેલ્લા બાર માસથી પોકાર કરી રહ્યો છું, તેને અહિંસક અંકુશ હેઠળ આણવાની આપણી નામરદાઈમાંથી જન્મેલી અશક્તિને પરિણામે જ લદાશે.

વાચક એ પણ જાણે કે, સર મૉરીસે લખાણનો અર્થ કર્યો તે ફેડરલ અદાલતના સરન્યાયાધીશ તરીકે નહિ પણ એક નામાંકિત ન્યાયાધીશ તરીકે કર્યો છે. આ કામ કરવામાં તેમણે કેટલો પરિશ્રમ ઉઠાવ્યો છે એ તે ચુકાદો વાંચનારના લક્ષમાં આવ્યા વગર રહે તેમ નથી.

રાજકોટ, ૮-૪-૩૯

હરિજનબંધુ, ૧૬-૪-૧૯૩૯

## ૬૬

# મારી વ્યથા

આજ સાંજના દેખાવને અંગે મને સૌથી વધારે દુઃખ એ વાતનું થયું છે કે દેખાવ કરનારાઓએ જેને હું દિવસનો પવિત્રમાં પવિત્ર સમય ગણું છું તે સમય દેખાવ કરવા માટે પસંદ કર્યો. આખું હિંદુસ્તાન જાણે છે કે, વરસો થયાં હું સાંજની પ્રાર્થના ખુલ્લામાં જનસમુદાય આગળ કરતો આવ્યો છું ને એમાં લગભગ કદી વિક્ષેપ પડ્યો નથી. એમણે મને સતાવવા માટે મારો પ્રાર્થનાનો સમય શા સારુ પસંદ કર્યો? વળી જે સંખ્યાબંધ સ્ત્રી પુરુષ બાળકો દિવસને અંતે આપણા સૌના એક ને અદ્વિતીય એવા ઈશ્વરની નમ્રભાવે પ્રાર્થના કરવા આવ્યાં હતાં, તેમણે આવી દખલને પાત્ર થવા જેવું શું કર્યું હતું? હું પ્રાર્થના સિવાય બીજે પ્રસંગે બહાર જતો નથી એમ હતું, તો મેં પ્રાર્થનાભૂમિમાં પ્રવેશ કર્યો તે ઘડીએ પોકારો કરીને ને કાળા વાવટા ફરકાવીને એમણે સંતોષ કાં ન માન્યો? એ પણ સારી પેઠે ભૂંડું તો ગણાત.

પણ એમણે તો પ્રાર્થના ચાલી તેટલો બધો વખત જોરજોરથી પોકારો કરવા ચાલુ રાખ્યા. એ બધા દેશબંધુઓ હતા. એક તરફ હું પ્રાર્થનાના શબ્દો પર ચિત્ત એકાગ્ર કરવા મથતો હતો, બીજી તરફ એમની બૂમો મારા કાનમાં તીરની પેઠે ભોંકાતી હતી. ગમે તેવા બાહ્ય વિક્ષેપ છતાં તેની મન પર

કશી અસર ન થાય એવી અવિચળ ધ્યાનની શક્તિ મેં હજુ પ્રાપ્ત નથી કરી. એમને ખબર હતી કે એમના વિરોધી દેખાવ અને એમનો રોષ નિહાળવાને એમણે મને એમની સભામાં હાજર રહેવા બોલાવ્યો હોત તો, હું શરીરે અશક્ત છતાં, ત્યાં ગયો હોત ને એમને શાંત પાડવા મેં પ્રયત્ન કર્યો હોત.

હું દૃઢતાપૂર્વક કહું છું કે મેં મુદ્દલ વચનભંગ કર્યો નથી. મારી જાણ પ્રમાણે, મારી આખી જાહેર તેમ જ ખાનગી કારકિર્દી દરમ્યાન, મેં આપેલું વચન કદી તોડયું નથી. આ પ્રસંગમાં તો વચનભંગને માટે કશો હેતુ જ રહેતો નથી. પણ મેં રખેને ઉતાવળમાં એવું વચન આપ્યું હોય જેમાંથી મેં ૧૧મી માર્ચે ભાયાતોને લખેલા કાગળનો મેં કરેલો એથી બીજો કંઈ અર્થ થતો હોય એમ વિચારીને, મેં રાજકોટમાં જેટલા વકીલ મિત્રોને ભેગા કરી શકાય એટલાને કરીને પૂછી જોયું ને એમનો પૂર્વગ્રહરહિત અભિપ્રાય માગ્યો. મેં એમને કહેલું કે, 'તમે પૂરા કારણ વિના મારા કાગળના મેં કરેલા અર્થને ટેકો આપવા જશો તો તમારી પ્રતિષ્ઠા ખોઈ બેસશો.' એમનો દલીલો સાથેનો ને એકમતવાળો અભિપ્રાય મારી પાસે પડેલો છે, તે મારા અર્થનું પૂરેપૂરું સમર્થન કરે છે ને બીજો અર્થ થઈ જ ન શકે એમ જણાવે છે.

મને બીક છે કે વિરોધી દેખાવો કરનારાઓએ નિર્દોષ સ્ત્રીપુરુષોની પ્રાર્થનામાં અકારણ ખલેલ કરીને પોતાની હિલચાલને બળ નથી આપ્યું. વડા ન્યાયાધીશના ચુકાદાનો યોગ્ય અમલ કરાવવામાં પહાડ જેવડાં વિઘ્નો આડાં પડેલાં છે.

એ વિઘ્નોનું વર્ણન આ ઘડીએ કરવાની મને છૂટ નથી. પણ સરદારની યાદીમાંથી અમુક નામો બાતલ રાખવાના મારા વર્તનથી જેઓ દુભાયા હોય તેમને મારી વિનંતી છે કે તેઓ સબૂરી રાખે. તેમની ફરિયાદો દૂર કરાવવા માટે બધાં વાજબી સાધનોનો ઉપયોગ તેઓ સુખે કરે. તેમણે આજે જે રીત અખત્યાર કરી તે જરાયે વાજબી નહોતી.

રાજકોટ, ૧૬–૪–૩૯

હરિજનબંધુ, ૨૩–૪–૧૯૩૯

## ૬૭

# હું હાર્યો

રાજકોટે મારી જુવાની હરી લીધી છે. ઘડપણ મેં કદી જાણ્યું નહોતું. આજે હું અપંગ અખમ છું એનું મને ભાન થયું છે. નિરાશા શી ચીજ છે એની મને કદી ઓળખ નહોતી. આજે રાજકોટમાં આશાની ટાઢી ઠારીને હું નીકળ્યો છું. મારી અહિંસાની આવી કસોટી અગાઉ કદી થયેલી મેં નથી જાણી.

હિંદના વડા ન્યાયાધીશના ચુકાદા મુજબની સમિતિ નીમવાના પ્રયાસ પાછળ મેં કીમતી પંદર દિવસ ગાળ્યા. પણ એ સમિતિથી હું હજુ જેટલો ને તેટલો જ દૂર છું. મારા માર્ગમાં ન કલ્પેલા અંતરાયો નડ્યા છે. આખા દેશે વડા ન્યાયાધીશના ચુકાદાને સરદારના સંપૂર્ણ વિજય તરીકે નવાજ્યો; પણ એ જ ચુકાદાને, મેં મુસ્લિમો તથા ભાયાતો પ્રત્યે કરેલા વિનયની રૂએ, મારા પર વચનભંગનો આરોપ મૂકવામાં સચોટપણે મારી વિરુદ્ધ વાપરવામાં આવ્યો છે! ઠાકોર સાહેબે આપેલું વચન હું દિલ્લીથી પાછો ફર્યો ત્યારથી મારે માથે ઢોળવામાં આવ્યું છે. મેં મુસ્લિમો તથા ભાયાતો જોડે કરેલા વિનયનો સ્પષ્ટ અને સરળ અર્થ એટલો જ હતો કે ઠાકોર સાહેબે આપેલું વચન પૂરું કરાવવામાં તેમને મદદ કરવા હું તૈયાર હતો, જોકે ચુકાદા પછી તેવી મદદ કરવાનું

બંધન રહેતું નથી. આમ છતાં ગમે તે કારણે પણ મુસ્લિમો તેમ જ ભાયાતોએ ઠાકોર સાહેબને તેમનો વાયદો પૂરો કરવાની ફરજ અદા કરવાના બોજામાંથી મુક્ત કર્યા અને મારા ઉપર મોરચો માંડ્યો.

મુસ્લિમો તેમ જ ભાયાતોની જોડે પેરેપેરે મેં મથી જોયું. હું નિષ્ફળ ગયો. થાકીને મેં ઠાકોર સાહેબને પરિષદ વતીનાં સાત નામો મોકલ્યાં. મને જવાબ મળ્યો કે સાતમાંના છ રાજકોટ રાજ્યના પ્રજાજન છે એ મારે સાબિત કરી આપવું! વાંધો કેવા પ્રકારનો છે એનો સહેજ ખ્યાલ સામા માણસને આપવામાં આવે એટલી આશા તો કોઈ પણ રાખે. સામાન્યપણે પ્રતિષ્ઠિત ગણાતા માણસોએ કહેલી દરેક વાત સાબિત કરી આપવાનો પડકાર કરવામાં આવે, તો એકેએક બાબતની વિગતોની તપાસ પૂરી કરવા પાછળ જ વરસ દિવસ વીતે. પણ મેં જરૂરી પુરાવો મોકલી આપ્યો છે.

આમ જ્યારે બધેથી મારા હાથ હેઠા પડ્યા અને મારી ધીરજની અવધિ આવી ત્યારે મેં રેસિડેન્ટને ચક્રવર્તી સત્તાના સ્થાનિક પ્રતિનિધિ તરીકે ફરિયાદનો કાગળ મોકલ્યો, અને વાઈસરૉયે મને આપેલી બાંહેધરીની રૂએ મેં તેમની મદદ માગી. તેમણે મને મળવા બોલાવ્યો. અમે બેઉ કંઈક માર્ગ કાઢવાની ચર્ચા કરી રહ્યા હતા એવામાં મારા મનમાં કલ્પના સ્ફુરી કે, સમિતિ ઉપર સભ્યો નીમવાનો હક જ આખો છોડી દઈને આ હૈયાઉકાળો ખતમ કરું તો કેવું! મને આ ખાસી વીરોચિત દરખાસ્ત લાગી. રેસિડેન્ટને પણ તેવી લાગી. દરખાસ્ત એમ હતી કે આખી સમિતિ ઠાકોર સાહેબ પસંદ કરે ને નીમે, સમિતિ તા. ૨૬–૧૨–૩૮ની જાહેરાતને

અનુસરીને રિપોર્ટ કરે; શરત એ કે રિપોર્ટ પરિષદને બતાવે, અને જો પરિષદને લાગે કે ૨૬માની જાહેરાતની તેમાં પૂર્ણતા નથી થઈ તો તે તેની જોડે પોતાનો મત રજૂ કરતી ભિન્નમતપત્રિકા ટાંકે, અને તેવી પત્રિકા સાથેનો એ મૂળ રિપોર્ટ વડા ન્યાયાધીશ આગળ નિર્ણયને સારુ મોકલવો. રેસિડેન્ટે મારી આ ઑફર દરબારશ્રી વીરાવાળા પર મોકલી આપી, પણ ઠાકોર સાહેબે તે નામંજૂર કરી.

પંદર દિવસની આ અંતરવ્યથા પછી હું જોઈ શકયો છું કે, જો ઠાકોર સાહેબને કે દરબાર વીરાવાળાને એમ લાગતું હોય કે ઉપરના દબાણને લીધે તેમને કશું આપવું પડયું તો, મારી અહિંસા નિષ્ફળ લેખાવી જોઈએ. મારી અહિંસા સામું જોતાં મારે એમનામાંથી એવી લાગણી નાબૂદ કર્યે છૂટકો હતો. તેથી તક મળતાં જ દરબાર વીરાવાળાની એવી ખાતરી કરાવવા મેં પ્રયાસ કર્યો કે ચક્રવર્તી સત્તાની મદદ માગવામાં મને કશો આહ્લાદ ન હતો. અહિંસા ઉપરાંત મારો રાજકોટ જોડેનો સંબંધ પણ મારા પર આવો અંકુશ મૂકે એમ હતું. મેં દરબાર વીરાવાળાને ખાતરી આપી કે મને અનાયાસે સ્ફુરી આવેલી ને મિ. ગિબ્સન આગળ કરેલી મારી ઑફર ઉપલી દિશામાં કરેલા મારા પ્રયાસનું જ પરિણામ હતું. તરત જ તેમણે મને સંભળાવ્યું: "પણ જો તમે ઠાકોર સાહેબની સમિતિના રિપોર્ટથી ન સંતોષાઓ તો જાહેરાતની રૂએ તેને કસવાનો હક તો માગો જ છો ના? વળી પરિષદ ભિન્નમતપત્રિકા ટાંકે તો તમે પાછો એ રિપોર્ટ તેમ જ પત્રિકા બેઉ વડા ન્યાયાધીશ પાસે છણાવવા માગો છો. આને તમે દબાણની લાગણી નાબૂદ કરવાનો પ્રયાસ કહો છો? ઠાકોર

સાહેબ ઉપર વિશ્વાસ મૂકવા તૈયાર હો તો ઠેઠ સુધી એમની ઉપર અને એમના સલાહકાર ઉપર વિશ્વાસ કાં નથી મૂકતા? તમને કદાચ માગો છો તે બધું નહિ મળે, પણ જે કંઈ મળશે તે તેમના સદ્ભાવ સાથે મળ્યું હશે અને તેના પૂરા અમલની બાંહેધરી તેમાં હશે. પરિષદવાળા ઠાકોર સાહેબ વિષે તથા મારે વિષે શું શું બોલ્યા છે તે તમે જાણો છો? પોતાના રાજા પાસેથી સુધારા મેળવવા ઇચ્છતી પ્રજાનો આ રસ્તો છે?" દરબાર વીરાવાળાનાં આ વચનોમાં કડવાશ અને પરિષદના લોકો પ્રત્યેનો તિરસ્કાર ટપકતાં હતાં. પણ અહિંસાના અપૂર્ણ અમલના એકાએક થયેલા ભાનને પ્રતાપે, એમણે કરેલો ઘા ચુકાવવાને બદલે, મનુષ્યસ્વભાવના મૂળમાં પડેલી ભલાઈ વિષેની મારી આસ્થાની ઊણપ તથા મારી અહિંસાનું દારિદ્ય બતાવનારું એમની દલીલમાં પડેલું વજૂદ મેં પિછાન્યું. આમ અમારી વાતો ચાલુ રહી અને ઘણી દરખાસ્તો અમે ચર્ચી. પણ કશો સાર ન નીકળ્યો. ગૂંચનો કંઈયે ઉકેલ હું પામી શક્યો નહિ. છૂટા પડતાં એટલી લાગણી મને થઈ ખરી કે અમે એકબીજાને વધુ ઓળખતા થયા હતા, અને દરબાર વીરાવાળાને રીઝવવાનો પ્રયાસ કરવામાં મેં યોગ્ય જ કર્યું હતું. હું પાટે હતો, ચાતર્યો નહોતો.

અને તેથી મેં સાથીઓ આગળ ઉકેલને સારુ આ નવી દૃષ્ટિ રજૂ કરી. તેમણે મને અનેક વેળા કહ્યું હતું કે, રાજકોટની તમામ આફતનું મૂળ દરબાર વીરાવાળા છે અને તે જાય એ રાજકોટને પૂરું સ્વરાજ મળ્યા બરોબર છે. મેં તેમને સમજાવ્યું કે એ તો સુ-રાજ્ય થયું, સ્વ-રાજ નહિ. ગઈ કાલની બેઠકમાં મેં કાર્યકર્તાઓને કહ્યું કે, જો અહિંસાનો

:ારો અર્થ તેમને કબૂલ હોય તો દરબાર વીરાવાળાને કાઢવાનો ખ્યાલ છોડી દઈને તેમનો હૃદયપલટો કરવાનો સંકલ્પ તેમણે ર્‍વો રહ્યો છે. આ તેમનાથી તો જ થઈ શકે જો તેઓ તેમની એબો જોવાનું છોડી તેમના ગુણ હોય તે શોધી કાઢી ને કેળવવા તરફ રોકાય. દરેક માણસની હિંસાવૃત્તિને ભૂંડી કરી નાંખવાની અહિંસાની શક્તિને વિષે અનંત શ્રદ્ધા કેળવતાં તેમણે શીખવું રહ્યું છે. ખરી અહિંસા એ જ છે કે દોડીને હિંસાના મોઢામાં જઈ પડવું. જો ગાયોમાં વિચારશક્તિ હોય તો એવી કલ્પના કરી શકાય કે, જો પૂરતી સંખ્યામાં એવી ગાયો નીકળે જે વાઘના મોઢામાં જ દોડીને પડે તો વાઘને ગાયના માંસની રુચિ નહિ રહે અને તે પોતાનો જાતિસ્વભાવ બદલશે. તેથી તેઓ દરબાર વીરાવાળાનો ભય છોડે અને અશક્યવત્ દેખાતી વસ્તુ સિદ્ધ કરવાની અહિંસાની શક્તિ વિષેની અશ્રદ્ધા તજે.

આ (તેમને) નવો લાગતો સિદ્ધાંત મારે મોઢેથી તેમણે ધ્યાનપૂર્વક સાંભળ્યો. તેમને ગળે ઊતર્યો કે કેમ એ મેં ન પૂછ્યું. મને આશા છે કે તે તેમને હૈયે બેઠો હશે. તેઓ મને વાજબીપણે જ સામું પૂછી શકતા હતા: “વડા ન્યાયાધીશના ચુકાદાને ફગાવી દઈને, કેવળ દરબાર વીરાવાળાના જિગરની ભલમનસાઈ ઉપર વિશ્વાસ મૂકવાની ભલામણ કરનારા તમારા આ અવનવા વલણના વાજબીપણા વિષે તમારી પોતાની ગળા સુધી ખાતરી છે?” જો તેમણે આવો સવાલ કર્યો હોત તો મને કહેવાની ફરજ પડત કે, “એટલે લગીની હિંમત હજુ હું મારામાં ભાળતો નથી.” સાચે અહિંસા શૂરાને જ વરી છે.

એટલે હું ખાલી હાથે, ભાંગેલ દેહે અને આશા ઉમેદ બધી દફનાવીને નીકળ્યો છું. રાજકોટ મારે સારુ જીવનની અણમૂલી પ્રયોગશાળા નીવડયું છે. કાઠિયાવાડની રાજખટપટે મારી ધીરજની બૂરી કસોટી કરી છે. હું કાર્યકર્તાઓને કહીને આવ્યો છું: "દરબારશ્રી વીરાવાળા જોડે મંત્રણા કરો. મને અને સરદારને ભૂલો. જો તમને તમારી ઓછામાં ઓછી હાજતો પણ મળી રહે તો અમારા બેમાંથી એકેને પૂછવા વાટ ન જોતાં તે સ્વીકારી શકો છો." દરબારશ્રી વીરાવાળાને મેં કહ્યું છે: "હું હાર્યો છું. તમે જીતજો. પ્રજાને અપાય તેટલું આપીને રીઝવજો, અને મને તાર કરજો કે જેથી આ ઘડીએ બળી ખાખ થયેલી દેખાતી મારી આશાવેલ ફરી લીલી થવા પામે."

રાજકોટથી મુંબઈ જતાં ગાડીમાંથી, ૨૪-૪-૩૯

હરિજનબંધુ, ૩૦-૪-૧૯૩૯

## ૬૮

# રામદુર્ગનો હત્યાકાંડ

અત્યાર સુધીમાં રામદુર્ગને વિષે મેં એક પણ શબ્દ કહ્યો નથી. ડૉ. હરડીકરે મને તાર કરેલો કે એમની વાત સાંભળ્યા વિના મારે કશો ચોકસ અભિપ્રાય પ્રગટ કરવો નહીં. અને રાજકોટે મને બીજા કશા કામને સારુ એક ક્ષણની પણ ફુરસદ રહેવા દીધી નહીં. શ્રી. દિવાકર, કૌજલગી અને હરડીકરે તૈયાર કરેલું એ પ્રસંગનું બયાન મેં હમણાં આગગાડીમાં જ વાંચ્યું છે. શ્રી. દિવાકરનો એક પ્રકાશ પાડનારો કાગળ પણ મેં વાંચ્યો છે. એ હત્યાકાંડ વિષેના શ્રી. ગંગાધરરાવ દેશપાંડેના બયાનનો પણ મેં અભ્યાસ કર્યો છે. રામદુર્ગ પ્રજા સંઘના પ્રમુખ શ્રી. મુનવલી અને શ્રી. મગડી મને મળી ગયા હતા. શ્રી. દિવાકર, કૌજલગી અને હરડીકરનું બયાન નિષ્પક્ષપણે લખાયેલું છે ને જેટલું લખાણ એમાં છે તે સંતોષકારક છે. એમનો ઉપસંહાર આ પ્રમાણે છે:

"અંતે અમને લાગે છે કે રાજ્યના અમલદારો ઘણે અંશે કુનેહ વિના વર્ત્યા છે ને તેમણે પોલીસોને તેમનું ધાર્યું કરવા દીધું છે. અમે માનીએ છીએ કે તેઓ જો જરા વધારે ધીરજથી વર્ત્યા હોત અને, ઘણી વાર કરેલું તેમ, પ્રજા સંઘના કાર્યકર્તાઓની સજ્જનતા પર વિશ્વાસ રાખી તેમના પર બધું છોડી દીધું હોત તો તેઓ પરિસ્થિતિને કાબૂમાં રાખી શક્યા હોત. પણ રાજ્ય તરફથી ઘોંચપરોણો થયેલો એ જોકે ખરું છે, છતાં એ ઘોંચપરોણો એટલો ભારે નહોતો કે જેથી માણસની પશુવૃત્તિ ભભૂકી ઊઠે, અને એનું કારણ લોકોનો અતિશય ઉશ્કેરાઈ જાય એવો સ્વભાવ જ છે

એમ ગણવું જોઈએ. લોકોએ અફવાઓ સાચી માની લીધી અને ઉશ્કેરાઈ ગયા એમ લાગે છે.

પણ ગમે તેટલો ભારેમાં ભારે ઘોંચપરોણો થયો હોય તોપણ, એથી લોકોની હિંસા સકારણ કે વાજબી હતી એમ તો બિલકુલ કહી જ ન શકાય. વસ્તુતઃ જેટલો ઘોંચપરોણો વધારે, તેટલી અહિંસાવૃત્તિ દાખવવાની તક અને જરૂરિયાત વધારે ગણાય. એ આપણો આદર્શ હોઈ, કોઈ પણ સંજોગોમાં જરા જેટલી પણ હિંસાનો બચાવ આપણાથી થઈ શકે નહીં. જે બનાવો બન્યા છે તે એ જ બતાવે છે કે લોકોમાં જે હિંસાની શક્તિઓ છૂપી પડેલી હતી તેના પર પ્રજાસંઘનો કશો અંકુશ ન હતો. આ ભારેમાં ભારે દુઃખદાયક વસ્તુ છે, અને આ હત્યાકાંડથી રાજસ્થાનોમાંની સર્વ પ્રજાકીય હિલચાલોને ધક્કો લાગ્યા વિના રહેવાનો નથી. આ ક્ષેત્રમાં કામ કરનાર સૌને એ સ્પષ્ટ ચેતવણીરૂપ છે, અને દરેક જણે પાકું સમજવું જોઈએ કે, લોકોને અહિંસાની સાચી તાલીમ ન મળી હોય ને નિયમપાલનની ટેવ ન પડી હોય ત્યાં સુધી કોઈ પણ મોટી સામુદાયિક હિલચાલ શરૂ કરવી એ ડહાપણભર્યું નથી.”

મારી પાસે આવેલા પુરાવાનો અભ્યાસ કરતાં હું એ નિર્ણય પર આવ્યો છું કે, રાજ્ય તરફથી ગમે તેટલો ઘોંચપરોણો થયો હોય તોપણ લોકોનો ઉત્પાત અવિચારી, ઘાતકી ને ઇરાદાપૂર્વક કરેલો હતો. ગામડાંમાંથી બે હજાર ઉપરાંત માણસો વેર વાળવાના ચોક્કસ ઇરાદાથી ભેગાં થયેલાં હતાં. પ્રમુખ અને બીજા કેદીઓને છોડાવવાની એમની પાકી ધારણા હતી. લોકોના જંગલીપણાને માટેના વાંકમાંથી મહાસભાવાદીઓ છટકી શકે એમ નથી. ગામડાંના લોકોને ખોટો પાઠ શીખવાઈ રહ્યો હતો. ઉત્કલમાં રણપુરનો કિસ્સો બન્યો એ ચેતવણીની પહેલી નિશાની હતી. રામદુર્ગ એ બીજી છે. રામદુર્ગના

રાજાસાહેબ મહાસભાના મિત્ર હતા એ વાતનો કોઈએ ઇનકાર કર્યો નથી. એમની જોડે આથી સારું વર્તન થવું ઘટતું હતું. રાજ્ય તરફથી થયેલા ઘોંચપરોણાને વિષે જે પુરાવો આવ્યો છે તે ખરો છે કે ખોટો, એ વસ્તુની સાથે મને આ ઘડીએ નિસબત નથી. રાજ્યની સામે સારી પેઠે ગંભીર એવા આરોપો કરવામાં આવેલા છે. પણ લોકોએ કરેલી હિંસા વાજબી ઠરાવવા માટે સામા પક્ષ તરફથી થયેલા ઘોંચપરોણાનું કારણ આગળ ધરવું, એ નીતિ મહાસભાએ કદી રાખી નથી. મહાસભાની આ ધરમૂળની નીતિ સાથે આપણે ખેલ કરીશું તો આખી બાજી હારી બેસવાના છીએ. રામદુર્ગના ઉત્પાત પહેલાં મેં કહ્યું હતું કે જે હવા હું લઈ રહ્યો છું તેમાં જ મને હિંસાની ગંધ આવે છે. હિંસા કે અસત્યના જરા સરખા પ્રદર્શનની મને ખબર પડી જાય એટલી સૂક્ષ્મ નિરીક્ષણશક્તિ મારામાં કેળવાઈ ગઈ છે. હિંસા અને અસત્ય એક જ માબાપનાં જોડિયાં સંતાનો છે.

મારા મનમાં તો લવલેશ સંદેહ નથી કે મહાસભાની પ્રાંતિક સમિતિઓએ, અને કાર્યવાહક સમિતિ રચાય ત્યારે તેણે, મહાસભાના દળમાંથી મન, વચન ને કર્મની હિંસા નાબૂદ કરવાને કડક પગલાં લેવાં જ જોઈશે. વર્તમાનપત્રોમાં જે કંઈક થોડું હું વાંચું છું તે બતાવે છે કે જ્યાં ને ત્યાં સત્ય અને અહિંસાનો ભંગ થઈ રહ્યો છે. આ અનિષ્ટનો ઉપાય શી રીતે થઈ શકે એ હું જાણતો નથી. જે વર્તમાન-પત્રો મહાસભાવાદીઓના વહીવટવાળાં કે તેમની માલિકીનાં હોય તે કદાચ નૈતિક અંકુશને વશ થાય એમ હોય. પણ મારું મન તો એમ માનવા તરફ ઢળે છે કે વધારેમાં વધારે

તોફાન ગામડાંમાં કામ કરનારા મહાસભાવાદીઓ કરી રહ્યા છે. એમને કડક નિયમનમાં આણવામાં મુશ્કેલી ન આવવી જોઈએ.

રામદુર્ગમાં જે બનાવો બન્યા છે તેને માટે નિષ્પક્ષ તપાસ થાય એવી મારી સૂચના છે. કર્ણાટક પ્રાંતિક સમિતિએ એ કામ હાઈકોર્ટના કોઈ ન્યાયાધીશને સોંપવું જોઈએ. રાજાસાહેબ જો મદદ કરે તો આ કામ સહેલું થઈ પડશે. પણ તેઓ મદદ ન કરે તોપણ સત્ય શોધી કાઢવામાં કશી મુશ્કેલી ન પડવી જોઈએ.

રામદુર્ગની હિલચાલનું બીજું એક માઠું પરિણામ આવ્યું છે. તેણે કોમી રૂપ ધારણ કર્યું છે. બ્રાહ્મણ અને બ્રાહ્મણેતર એવા બે પક્ષ પડી ગયેલા છે. અત્યાર સુધી મારી માન્યતા એવી હતી કે કર્ણાટક આ ઝઘડામાંથી ઠીક ઠીક અંશે મુક્ત રહેલું હતું. પણ મારા પર જે કાપલીઓ ને કાગળો આવ્યાં છે તે પરથી જણાય છે કે એ અનિષ્ટની જડ ત્યાં એટલી ઊંડી ઊતરેલી છે કે તેનો તત્કાળ ઇલાજ થવાની જરૂર છે. આ બાબતમાં મારે રસ્તો બતાવવો એમ મને કહેવામાં આવ્યું છે. એ સ્થળ પર જઈને એ ખટાશનું યોગ્ય નિરીક્ષણ કર્યા વિના હું જરા પણ રસ્તો બતાવવા જાઉં તો એ મારે સારુ અવિચારી સાહસ ગણાય. હું તો એટલી જ સૂચના કરી શકું કે, આ ખટાશ દૂર કરવામાં રસ ધરાવનાર બ્રાહ્મણો ને બ્રાહ્મણેતરો પૂરતી સંખ્યામાં હોય તો તેમણે એ ખટાશવાળા પ્રદેશમાં ફરવું જોઈએ, અને ખટાશનાં કારણો શોધી કાઢીને તેનો ઇલાજ કરવો જોઈએ. આ ખટાશ એ દેશમાં વધતી જતી હિંસાવૃત્તિનું એક લક્ષણ છે.

**રાજકોટથી મુંબઈ જતાં ગાડીમાંથી, ૨૪–૪–૩૯**

**હરિજનબંધુ, ૩૦–૪–૧૯૩૯**

## ૬૯

# હૃદયમંથન

તા. ૨૩મી એપ્રિલે રાજકોટથી ઊપડતા પહેલાં, ગઈ વેળાની જેમ ગાંધીજીએ પરિષદના કાર્યકર્તાઓને ભેળા કરી પોતાનું હૈયું તેમની આગળ ઠાલવ્યું. અઢી કલાક જેટલી ચાલેલી આ વાતચીતમાં પોતે કાર્યકર્તાઓ તરફથી કેવી આશાઅપેક્ષાઓ બાંધેલી છે એ તેમણે વિસ્તારપૂર્વક સમજાવ્યું. તેનો સાર નીચે પ્રમાણે:

છેલ્લા ૧૫ દિવસથી હું રાજકોટનું ગૂંચવાયેલું કોકડું ઉકેલવા મહેનત કરી રહ્યો છું. ૧૫ દિવસની આ તનતોડ મહેનતનું સરવૈયું કાઢું તો પરિણામ કદાચ મીંડું જ નીકળે! સ્થૂલ પરિણામ જોતાં કદાચ એક ડગલું પણ પ્રગતિ આ બાબતમાં નથી થઈ એમ કહું તો ચાલે. છતાં જે કામ ઉપાડયું હતું તે તો કરી જ છૂટવાનું હતું. અને મને પૂર્ણ શ્રદ્ધા છે કે આ મહેનત એળે નથી ગઈ.

આખરે મુસલમાન ભાઈઓ સાથે સમાધાની ન થઈ શકી એ વાતનું મને વિશેષ દુઃખ છે. આ બાબતમાં મને ભારે આશા બંધાઈ હતી. પણ જ્યારે વિધિ વિપરીત હોય છે ત્યારે બધા પાસા અવળા જ પડે છે. સર મોરીસ ગ્વાયરના ચુકાદા પ્રમાણે સમિતિ પણ નથી થવા પામી. આવી પરિસ્થિતિમાં મારે અહીંથી જવું પડે છે.

ઠાકોર સાહેબે કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરાવવા વિષે વડી સરકારે આપેલી ખોળાધરી પ્રમાણે અમલ કરાવવા ખાતર હું

પરમ દિવસે ગિબ્સન સાહેબને મળવા ગયો હતો. અને મેં આગ્રહ કર્યો હોત તો તે તો હા જ કહેત. પણ અમારી વાતો ચાલતી હતી એટલામાં મને સૂઝી આવ્યું કે, 'હું આ શું કરી રહ્યો છું? કરવા જેવી જે વાત છે તે તો જુદી જ છે.' મેં ગિબ્સન સાહેબને કહ્યું, 'જે હું કહેવા માગું છું એ તમે પણ કબૂલ કરશો કે એક શરાફી વાત છે.' મેં જ્યારે એ સંભળાવી ત્યારે તેમણે કહ્યું, 'હા, તમે કહો છો એ વાત છે તો શરાફી.'

હવે મારા એ પગલાની પાછળ કયું માનસ છે એ બતાવું. મને એક વસ્તુ ખટકી રહી હતી. અહિંસામાં હિંસકની હિંસાને શમાવવાની શક્તિ હોવી જોઈએ. જો અહિંસાનો એ ગુણ સિદ્ધ ન થઈ શકે તો માની લેવું જોઈએ કે તેમાં ક્યાંક ને ક્યાંક ખામી છે. દક્ષિણ આફ્રિકામાં હિંદી પ્રજાએ સત્યાગ્રહની લડતને પરિણામે જે મેળવ્યું તે કંઈ શત્રુતાથી મેળવ્યું નહોતું; અને અંતે તો જનરલ સ્મટ્સ મારા જીવનભરના મિત્ર બન્યા. લંડનમાં ગોળમેજી પરિષદ વેળાએ પણ તેમણે ખૂબ મદદ કરેલી. એમનું ચાલત તો બધું જ અપાવત. દક્ષિણ આફ્રિકામાં છેલ્લી સમાધાની થઈ ત્યારે તેમણે કહેલું કે, 'મેં તો ગાંધીના માણસો ઉપર સારી પેઠે સખ્તી કરી પણ તેમણે એ મૂંગે મોંએ સહન કર્યું. આવા લોકો ઉપર ક્યાં સુધી સખ્તી કર્યા કરું?'

તમે એમ નહિ માનતા કે દરબાર વીરાવાળાને જીતવું એ જનરલ સ્મટ્સને જીતવા કરતાં વધારે અઘરું છે. ફરી ફરીને મારા મનમાં વિચાર આવ્યા કરે છે કે જો દક્ષિણ આફ્રિકામાં

શકય હતું તે અહીં કાં શકય ન હોય? જનરલ સ્મટ્સે જે ઉદ્ગારો કાઢયા તેવા દરબાર વીરાવાળાને મોંએથી કાં ન નીકળે? દક્ષિણ આફ્રિકામાં તો ખોબા જેટલા હિંદી હતા અને સામે આખી બોઅર પ્રજા મંડાયેલી હતી. એક આખા તંત્ર સામે હિંદીઓની લડત હતી. અને તંત્ર તો હમેશાં જડતામાં જકડાયેલાં હોય છે. અહીંયાં તો સવાલ માત્ર દરબાર વીરાવાળાના હૃદયમાં પ્રવેશ કરવાનો છે. તમારી પાસેથી એ પરમ પુરુષાર્થ મારે જોઈએ. દરબાર વીરાવાળા અહીંથી ન જાય ત્યાં સુધી અહીં સુલેહશાંતિ થવાની નથી એમ કહેવું એ અહિંસાની ભાષા નથી. અહિંસાનું લક્ષણ તો સીધું હિંસાના મોંમાં દોડી જવું એ છે. જો ગાયોને જ્ઞાન હોય અને બધી સમજીને સીધી દોડી સાવજના મોંમાં પેસે તો સંભવ છે કે સાવજની ગોમાંસની રુચિ ચાલી જાય. કેટલીક વેળા હું વિચારું છું કે હું અહીંયાં આવ્યો હતો ઠાકોર સાહેબ જોડેના મારા વંશપરંપરાના સંબંધની મદાર ઉપર, પણ આવીને તો મેં અહીં અવળું કર્યું. મેં તો ચક્રવર્તી સત્તાને વચ્ચે નાંખી. આ કેવી કુમતિ મને સૂઝી! હવે કાં હું તાજના પ્રતિનિધિને તેણે આપેલી ખોળાધરીમાંથી મુક્ત ન કરું? કાં મારાથી થયેલી ભૂલની છડેચોક પોકારીને જાહેરાત ન કરું?

પણ મારે કબૂલ કરવું જોઈએ કે મારી હિંમત એટલે લગી નથી ગઈ. છતાં આ વિચારો હું તમારી આગળ મૂકીને જાઉં છું. તમે તમારાં અંતર સારી પેઠે તપાસો; અને તમારું અંતઃકરણ પણ એ જ સાક્ષી પૂરે તો સમજી લેવું કે વિરોધીના હૃદયમાં પ્રવેશ કરવામાં જ તમારી અને મારી અહિંસાની ખરી કસોટી છે.

મારા હૃદયમંથનને પરિણામે મેં જે શોધ કરી તે આ છે: રાજ્યની સામે ઝૂઝીને ગમે તે હકો તમે મેળવો, પણ તે તમે તેટલે જ અંશે પચાવી શકશો જેટલે અંશે તમે રાજ્યના હૃદયમાં પરિવર્તન કરાવી શક્યા હશો; એથી વધારે અંશે નહિ. હકો મેળવવા સારુ જો તમારે સફળ સત્યાગ્રહ કરવો હોય તો તમારી ભાષા સુધરવી જોઈએ. પછી તમારા આચારો, તમારા વિચારો જુદું જ રૂપ પકડશે. અહિંસા બીરુનું શસ્ત્ર નથી. એ તો પરમ પુરુષાર્થ છે, વીરોનો ધર્મ છે. સત્યાગ્રહી બનવું હોય તો તમારું અજ્ઞાન, આળસ બધું જવું જોઈએ. સતત જાગૃતિ તમારામાં આવવી જોઈએ, તંદ્રા જેવી વસ્તુ જ તમારામાં ન રહેવી જોઈએ. આમ થાય ત્યારે જ અહિંસા ચાલી શકે. તમારામાં જ્યારે ખરી અહિંસા આવશે ત્યારે પછી તમારી વાણી, આચાર, વહેવાર બધામાંથી અમી ઝરશે અને ઇચ્છા અનિચ્છાએ પણ 'શત્રુ'એ તેને ઓળખવી પડશે.

આ કઈ રીતે બને? એક દાખલો આપું. ગઈ કાલે પાંચ કલાક સુધી દરબાર વીરાવાળા સાથે મારી વાતો ચાલી. એમનો સ્વભાવ તો અગાઉ જે હતો તે જ કાલે પણ હતો. હું મારી મીઠી ભાષામાં તેની વક્રતાનું દર્શન પણ તેમને કરાવતો જ જતો હતો. પણ અમારી વચ્ચેનું વાતાવરણ આ વખતે જુદા જ પ્રકારનું હતું. એમણે મને કહ્યું, 'મારાં એ કમનસીબ છે કે હું તમને નથી સમજાવી શક્યો કે આથી વધારે મારાથી આપી જ ન શકાય.' મેં જવાબ આપ્યો, 'હું કબૂલ કરું છું કે આજે હું વહેમાયલો માણસ છું. હું તમારાથી ડરી ગયો છું. પણ આપણે એકમત ન થઈએ ત્યાં લગી તમારી સાથે

એક ઓરડામાં પુરાવા તૈયાર છું. તમે મારી શંકાઓનું નિરાકરણ કરો.' ખાંસાહેબ ફતેહમહમદખાન પણ ત્યાં હાજર હતા. તે પણ આ વાતચીતમાં ભળ્યા અને દરબાર વીરાવાળાને આગ્રહ કરવા લગ્યા કે, 'ગમે તેમ કરીને આનો નિવેડો આણો. પ્રજા આ બધાથી હવે થાકી છે.' આ પ્રસંગનાં બધાં મધુર સ્મરણો તમને આપું એટલો વખત નથી, પણ એક વાત તમારે ખાસ જાણવા જેવી છે ખરી. પરિષદનાં માણસો પ્રત્યે એમનામાં સખત તિરસ્કાર હતો. અગાઉ તો હું આ હસી કાઢતો. પણ આ વેળાએ મને એ ખૂંચ્યું. અહિંસામાંથી એક પ્રકારનો ભય ઊપજી શકે છે. જેવો દીકરો જ્યારે વાળુ કર્યા વગર રિસાઈને સૂઈ જાય છે ત્યારે માતાને ઊપજે છે. પણ અહિંસાનું પરિણામ તિરસ્કારમાં કેમ આવે?

અહિંસાની આ વ્યાખ્યા જો તમારા ગજા ઉપરાંતની હોય તો તમે મને કહી શકો છો અને તમે તમારો સ્વતંત્ર માર્ગ લેવા છૂટા છો. હું બહાર રહ્યો મારાથી બનશે તેટલી સહાયતા આપ્યા કરીશ. પણ જો અહિંસાનો પંથ ખેડવે જવાનો જ તમારો નિશ્ચય હોય તો તમારે સમજવું જોઈએ કે સંપૂર્ણ આત્મશુદ્ધિના પ્રયત્નમાં મરી ફીટવું એ અહિંસાની શરત છે. ચોવીસે કલાક અહિંસાનું સ્તવન કરનારા સાધક તરીકે ખાંખદ કરી કરીને અંતરમાં ભરાઈ રહેલા દોષોને ખોળી કાઢીને તમારા આગળ મૂકવા એને હું મારો ધર્મ સમજીશ. આમ કરતાં તમને સહાયતા કરવાની મારી શક્તિ હજારગણી વધે.

પ્રથમથી જ હું તમને તમારા પોતાના બળ ઉપર જ ઝૂઝવાની વાત કરતો આવ્યો છું. પણ હવે એક જુદા પ્રકારની શક્તિ હું તમારામાં જોવા માગું છું. બધી બાબતમાં તમારે

સારુ મારે વિચાર કરવો પડે એ મને તેમ જ તમને બેઉને અસહ્ય થઈ પડવું જોઈએ. તેથી હું આ વખતે બધો બોજો તમારા ઉપર નાંખીને જવાનો છું. અહિંસા અને હિંસાની વચ્ચે તમારે તમારી છેવટની પસંદગી કરી લેવી રહી છે. તમે કોઈ દિવસ કાયર ન થાઓ એમ હું ઇચ્છું છું. મર્યાદાપૂર્વકની હિંસામાંથી કોઈક દિવસ શુદ્ધ અહિંસા તમે શીખો એ સંભવ છે. પણ ત્રિશંકુની જેમ તમે હિંસા અને અહિંસા એ બેની વચ્ચે અધ્ધર લટક્યા કરો તો એ ભયંકર સ્થિતિ છે. આ માર્મિક સમસ્યા આજે જેમ તમારી સમક્ષ તેમ આખા દેશની સમક્ષ ઊભેલી છે. એનો ફડચો તમારે તરત કરી લેવો રહ્યો છે. જો તમે અહિંસાને જ વળગો તો તમારી એ અહિંસા મારી આપેલી નહિ પણ સ્વતંત્ર પ્રેરણારૂપે તમારામાં આવવી જોઈએ.

એટલે મારી વાત તમારે ગળે ઊતરતી હોય તો એના અમલનો કાર્યક્રમ હું તમને દોરી આપું. પરિષદના સાતેય પ્રતિનિધિઓ તમે દરબાર વીરાવાળાની પાસે જાઓ. ગમે તેટલાં કડવાં વેણ એ તમને સંભળાવે, તિરસ્કાર બતાવે, તે બધું ધીરજપૂર્વક, શાંતિપૂર્વક સહન કરવાની તમારી તૈયારી જોઈએ. આવી અનેક અગ્નિપરીક્ષાઓમાંથી પસાર થયા પછી જ હું દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની શક્તિ મેળવી શક્યો હતો. તમારામાં એટલે સુધી શક્તિ આવવી જોઈએ કે તમે દરબાર વીરાવાળાને જઈને કહો કે, ‘ અમારે તો ગાંધીને આમાંથી મુક્ત કરવા છે. ચક્રવર્તી સત્તાની દરમ્યાનગીરીની કક્ષામાંથી પણ નીકળી જવા ઇચ્છીએ છીએ. અમારે તો ૨૬ મી ડિસેંબરની જાહેરાતનો રાજ્ય પાસે અમલ પણ તમને

વચ્ચે રાખીને કરાવવો છે, તમને કાઢી કઢાવીને નહિ. તમને અમે કેવી રીતે રીઝવી શકીએ એ તમે જ સૂચવો જેથી આખા દેશને સારુ રાજકોટ એ રાજા અને પ્રજા વચ્ચેના મીઠા સંબંધના દાખલારૂપ બને.'

આવી અહિંસાની સાધનાને સારુ સાધન તરીકે, અહિંસાના પ્રતીક તરીકે, રેંટિયાથી વધારે ચડિયાતું એવું બીજું કોઈ સાધન હું તમને બતાવી શકતો નથી.

મારી અહિંસા એ એક શાસ્ત્રીય પ્રયોગ છે. શાસ્ત્રીય પ્રયોગમાં નિષ્ફળતા જેવી વસ્તુને સ્થાન નથી. ધારેલું પરિણામ મેળવતાં અંતરાયો આવે છે ત્યારે ઘણી વાર એમાંથી ભારે વૈજ્ઞાનિક શોધો થાય છે. જો અહિંસા ઉપર કાયમ રહેવા ઇચ્છતા હો તો આવા માનસથી તમારે મેં સૂચવેલા અહિંસાના આ પ્રયોગમાં ઊતરવું રહ્યું છે.

હરિજનબંધુ, ૧૪–૫–૧૯૩૯

## ૭૦

# નવો પ્રયોગ*

આજના મારા વિષય તરીકે, રાજકોટથી નીકળતી વેળાએ પ્રગટ કરેલા નિવેદનમાં મેં કહેલી એકએ બાબતો તમને સમજાવવા સારુ હું પસંદ કરીશ. શ્રી. કિશોરલાલે એમાંની એક મુખ્ય, અહિંસાનો અર્થ ક્યાં સુધી આપણને લઈ જાય છે, એની સવિસ્તર ચર્ચા કરી જ છે. એટલે કે આપણા દિલમાં વસતી અહિંસા જો સો ટચની હોય તો તે સામે વિરોધીનું આપણા પ્રત્યેનું વલણ ઉત્તરોત્તર નરમ પડવું જોઈએ, ગરમ ન થવું જોઈએ. એ તેને પિગળાવે, તેના અંતરના તાર ઝઝણાવે. જો હિંસાનો સ્વભાવ જે કોઈ આડે આવે તેને ભરખી જવાનો હોય તો અહિંસાનો સ્વભાવ દોડીને એ હિંસાનું ભક્ષ થવાનો છે. જ્યાં અહિંસાનું જ વાતાવરણ છે ત્યાં માણસને પોતાની અહિંસાને કસી જોવાનો અવકાશ નથી. હિંસાનો સામનો કરવામાં જ એની પરીક્ષા થાય છે.

આ બધું હું જાણતો આવ્યો છું અને તેને અમલમાં ઉતારવાનો પણ મારો પ્રયત્ન રહ્યો છે. પણ તેમાં મને હમેશ સફળતા મળી છે એમ ન કહી શકું. હું એવો દાવો ન કરી

* વૃંદાવન ખાતે મળેલા પાંચમા ગાંધી સેવા સંઘ સંમેલન સમક્ષ ગાંધીજીએ કરેલા પ્રવચનનો શ્રી. મહાદેવભાઈએ આપેલો સારાંશ.

શકું કે મારા વિરોધીઓનાં હૈયાં પિગળાવવામાં હું હમેશાં સફળ નીવડયો છું. રાજકોટે આ બીનાનું મને વધુ સચોટ દર્શન કરાવ્યું. હું વિચારી રહ્યો હતો કે દરબાર વીરાવાળાનો હૃદયપલટો કરાવવામાં આપણે કેમ નિષ્ફળ ગયા. મારા અંતરમાંથી સીધો જવાબ મળ્યો કે એમની સામે આપણે શુદ્ધ અહિંસાનો પ્રયોગ નથી કરી શક્યા. આપણા લોકોએ એમને ગાળો કાઢી. મેં એમની સામે વપરાતી ભાષા પ્રત્યે દુર્લક્ષ રાખ્યું. મેં પોતે મારી જીભ ઉપર કાબૂ રાખ્યો હશે, પણ બીજાઓની જબાન ઉપર તેવો જ કાબૂ જાળવવાનું ધ્યાન મેં રાખ્યું નહિ.

આ વસ્તુનું દર્શન રેસિડેન્ટ ગિબસન જોડેની વાતચીત દરમ્યાન મને એકાએક થયું. મેં ઠાકોર સાહેબ ઉપર પોતાની સુધારા સમિતિ બનાવવાનું છોડનારી શરાફી વાત કરી, જેને રેસિડેન્ટે પણ શરાફી કહી. તે વખતે આ વસ્તુ જેને મેં અહિંસાનો 'નવો પ્રયોગ' કહ્યો છે તે મને જડી. એ જોખમ વિનાની નથી; કારણકે તેને લીધે જે કામ ચાલી રહ્યું હતું તે બધું મોકૂફ કરવાની સૂચના મારે આપવી પડી. રાજકોટની લડત દરમ્યાન મારે અનશનને ટાંકણે તાજના પ્રતિનિધિની દરમ્યાનગીરી નોતરવી પડી, અને ત્યાર પછી તેના રાજકોટ ખાતેના પ્રતિનિધિનો આશ્રય હું લઈ રહ્યો હતો. 'શરાફી વાત' મને સૂઝી ત્યારે હું એમ વિમાસી રહ્યો હતો કે ચક્રવર્તી સત્તાને વીસરી જઈ એકલા રાજ્યને જ હું કાં ન વળગું ? પણ એટલે લગીની હિંમત કદાચ મારામાં હજુ નથી. રાજકોટ પ્રકરણમાં ચક્રવર્તી સત્તાનો આશ્રય ન જ લેવો, ગ્વાયર ચુકાદાને ફાડીને ફગાવી દેવા લોકોને કહેવું, અને રાજ્ય જોડે ફરી પાછા

શ્રીગણેશાયથી શરૂઆત કરવી, એવી ગાંઠ મેં નથી વાળી. એમ થાય ત્યારે તો પછી મારો સત્યાગ્રહ એકલા રાજ્યની સામે જ ચાલે, અને રાજકોટ રાજ્યના અધિકારીઓનું હૃદય-પરિવર્તન કરવાના પ્રયત્નમાં જ મારે મારી જાતને હોમવી રહે. પછી તો મારા તમામ પ્રયોગ રાજકોટની અવનવી પ્રયોગશાળામાં જ મર્યાદિત થઈ જાય. અહિંસાની દૃષ્ટિએ એમાં વધુ સંપૂર્ણતા આવે. મારા અંતરની આ દુવિધા — કદાચ કાયરતા — ની પાછળ મારી અહિંસામાં કશાકની ઊણપ છે એમ માનું છું.

મહાસભાના સડાની વાત લો. મહાસભામાં આટલો બધો સડો કાં? આટલે લગી સડો હોય ત્યાં પછી આપણે મહાસભા-વાદી કેવા? તમારામાંના કેટલાક 'ગાંધીવાદી' ગણાઓ છો. ગાંધીવાદી એ તો ધૂળ જેવું નામ છે. તેના કરતાં આપણે 'અહિંસાવાદી' કાં ન કહેવાઈએ? ગાંધી તો ભલાઈ-બૂરાઈ, બળ-દુર્બળતા, અહિંસા-હિંસાનું મિશ્રણ છે. પણ અહિંસામાં તો કશી જ ભેળસેળ નથી. હવે 'અહિંસાવાદી' તરીકે શું આપણે સૌ કહી શકીએ ખરા કે આપણે શુદ્ધ અહિંસા આચરીએ છીએ? શું આપણે કહી શકીએ કે વિરોધીઓનાં બાણ કશો જવાબ વાળ્યા વિના ખુલ્લી છાતીએ ઝીલીએ છીએ? શું કહી શકીએ ખરા કે એની ટીકાથી આપણે રોષે નથી ભરાતા, બેચેન નથી થતા? મને ધાસ્તી છે કે આપણામાંના ઘણા આનો જવાબ હકારમાં નહિ આપી શકે.

તમે કહેશો, 'આટલે લગીની અહિંસાનું આચરણ તમે કેદહાડે માગ્યું હતું?' તેમ હોય તો મારે કબૂલ કરવું રહ્યું છે કે મારા અહિંસાના અમલમાં તેટલે અંશે ખામી હતી.

અહિંસા પોતાના દોષોને પહાડ જેવડા અને વિરોધીના દોષ રાઈના દાણા જેવડા કરીને જુએ. પોતાની આંખમાંનું કણું સાંબેલું કરીને જુએ અને સામાની આંખમાંનું સાંબેલું કણું કરીને ભાળે. આપણે આનાથી ઊલટા વર્ત્યા છીએ. દેશી રાજ્યોના પ્રશ્નમાં આપણે તેમનાં તંત્રોમાં સુધારા ઇચ્છયા છે; તેમના રાજ્યકર્તાઓનો હૃદયપલટો માગ્યો છે; તેમના નાશની વાંછના નથી કરી. પણ આપણાં વચનોએ આપણી મનસાને જૂઠી પાડી છે.

રાજકોટ વિષે મેં કરેલા નિવેદન છતાં હું તમને ખાતરી આપી દઉં કે રાજકોટને હું છેહ દઉં એમ નથી. મારા સાથીઓને મારાથી અંતરિયાળ કેમ છોડાય? તેમનો નૈતિક અધઃપાત મારાથી શે સંખાય? મારે હાથે એવું થાય તો મને સાચે જ બુઢાપાએ ઘેર્યો ગણાય. પણ હું એવો અપંગ થયો હોઉં એમ મને જણાતું નથી. ઊલટું, ત્યાંના કાર્યકર્તાઓનાં તેજોબળ પ્રતિદિન વૃદ્ધિ પામો એવી જ પ્રાર્થના મારા અંતરમાં હમેશ ચાલ્યા કરે છે. હું તો માત્ર સાધનશુદ્ધિની દૃષ્ટિએ પ્રયોગમાં આકરા ફેરફારની હિમાયત કરી રહ્યો છું.

હરિજનબંધુ, ૧૪-૫-૧૯૩૯

## ૭૧

# માફીનો એકરાર

ગયા માસની ૨૪ મી તારીખે કલકત્તા જતી વેળાએ મેં કહ્યું હતું કે રાજકોટ મારે સારુ કીમતી પ્રયોગશાળારૂપ નીવડયું છે. આનો છેલ્લો પુરાવો હું અત્યારે જે પગલાની જાહેરાત કરી રહ્યો છું તેમાં રહેલો છે. સાથીઓ જોડે પૂરી ચર્ચા કર્યા બાદ આજે સાંજના ૭ વાગ્યે હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે રાજકોટ પ્રકરણમાં હિંદના વડા ન્યાયાધીશને હાથે મળેલ ચુકાદાનો લાભ મારે છોડી દેવો.

હું મારી ભૂલ જોઈ શકયો છું. મારા ઉપવાસને અંતે મેં એમ કહેવાની છૂટ લીધી હતી કે અગાઉના કોઈ પણ ઉપવાસ કરતાં આ ઉપવાસ વધુ સફળ થયો હતો. હવે જોઉં છું કે મારા એ કથનમાં હિંસાનો રંગ હતો.

અનશન દરમ્યાન ચક્રવર્તી સત્તા પાસેથી ઠાકોર સાહેબને સમજાવીને તેમની પાસે આપેલું વચન પળાવવા સારુ તાત્કાળિક દરમ્યાનગીરી મેં ઇચ્છી હતી. આ અહિંસાનો કે હૃદયપરિવર્તનનો માર્ગ નહોતો; એ માર્ગ હિંસાનો અથવા દબાણનો હતો. મારું અનશન શુદ્ધ હોત તો તે કેવળ ઠાકોર સાહેબને જ અનુલક્ષીને લેવાવું જોઈતું હતું. અને જો એનાથી ઠાકોર સાહેબનું, અગર કહો કે એમના સલાહકાર દરબારશ્રી વીરાવાળાનું, હૈયું ન પીગળત તો મારે મરીને સંતોષ માનવો

જોઈતો હતો. મારા માર્ગ આડે અણધારી મુશ્કેલીઓ ન આવી હોત તો મારી આંખો ન ઊઘડત.

મળેલ ચુકાદાથી સંતોષ માની દરબારશ્રી વીરાવાળા તેને માથે ચડાવે તેમ હતું નહિ; મારો માર્ગ સરળ કરી આપવાની સ્વાભાવિકપણે જ એમની નૈયત નહોતી. એમણે દરેક તકનો લાભ ઉઠાવી લાંબી કસે ધવડાવવાની નીતિ આદરી. ચુકાદાથી મારો માર્ગ સરળ થવાને બદલે ઊલટું એ ચુકાદો જ મુસલમાનો તથા ભાયાતોના મારી સામેના રોષનું ભારે કારણ થઈ પડ્યો. અગાઉ અમે મિત્રભાવે મળીને વાટાઘાટ કરી હતી; હવે મેં સ્વેચ્છાએ અને કશી શરત કર્યા વિના આપેલા વચનનો ભંગ કર્યાનો મારા પર આરોપ કરવામાં આવે છે. મેં વચનભંગ કર્યો છે કે કેમ એ બાબત પણ વડા ન્યાયાધીશ પાસે નિર્ણયને સારુ રજૂ કરવાનું ઠર્યું. મુસ્લિમ કાઉન્સિલ અને ગરાસિયા એસોસિયેશનનાં નિવેદનો મારી સામે પડ્યાં છે. ચુકાદાના લાભને છોડી દેવાનો નિર્ણય કર્યા બાદ એ બે નિવેદનોનો હવે મારે જવાબ આપવાપણું નથી રહેતું. મને નિસબત છે ત્યાં સુધી તો ઠાકોર સાહેબ મુસ્લિમો તથા ભાયાતોને જે કંઈ આપવા ઇચ્છે તે તેઓ સુખેથી લે. તેમના કેસ તૈયાર કરવાની તકલીફમાં મેં તેમને ઉતાર્યા તે બદલ હું તેમની માફી માગું છું. નામદાર વાઈસરૉયની પણ મારી નબળાઈને કારણે મેં તેમને નાહક તકલીફમાં નાંખ્યા તે બદલ મારે માફી માગવી રહી છે. વડા ન્યાયાધીશની પણ હું માફી માગું છું કે જે બધો પરિશ્રમ એમને મારે કારણે કરવો પડ્યો તે, મારામાં વધુ સમજણ હોત તો, કરવો પડત નહિ. સૌ ઉપરાંત હું ઠાકોર સાહેબની અને દરબારશ્રી વીરાવાળાની માફી માગું છું.

દરબાર વીરાવાળાની બાબતમાં મારે એ પણ કબૂલ કરવું રહ્યું છે કે મારા સાથીઓની પેઠે મેં પણ એમને વિષે બૂરા વિચારોને મારા અંતરમાં આવવા દીધા છે. એમની સામેના આરોપો ખરા હતા કે નહિ એ હું અહીં ન વિચારું. એની ચર્ચાનું આ સ્થાન નથી; એટલું જ કહું કે 'અહિંસા'નો પ્રયોગ એમના પ્રત્યે કરવામાં નથી આવ્યો. અને મારી એ નામોશીનો એકરાર પણ હું કરી લઉં કે જેને બેવડી રમત કહી શકાય એવા આચરણનો પણ હું દોષી બન્યો છું. એટલે કે એક તરફથી ચુકાદાની તલવાર એમને માથે લટકતી રાખીને બીજી તરફથી તેમને રીઝવવાનો પ્રયત્ન કરી ઉદાર સુધારા બક્ષવાની તેઓ ઠાકોર સાહેબને સ્વેચ્છાએ સલાહ આપે એવી આશા મેં રાખી! હું કબૂલ કરું છું કે આવી રીત 'અહિંસા'થી સાવ અસંગત છે. ૧૬મા એપ્રિલે મિ. ગિબસન જોડેની વાતચીત દરમ્યાન જ્યારે અચાનક પેલી 'શરાફી વાત' મને સૂઝી અને મેં કરી ત્યારે મારી નબળાઈનું મને દર્શન થયું. પણ તે જ ઘડીએ ત્યાં ને ત્યાં એમ કહેવાની મારી હિમ્મત ન ચાલી કે, 'મારે ચુકાદા જોડે કશી લેવાદેવા નથી રાખવી.' ઊલટું મેં તો કહ્યું કે ઠાકોર સાહેબ પોતાની સમિતિ નીમે અને પછી પરિષદવાળાઓ ચુકાદાની દૃષ્ટિએ તેનો અહેવાલ તપાસે, ને એ દૃષ્ટિએ જો તે ખામીભર્યો જણાય તો તેઓ વડા ન્યાયાધીશ આગળ જઈ શકે.

દરબારશ્રી વીરાવાળાએ આ દોષ ઓળખ્યો અને વાજબી રીતે જ મારી ઑફર નકારીને કહ્યું, "તમે ચુકાદાની તલવાર તો મારા માથા પર લટકતી રાખો જ છો. અને ઠાકોર સાહેબની સમિતિ ઉપર અપીલની અદાલત બનવા માગો છો.

જો એમ જ હોય તો તમે તમારું શેર માંસ જ ભલે કાપી લો. ઓછું નહિ ને વત્તું નહિ." એમના વાંધામાં રહેલું વજૂદ મેં ઓળખ્યું. મેં એમને કહ્યું પણ ખરું કે, "ચુકાદાને ફગાવી દેવાની આ ઘડીએ મારી હિમ્મત નથી; પણ ભલા થઈ ને, જાણે ચુકાદો હસ્તીમાં જ નથી અને સરદાર તથા હું પણ નથી એમ ગણી પ્રજા જોડે સમાધાન કરો." એમણે પ્રયત્ન કરી જોવા વચન આપ્યું. પોતાની રીતે પ્રયત્ન પણ કર્યો, પણ વિશાળ જિગર મને ન જડયું. હું તેમને દોષ નથી દેતો. ચુકાદાને વળગી રહેવાનું મારું કાર્પણ્ય એ પોતે ભાળી રહ્યા હોય ત્યાં હું એમના તરફથી વિશાળ જિગરની આશા કેમ રાખી શકું ? વિશ્વાસ જ વિશ્વાસ પેદા કરે. એ તો મારામાં જ નહોતો.

પણ અંતે મેં ખોયેલી હિમ્મત પાછી મેળવી છે. મારા આ એકરારથી અને પશ્ચાત્તાપથી અહિંસાના સર્વોપરી ગુણ વિષેની મારી શ્રદ્ધાની જ્યોત વધુ તેજથી ઝગી રહી છે.

મારા સાથીઓને હું અન્યાય ન કરું. એમનામાંના ઘણાનાં હૈયાંમાં અંદેશો ભર્યો છે. તેમને મારા પશ્ચાત્તાપને સારુ કશું કારણ નથી દેખાતું. તેમને લાગે છે કે ચુકાદાથી ઊભી થયેલી એક મહાન તક હું ફગાવી દઉં છું. એમને એમ પણ લાગે છે કે એક રાજદ્વારી નેતા તરીકે ૭૫,૦૦૦ની પ્રજાનાં — કદાચ આખા કાઠિયાવાડની પ્રજાનાં — કિસ્મત જોડે રમત કરવાનો મને અધિકાર નથી. મેં તેમને કહ્યું છે કે તેમની ધાસ્તી અકારણ છે; અને આત્મશુદ્ધિનું દરેક પગલું, હિમ્મતનો દરેક સંચાર, સત્યાગ્રહમાં રોકાયેલી પ્રજાના બળમાં હમેશાં ઉમેરો જ કરે છે. મેં એમને એમ પણ કહ્યું છે કે જો તેઓ મને સત્યાગ્રહનો સેનાપતિ અને વિશારદ ગણતા

હોય તો મારામાં જે તેમને ધૂન જેવું દેખાય તે પણ તેમણે નભાવી લેવું રહ્યું.

આમ ઠાકોર સાહેબને અને તેમના સલાહકારને ચુકાદાની ચૂડમાંથી મુક્ત કરી દીધા પછી હવે વગરઅચકાયે હું તેમને વિનવણી કરું છું કે, તેઓ રાજકોટની પ્રજાની આશાઓ પૂરી કરીને અને તેના અંદેશાઓને દૂર કરીને તેને સંતોષે.

રાજકોટ, ૧૭–૫–૩૯

હરિજનબંધુ, ૨૧–૫–૧૯૩૯

## ૭૨

# નવો પ્રકાશ

[ વૃંદાવનથી તા. ૧૨ મીએ રાજકોટ પાછા ફરતાં જ ગાંધીજીએ રાજકોટનું કામકાજ કલકત્તે જતાં જ્યાં છોડયું હતું ત્યાંથી જ વળી પાછું હાથમાં લીધું. તેમને ખબર પડી હતી કે 'હું હાર્યો' વાળું તેમનું ૨૩ મી એપ્રિલનું નિવેદન પરિષદના કેટલાક કાર્યકર્તાઓના રોષનું કારણ બન્યું હતું. તેમને દરબાર વીરાવાળા જ રાજકોટનાં બધાં અનિષ્ટોનું મૂળ લાગતા હોવાથી તેમની જોડે સમાધાનીની વાટાઘાટ કરવાની સલાહે તેમને બેચેન કરી મૂકયા હતા. થોડાકે એક નિવેદન પણ કાઢયું હતું જેમાં 'શત્રુનો હૃદયપલટો' કરવાની ફિલસૂફી પ્રત્યે તેમણે પોતાની અશ્રદ્ધા જાહેર કરી હતી. બીજા કેટલાકને લાગતું હતું કે ૨૬ મી ડિસેંબરની જાહેરાતના અમલ માટે આગ્રહ રખાવો જોઈએ. ગાંધીજીએ તા. ૧૨ મીએ રાજકોટ પાછા આવતાંવેંત બે કલાકમાં પરિષદના કાયકર્તાને ભેળા કરી તેમની આગળ પોતાના વલણ વિષેની સ્પષ્ટતા કરી. શંકાસમાધાન પણ કર્યું. ટૂંકાવવા ખાતર સવાલો પડયા મૂકી વાતચીતનો સાર અહીં આપું છું. **પ્યારેલાલ** ]

૨૩ મી એપ્રિલના મારા નિવેદનથી તમારામાંના કેટલાક ભાઈઓ અસ્વસ્થ થયા છે એમ સાંભળ્યું. આનું કારણ હું સમજી શકયો નથી. મેં તેમાં કશું નવું કહ્યું નથી. રાજકોટ છોડતી વેળાએ મેં જે વાત વિગતથી તમને કરી હતી તેનો જ સાર મેં તેમાં આપ્યો છે.

વજુભાઈ અને તેમના સાથીઓના નિવેદન વિષે એટલું કહું કે મને તે ગમ્યું છે. કારણ એમના મંડળની અને મારી વચ્ચેના પાયાના મતભેદ એથી સ્પષ્ટ થાય છે. કાર્યવાહક સભા સત્યાગ્રહની લડત ચલાવવાના હેતુ પૂરતી પરિષદે બનાવી હતી. હવે એ હેતુ બિનમુદત મુલતવી રહ્યાથી એનું કામ ખલાસ થયું છે. એને નામે સમાધાનની વાટાઘાટ કરવા સામેનો વાંધો હું સાવ સમજી શકું છું. પણ હું તેને નામે વાટાઘાટ નથી કરી રહ્યો. મારી સ્થિતિ કહી દઉં. ચુકાદો જાહેર થયો ત્યારે તે ઘડીના ઉત્સાહમાં મારાથી કહી જવાયું કે રાજકોટનો ઉપવાસ ધાર્યા કરતાં વધુ સફળ નીવડ્યો. હવે જોઉં છું કે તે મારા ગળા ફરતો ગાળિયો નીવડ્યો છે.

હું અહીં તમારો બોલાવ્યો નથી આવ્યો. હું આવ્યો, કારણ રાજકોટ મારા બચપણનું વતન છે. ઉપરાંત મને લાગ્યું કે હું તેના રાજ્યકર્તા પાસે તેમણે કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરાવી શકીશ. આવ્યા પછી જે જે કંઈ મેં કર્યું તેમાં કેવળ મારા અંતરના પ્રકાશથી અને સંજોગોનો દોરવ્યો હું દોરવાયો છું. મારા આ અખતરામાં જોડાવાની કોઈનો ઉપર ફરજ નથી. જેને જુદું સૂઝે તેને પોતાને રસ્તે જવાની સંપૂર્ણ છૂટ છે. અને રાજકોટની પ્રજા જુદી પદ્ધતિએ લડવાનો નિર્ણય કરે તો મને વાંધો નથી. કોઈ કામ કરવાનો મને સૂઝે તે કરતાં જુદો અને ચડિયાતો રસ્તો હોઈ શકે એટલું જાણવાની નમ્રતા મારામાં છે; અને લોકો કાયર થાય, નામર્દ બની જાય એ તો કોઈ વાતે મને પરવડે એમ નથી.

પરિષદની બેઠક બોલાવવી અને ભવિષ્યને માટે કરવાના કામ વિષે તેની આજ્ઞા મેળવવી એ સૂચના પણ હું આવકારું

છું. પણ વસ્તુસ્થિતિ પ્રત્યે તમે આંખ ન મીંચો એમ ઇચ્છું છું. દરબાર વીરાવાળાના સદ્‌ભાવને જાગૃત કરી, વીનવી, સમાધાની કરાવવાનો કઠણ અને નાજુક પ્રયોગ હું કરી રહ્યો છું. સાથે સાથે ચુકાદામાં કલ્પેલાં પગલાં લેવડાવવા પણ મથી રહ્યો છું. રાજકોટનો મામલો પ્રથમ દર્શને દેખાય છે તેટલો સાદો કે છીછરો નથી. તેની પાછળ બીજાં અને મહાબળવાન બળો મંડાયેલાં છે.

આ મામલાના ઉકેલને સારુ નવો માર્ગ ગ્રહણ કરવાની આવશ્યકતા તમારી જોડે ચર્ચાને અઢાર દિવસ થયા. દિવસ જાય છે તેમ મારો અભિપ્રાય દૃઢ થતો જાય છે. હું કબૂલ કરું છું કે મિ. ગિબસનને અપાર વિલંબ વિષે તેમ જ ભાયાતોને મેં તેમને આપેલી ખોળાધરીનો અર્થ વડા ન્યાયાધીશ પાસે કરાવવાની તેમની સૂચના વિષે મેં લખ્યું તેમાં મારી અધીરાઈ હતી. કાયદાની દૃષ્ટિએ હું સાચો હતો, પણ અહિંસા કાયદેસર અધિકારો ઉપર ચાલતી નથી.

હવે મને દર્શન થયું છે કે અપાર ધીરજથી મારે રસ્તો ખેડવો રહ્યો છે. એ કંઈ જાદુઈ આંબાનું ઝાડ નથી જે આંખના પલકારામાં હથેળીમાં ઉગાડી બતાવી શકાય. એને સારુ સાવનય ભંગ કરતાં પણ વધુ પ્રાણવાન એવું બળ જોઈએ. એ બળ તે અહિંસાના મૂળમાં પડેલો પ્રેમનો સિદ્ધાંત, જે નવા પ્રકાશની મને ઝાંખી થયાનું ભાસે છે તે આ. હજી ઝાંખો છે તેથી તેની સ્પષ્ટ વ્યાખ્યા હું નથી કરી શકતો.

મારાથી બને તો, દરબાર વીરાવાળાને શાંત કરવાના કામમાં આગળ વધતા પહેલાં ચુકાદાના આશ્રયને હું સાવ

છોડી દઉં. પણ તેને સારુ હિંમત, નિર્ભયતા અને પૂરી આસ્થા જોઈએ. મારામાં તે હોત તો ભભૂકતા અગ્નિમાં ઝંપલાવતાં હું ન અચકાત. આવી આસ્થા કૃત્રિમ સાધનોથી ન આવે. માણસમાં ધીરજ જોઈએ અને તેણે ઈશ્વરની કરુણા ભાખવી જોઈએ. દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ મેં ઉપાડચો ત્યારે જેલજીવન શું હોય તેની કલ્પના પણ મને નહોતી. પણ એક વાર અંદર પેઠો એટલે એ મારે સારુ મહેલ, મંદિર કે યાત્રાધામ સમી થઈ પડી. ત્યાં હું જે કાંઈ શીખ્યો તે બહાર ભાગ્યે જ શીખી શકત. મારા એકલાને માટે હોત તોપણ હું આમ ઝંપલાવતાં ન ખંચાત. પણ લોકોના હિતના રખેવાળ તરીકે હું જોખમો ક્યાં સુધી ખેડી શકું એ પ્રશ્ન છે. આમ અંતરબુદ્ધિ મને ભીરુ બનાવી રહી છે અને હું શંકા અને શ્રદ્ધા વચ્ચે ઝોલાં ખાઉં છું.

મારી અહિંસા તો મને કહે છે કે ચુકાદાને ફાડીને ફગાવી દે. પણ બુદ્ધિ હજુ માનતી નથી. મનમાં થાય છે, 'દરબાર વીરાવાળા અને ઠાકોર સાહેબનો સહકાર જોઈએ છે અને ચક્રવર્તી સત્તાની મદદ નથી જોઈતી' એનો અર્થ પણ શું? શું એક જ સંચાનાં એ બધાં ચક્રો નથી? આમ મારી જ બુદ્ધિને ચકરાવે હું ચડું છું. હું જાણું છું કે આ બધું મારી શ્રદ્ધાની ઊણપનું લક્ષણ છે. મનબુદ્ધિના આવા દ્વંદ્વયુદ્ધ વચ્ચે હું તમને મારી જોડે ચાલવા કેમ કહું? તમને કઈ રીતે દોરી શકું? મારી પાસે માર્ગ ચાલવાને કશો નિર્ણીત સિદ્ધાંત નથી. સત્યાગ્રહના શાસ્ત્રમાં હું સંપૂર્ણતાએ ઉત્તીર્ણ થયો નથી. હું હજુ ફાંફાં મારું છું. આ ખોજમાં, જો તમને રસ પડે અને અંતરમાંથી સાદ સંભળાય તો, તમે જોડાઈ શકો છો.

જે વાણોતર છે તેણે દરેક પગલે શેઠને પૂછીને અને તેની સૂચના લઈને ચાલવાનું હોય છે. પણ વૈદ પોતાના દર્દીને અંગે તેમ કરી શકે નહિ. તેણે તો વખતોવખત તેને જે કાંઈ આત્મપ્રેરણાથી સૂઝે તેનાથી દોરાવું રહ્યું. અને ઘડીએ ઘડીએ રોગનાં ચિહ્નો જે પ્રમાણે વધતાં ઘટતાં તેને જણાય તે પ્રમાણે તેણે તેની ઉપાયયોજના બદલવી રહી. દર્દીનું કહેવું માનવું તેનાથી ન બની શકે. તમારી સાથે મારે બેવડો સંબંધ રહ્યો છે. હું તમારો પ્રતિનિધિ છું, વૈદ પણ છું. તમારા વૈદમાં તમને વિશ્વાસ હોય ત્યાં સુધી તેની સારવાર સંપૂર્ણ આસ્થાપૂર્વક સ્વીકારવી રહી છે. જો તેના પર વિશ્વાસ ન રહ્યો હોય તો બીજો વિશ્વાસ ધરાવે એવો વૈદ નીમવો જોઈએ.

ગર્ભિણીનું દુઃખ ગર્ભિણી જ જાણે. બીજાં તેની સ્થિતિ જુએ, તેની દયા પણ મનમાં આણે, પણ પ્રસૂતિની પીડા તો પેલી એકલી જ જાણે અને વેઠે. સત્યાગ્રહની ગર્ભધારણા મારી છે. તેથી પ્રસૂતિની પીડા પણ મારે જ એકલાએ વેઠવી રહી છે. હું વિનોદ નથી કરી રહ્યો. પેટછૂટી વાત કરું છું. આ માર્ગમાં હું એકલો જ બાકી રહીશ તોપણ એ પાવકની જ્વાળાઓમાં ઝંપલાવીશ અને મારો પંથ ખેડીશ. દરબાર વીરાવાળાનો હૃદયપલટો કરવાને સારુ સત્યાગ્રહનું એકેએક સાધન અજમાવવાનો અને ખતમ કરવાનો મારો નિશ્ચય છે. જો હું સફળ થઈશ તો તેના ફળના તમે ભાગીદાર હશો. જો નિષ્ફળ જઈશ તો તેની જવાબદારી મારા એકલાની હશે, તમને આંચ નહિ આવે.

મારા બચપણમાં રાજકોટમાં બે આંધળા ગવૈયા હતા. તેમાંનો એક જણ જ્યારે વગાડતો ત્યારે વાજિંત્ર પર તેની

આંગળીઓ ન છએ. એવી અદ્ભુત એની કળા હતી. સાંભળનારા મંત્રમુગ્ધ બની જતા. દરેક માનવ અંતઃકરણમાં એવા જ તાર હોય છે. જો તમને તે સ્પર્શતાં આવડે તો તરત જ ઝણઝણી ઊઠે છે અને તેમાંથી કલ્યાણકારી સંગીત જન્મે છે. દરબાર વીરાવાળા આને અપવાદરૂપ નથી. મેં તેમને સાવ નિર્ભય કર્યા છે? તેમની જોડેના વહેવારમાં કેવળ સત્ય અને અહિંસાથી કામ લીધું છે? ચુકાદાને તેમની સામે મેં ઉગામી રાખ્યો નથી? રાજકોટમાં આપણે પ્રજાતંત્ર સ્થાપવું છે. પ્રજાતંત્રવાદી જન્મથી જ શિસ્તવાદી હોય. માનવી અગર દૈવી એવા તમામ કાયદાઓને જે સ્વેચ્છાએ પાળનારો છે તેને જ પ્રજાતંત્ર સદે છે. હું સ્વભાવે તેમ જ શિક્ષણે પ્રજાતંત્રવાદી હોવાનો દાવો કરું છું. જેમને પ્રજાતંત્રની સેવાની મહત્ત્વાકાંક્ષા છે તેઓ પ્રથમ પ્રજાતંત્રની આ કસોટીમાં પાસ થાય. વળી પ્રજાતંત્રવાદી સાવ નિઃસ્વાર્થી હોવો જોઈએ. તેણે પોતાની અગર પોતાના પક્ષની દૃષ્ટિએ નહિ પણ સમસ્ત પ્રજાના તંત્રની દૃષ્ટિએ બધું વિચારવું જોઈએ, બધાં સ્વપ્નાં ઘડવાં જોઈએ. ત્યારે જ તે સવિનય ભંગનો અધિકારી બને છે. કોઈ પોતાની માન્યતાઓ છોડે કે પોતાની જાતને દબાવે એમ હું નથી માગતો. નરવો પ્રમાણિક મતભેદ આપણા કાર્યને હાનિ કરે એમ પણ નથી માનતો. પણ તકસાધુપણું, છેતરપિંડી અથવા તો થાગડથીગડ સમાધાની જરૂર હાનિ કરશે. જો તમારે જુદા પડયે જ છૂટકો હોય તો, તમારા મતભેદ તમારી હાડોહાડની માન્યતાઓના નિદર્શક છે, માત્ર પોતાના પક્ષની પ્રતિષ્ઠા વધારવા ખાતર યોજેલું સગવડિયા ઉમરાણ નથી, એ વાતની પૂરી ખાતરી અને કાળજી તમને હોવી જોઈએ.

આપણું પ્રજાતંત્ર અત્યારે અંદરઅંદરના ઝઘડાઓથી ગૂંચળાઈ રહ્યું છે. આપસના કજિયા આપણને છિન્નભિન્ન કરી રહ્યા છે. હિંદુ-મુસ્લિમ વચ્ચે, બ્રાહ્મણ-અબ્રાહ્મણ વચ્ચે, મહાસભાવાદી અને મહાસભાવાદી વચ્ચે ઝઘડા ચાલી રહ્યા છે. આ ટોળાતંત્રમાંથી પ્રજાતંત્ર ઘડવું સહેલું નથી. તેમાં વળી પક્ષાપક્ષીનાં ઝેર ઉમેરીને આપણે વર્તી રહેલી અંધાધૂંધીને વધુ ગાઢ ન બનાવીએ.

વ્યક્તિસ્વાતંત્ર્યની મને કિંમત છે. પણ માણસ મૂળે સામાજિક પ્રાણી છે એ ન ભૂલવું જોઈએ. સામાજિક પ્રગતિની જરૂરિયાતોને વ્યક્તિરૂપે બંધબેસતા થવાનું શીખતાં શીખતાં જ તે આજની સ્થિતિએ પહોંચ્યો છે. નિરંકુશ વ્યક્તિસ્વાતંત્ર્ય એ તો જંગલના પશુનો જીવનનિયમ છે. આપણે વ્યક્તિ-સ્વાતંત્ર્ય અને સામાજિક અંકુશ વચ્ચે મધ્યમમાર્ગ કાઢતાં શીખ્યા છીએ. સામાજિક અંકુશોનો આખા સમાજના કલ્યાણના હિતની દૃષ્ટિએ સ્વેચ્છાપૂર્વક સ્વીકાર કરવામાં જ વ્યક્તિનો તેમ જ સમાજનો અભ્યુદય રહેલો છે.

રાજકોટ, ૨૦–૫–૩૯
હરિજનબંધુ, ૨૮–૫–૧૯૩૯

૭૩

# નવા પ્રયોગનો અમલ

ત્રાવણકોરની પરિસ્થિતિ વિષે શ્રી. તાણુ પિલ્લે, શ્રી. વરગીઝ તથા શ્રી. ફિલિપોઝ જોડે મારે લાંબી વાતો થઈ. રાજકોટના મારા કીમતી અનુભવથી હું જોઈ શક્યો છું કે ત્રાવણકોરનો સત્યાગ્રહ બરોબર યોગ્ય વખતે મોકૂફ થયો હતો. રાજકોટના પ્રાયશ્ચિત્તમાંથી હું શીખ્યો છું કે ત્રાવણકોરમાં પણ દીવાન સર સી. પી. રામસ્વામી આયર સામેના આક્ષેપો ખેંચી લેવાયા એટલું બસ નહોતું. ત્રાવણકોરવાળાઓએ એ વસ્તુ કબૂલ કરવી રહી છે કે તેમણે એકલા મહારાજાની જોડે નહિ પણ તેમના દીવાન જોડે પણ કામ લેવાનું છે.

હું એ પણ જોઉં છું કે ઘણા ત્રાવણકોરી ટીકાકારોએ કહ્યું છે કે લડતમોકૂફીથી રાજ્ય તરફનું દમન વધ્યું છે. આ ટીકાકારો નથી જાણતા કે રાજ્યના દમનથી બચાય એટલા ખાતર અગર તો દમન અટકે એવી આશાએ મોકૂફીની સલાહ આપવામાં નહોતી આવી. એ સલાહ તો લોકોને હાથે હિંસા થવાની શક્યતા ટાળવા ખાતર અપાઈ હતી, પછી એવી હિંસા ગમે તે કારણે અથવા ગમે તેની ઉશ્કેરણીથી થવા પામી હોય. વળી સામાવાળાઓના મનુષ્યસ્વભાવમાં નરી હેવાનિયત વ્યાપતી અટકાવવાને સત્યાગ્રહ મોકૂફ કરવામાં આવ્યો હતો. આ બેઉ હેતુ ઠીક ઠીક સફળ થયા છે એમ

કહી શકાય. સત્તાવાળાઓ સાથે માનભરી સમજૂતીનો માર્ગ સહેલો થાય અને લોકો પણ ખરો અહિંસામાર્ગ સમજતા થાય, એ પણ સત્યાગ્રહમોકૂફીની પાછળ હેતુ હતો. આ હેતુની સિદ્ધિને સારુ હજુ પણ કામ કરવું રહ્યું છે. આ કામમાં મને થયેલી નવા પ્રકાશની ઝાંખી મદદરૂપ થઈ પડે છે. તે ન થઈ હોત તો અત્યારે જેટલા આત્મવિશ્વાસથી હું સલાહ આપી રહ્યો છું તેટલા વિશ્વાસથી તે આપી શકત નહિ.

મારા મનમાં શંકા નથી રહી કે સત્તાવાળાઓ સાથે સમાધાનીની વાત સીધી જ ઉપાડવી જોઈએ. આટલા દિવસ રાજ્ય મહાસભાવાળા રાજ્ય પ્રત્યે અને રાજ્યવાળા રાજ્ય મહાસભાવાળા પ્રત્યે સીધું ઉદ્દેશીને ન બોલતાં આડકતરું બોલતા આવ્યા. પરિણામે બેઉ વચ્ચેનો દરિયો વધ્યો છે. એ હાથ વગર તાળી ન પડે એ સત્યાગ્રહીની દલીલ ન હોય. એમાં તો રાજ્યવાળા પણ સત્યાગ્રહી છે એવી અપેક્ષા આવી; જ્યારે વસ્તુતાએ તો જેઓ સત્યાગ્રહી હોવાનો કશો જ દાવો કરતા નથી એવાઓ સામે સત્યાગ્રહ કરવામાં આવે છે, તેથી માનભરી વાટાઘાટને સારુ તક શોધવાનો ભાર પણ પહેલો તેમ જ છેલ્લો સત્યાગ્રહીને માથે હોય. અને જ્યાં બંને પક્ષ ગાંઠ વાળીને જ બેઠા હોય કે સામા જોડે સમાધાની શક્ય નથી, ત્યાં એમ થવું અશક્ય છે. આમ થવા દેવામાં હું ભાગીદાર છું. હવે હું વધુ સમજ્યો છું. જો આગેવાનોમાં સક્રિય અહિંસા કામ કરી રહી હોય તો તેમણે આવી વાટાઘાટની સંપૂર્ણ શક્યતા અને તેની અગત્યમાં માનતા થવું જોઈએ. અને આવી આસ્થા જો તેમનામાં આવશે તો

તેવો માર્ગ પણ ખચીત ખુલ્લો થશે. મારી પોતાની બાબતમાં તો હું હમેશાં આ સિદ્ધાંતને અનુસરતો આવ્યો છું, એ જાણીતી વાત છે.

આવી વાટાઘાટનો રસ્તો ખોલવા ખાતર આપણો સૂર કંઈક હળવો કરવો પડે એમ બને. આપણું ધ્યેય તો છે તે જ રહેવું જોઈએ; પણ આખા કરતાં ઓછાને સારુ વાટાઘાટ કરવા પણ આપણે તૈયાર રહેવું જોઇએ. અને જ્યાં સુધી એનાં જાતપોતમાં એ વાટાઘાટ આપણા આદર્શ મુજબની જ હોય, અને એના અંગમાં સ્વયંવિકાસની શક્યતા હોય, ત્યાં સુધી એમ કરવામાં કશું જ અનુચિત નથી. મેં જોયું કે કદાચ એક ઔંધ રાજ્યના અપવાદ સિવાય ક્યાંયે રાજાઓ પ્રજાની તરફેણમાં બધી સત્તા છોડવા તૈયાર નથી, તેમ ચક્રવર્તી સત્તા પણ દેશી રાજ્યોની પ્રજા સંપૂર્ણ જવાબદાર તંત્રને પામે એ દિશાએ જરાયે ઇંતેજાર નથી. જો એક તંત્રને મન જેવું કશું હોઈ શકે એવી કલ્પના કરી શકાતી હોય અને એ તંત્રના મનોભાવનો હું યથાર્થપણે અર્થ કરી શકતો હોઉં, તો હું એટલે સુધી કહું કે કોઈ મહત્ત્વનું રાજ્ય આજે ઔંધના દાખલાનું અનુકરણ કરે તો ચક્રવર્તી સત્તાને દિલગીરી થાય. પણ સૌથી મહત્ત્વની બીના તો એ છે કે દેશી રાજ્યોની પ્રજા પોતે સમુદાયરૂપે ક્યાંયે આઝાદીની કિંમત ચૂકવવા તૈયાર નથી. દેશી રાજ્યોમાં જાગૃતિ આવી છે એની ના નથી, પણ ધ્યેયસિદ્ધિને સારુ તે પૂરતી નથી. આ સ્થિતિ ઓળખવામાં હિત રહેલું છે. ગજા ઉપરવટની ફાળ ભરવા જતાં બધું ખોઈ બેસવાનો સંભવ છે. ગમે તેવા સદ્ભાવવાળી એક અગર વધુ વ્યક્તિના કરતાં કાયદાનું તંત્ર દેશી રાજ્યોમાં સ્થપાય એને

સારુ હું મોટી કિંમત પણ આપું. એ નક્કર પાયા ઉપર પછી હું જવાબદાર રાજ્યતંત્રનું ચણતર કરવાનો રસ્તો કાઢું. પ્રજાનાં નિશ્ચય અને શક્તિના પીઠબળ વિનાના જવાબદાર રાજ્યતંત્રની ખેરાત એ તો માત્ર કાગળ ઉપરની જવાબદારી હશે, અને જે કાગળ ઉપર તે છપાઈ હશે તેના કરતાં તેની વધુ કિંમત નહિ હોય.

સત્યાગ્રહમોકૂફીનો બીજો ઉદ્દેશ ઉપર લખ્યું તેની જોડે નિકટ સંબંધ ધરાવે છે. દેશી રાજ્યોમાં તાત્કાળિક જવાબદાર પ્રજાતંત્રને સારુ માફક વાતાવરણ નથી, અને લોકોમાં તેની કિંમત આપવાની તૈયારી નથી. આમાંથી ફલિત થાય છે કે લોકોને ઘટતી તાલીમ મળવી જોઈએ. હું હવે ક્યાંયે ઝટ ઝટ સામુદાયિક સત્યાગ્રહની સલાહ આપું એમ નથી. એને સારુ ઘટતી તાલીમ અને શિસ્ત લોકોમાં નથી. એવા સત્યાગ્રહને સારુ લોકોએ એક અગર વધુ નક્કર કસોટીઓમાં પાસ થવું જ રહ્યું. નરી શારીરિક હિંસાથી દૂર રહ્યે આપણો હેતુ નહિ સરે.

નક્કર કસોટીઓના એવા કાર્યક્રમના મધ્યભાગમાં અલબત્ત હું રેંટિયાને જ એના સંપૂર્ણ અર્થમાં વગરઅચકાયે મૂકું છું. આ કાર્યક્રમને જો તત્કાળ ઝિલાય તો તાલીમનો ક્રમ ટૂંકો બને. પણ લોકો એ કાર્યક્રમને ઉત્સાહથી ન ઝીલે તો તે લાંબો નીવડે એમ પણ બને. મારી પાસે તો છેક ૧૯૨૦ની સાલથી હું જેની હિમાયત કરતો આવ્યો છું તે ચતુર્વિધ કાર્યક્રમ સિવાય બીજો માર્ગ નથી. પ્રજા તેને જિગરથી ન અપનાવે તો તેનામાં અહિંસા નથી, મારી કલ્પનાની અહિંસા તો નથી જ — એવું જ અનુમાન હું દોરું. મારી પાસે આ સિવાય બીજી કસોટી

નથી. મારો નવો પ્રકાશ મને કહે છે કે ઉપર સૂચવેલી શિસ્ત પળાવવાની બાબતમાં મારે ઢીલું ન જ મૂકવું જોઈએ. જ્યાં આ શરતો પૂરી પળાય ત્યાં સવિનય ભંગની રજા આપવામાં મને મુદ્દલ ખટકો નહિ થાય. એ સવિનય ભંગ વ્યક્તિગત હશે, પણ અહિંસાની દૃષ્ટિએ તે પાછલા સામુદાયિક સવિનય ભંગ કરતાં ઘણો વધારે સચોટ હશે. મારે કબૂલ કરવું જોઈએ કે પાછલી લડતો થોડીઘણી મેલી હતી જ. એ ઉપાડ્યાનો મને પસ્તાવો નથી, કારણ તે કાળે એથી વધુ સારાનું મને જ્ઞાન નહોતું, અને જ્યારે જ્યારે મારી ભૂલો મને જડી ત્યારે ત્યારે પાછું પગલું ભરવાની સમજ અને નમ્રતા મારામાં હતી. આથી પ્રજા અક્કેક પગલું આગળ જ ગઈ. પણ હવે હું સૂચવું છું તે દિશાએ પાકો ફેરફાર કરવાનો સમય આવી પહોંચ્યો છે.

આમ મારી અત્યારની મનઃસ્થિતિનું સ્પષ્ટીકરણ કરતાં અને ત્રાવણકોરની સ્થિતિને અંગે તેની રૂખ તપાસતાં મારો અભિપ્રાય નવેસર ઘડાયો છે, તે ટૂંકમાં આ પ્રમાણે:

( ૧ ) સવિનય ભંગ બિનમુદતને સારુ મોકૂફ રાખવો. ( ૨ ) સત્તાવાળાઓની જોડે માનભરી વાટાઘાટનો માર્ગ ખોલવાની રાજ્ય મહાસભાવાળાઓને પક્ષે મનીષા હોવી જોઈએ. ( ૩ ) જેલમાં પડેલા સત્યાગ્રહીઓની અગર તો નવા જેલ જાય તે સત્યાગ્રહીઓની ફિકર ન કરવી. જો સત્યાગ્રહની ભાવના યથાર્થ રીતે પચી હોય તો આવી જેલો અને હાડમારીઓથી ઊલટું લોકોને ઉત્સાહ ચડવો જોઈએ. ( ૪ ) છેવટના ધ્યેયને પહોંચવાની ગતિ વધારવાને હિસાબે જો જરૂર જણાય તો તાત્કાળિક માગણીઓનો સૂર હળવો પણ કરવો જોઈએ. ( ૫ ) ક્યારે પણ સવિનય ભંગ ફરી શરૂ કરતા

પહેલાં, આમવર્ગ રાજ્ય મહાસભાની શિસ્ત હેઠળ આવ્યાની પ્રથમ શરતરૂપે, વધુ નહિ તો, રચનાત્મક કાર્યક્રમની પૂર્ણતા તો તેમને હાથે થવી જ જોઈએ.

મારી આ સલાહનો અસ્વીકાર કરવાનો કાર્યકર્તાઓને સંપૂર્ણ અધિકાર છે, એ કહેવાની તો ભાગ્યે જ જરૂર હોય. વળી સ્થાનિક પરિસ્થિતિના તેઓ જ વધુ સાચા જાણકાર હોઈ શકે એ મારે કબૂલ કરવું જોઈએ. તેથી મારી સલાહ જો તેમની બુદ્ધિને તથા હૈયાને બેસે અને સ્થાનિક પરિસ્થિતિના તેમના પોતાના ક્યાસની જોડે જો તે બંધબેસતી હોય તો જ તેઓ તેને સ્વીકારે.

મુંબઈ, ૪-૬-૩૯
હરિજનબંધુ, ૧૧-૬-૧૯૩૯

૭૪

# કેટલે સુધી ?

દેશી રાજ્યોની પ્રજાને તેમની માગણીઓનો સૂર જરૂર લાગે ત્યાં હળવો કરવાની મેં આપેલી સલાહ વિષે લખતાં એક પત્રલેખક જણાવે છે કે, " એમ પ્રજાએ ક્યાં સુધી હળવું થવું ? અને માગણીઓમાં ઘટાડો કરવાનો સૂચવ્યો હોય તો તેવા ઘટાડાનો તમારો શો ખ્યાલ છે ? દાખલા તરીકે જયપુરમાં. ત્યાંની પ્રજાકીય માગણી તો તમે પોતે ઘડી છે એમ કહેવાય."

મેં વાપરેલી ભાષા ધ્યાનપૂર્વક વંચાઈ હોત તો આવો પ્રશ્ન ઊઠવા પામત નહિ. સૌ પહેલાં તો મારા લખાણમાં 'જરૂર હોય ત્યાં' એવી શરત છે. આવી જરૂર સ્પષ્ટ સિદ્ધ થવી જોઈએ, અને દરેક સમિતિએ એવી જરૂરિયાતને બરાબર કસીને તપાસવી જોઈએ તથા તેનું પ્રમાણ ઠરાવવું જોઈએ. બીજું, જ્યાં માગેલી સત્તાઓનો અમલ કરવાની અને કરેલી માગણીઓ પૂરી કરાવવાનું બળ જમાવવા અને ખીલવવા સારુ જોઈતું બલિદાન આપવાની પ્રજામાં તૈયારી હોય ત્યાં મૂકેલી માગણીઓને હળવી કરવાનો સવાલ ન જ હોય. રાજકોટનો જ દાખલો લો. ગ્વાયર ચુકાદો મળ્યો હોત કે ન હોત તોપણ આમપ્રજામાં જો જરૂરી પ્રમાણમાં બલિદાનની શક્તિ હોત

અને સ્વરાજ સ્થાપવાની તેનામાં તૈયારી હોત, તો એની સિદ્ધિમાં કોઈ પણ અંતરાય એમને રોકી શકત નહિ.

એમ કહેવું અગર માનવું સાવ ભૂલભરેલું છે કે, મારે હાથે થઈ તે ભૂલ ન થઈ હોત તો રાજકોટની પ્રજા તેણે માગ્યું હતું તે લઈને બેસી ગઈ હોત. મારી ભૂલનો એકરાર જગજાહેર થઈ ચૂક્યો છે. પણ એટલા સારુ રાજ્યની પેલી જાણીતી જાહેરાતની નિષ્ફળતા એ ભૂલને માથે ઓઢાડ્યે નહિ ચાલે. મેં 'ઘાણ બગાડ્યો' તેથી બધો ગોટાળો વળ્યો અને લોકો નાસીપાસ થઈ ગયા, એમ કહેવું વાહિયાત છે. સત્યાગ્રહમાં નાસીપાસી જેવી વસ્તુ જ નથી. જે સાચા, અહિંસાપરાયણ અને શૂરા છે તેમનાં સચ્ચાઈ, નિષ્ઠા અને શૂરાતન તેમનો આગેવાન બેવકૂફ નીવડે તેની સાથે આથમી જતાં નથી. હા, એ ગુણોનો અવસર પૂરતો સ્વાંગ માત્ર ધર્યો હોય અને એરણ ઉપર ચડતાં તે ફટકિયાં નીવડે તો ભંગાણ પડે, બલ્કે ફજેતી થાય. પણ જે લોકો સ્વભાવે જ બળવાન છે તેઓ તો નબળા આગેવાનોને કોરે મૂકે, અને જાણે પોતાને આગેવાનની કદી જરૂર જ નહોતી એમ કામ આગળ ચલાવે. ને આગેવાનની જરૂર જ જણાય તો ચટ દઇને એકાદ વધુ સારો આગેવાન ગોતીને ચૂંટી લે.

દેશી રાજ્યોના કાર્યકર્તાઓને રાજકોટના કિસ્સામાંથી કશું શીખવા જેવું લાગે તો જ તેમણે તેને સમજવા યત્ન કરવો જોઈએ. જો એમને એ બહુ ગૂંચવાડાભર્યો લાગે તો તેને પડતો મૂકી, જાણે તે બન્યો જ ન હોય તેવી વૃત્તિથી આગળ જવું જોઈએ. રાજકોટના મામલામાં મેં કામ 'વણસાડ્યું' તે અગાઉ રાજાઓ ધ્રૂજી રહ્યા હતા અને પોતપોતાની પ્રજાને

રાજ્યની લગામ સોંપી દઈને માળા ફેરવતા બેસવાના હતા, એમ માનવું એ ભીંત ભૂલ્યા બરોબર છે. હું રાજકોટ ગયો પણ નહોતો ત્યારથી તેઓ જો કશું કરી રહ્યા હતા તો તે એટલું જ કે, તેમની કલ્પના મુજબ તેમની ખુદ હસ્તીને પણ જોખમમાં મૂકનારી આ નવી આફતને કઈ રીતે પહોંચી વળવું તેની તેઓ આપસમાં વેતરણ કરી રહ્યા હતા. લીંબડીએ કર્યું તે આપણે જોયું. મુસલમાનોને, ગરાસિયાને, બલ્કે હરિજનોને પણ મહાસભાની સામે સંગઠિત કરવાની વાતો ચાલી જ રહી હતી. મારા પગલાથી આપણા અંગનો એ મેલ ઉપર તરી આવ્યો અને આપણને એનું સ્પષ્ટ દર્શન થયું. રોગનું સાચું નિદાન પોણા ભાગના ઇલાજ જેટલું ગુણકારી મનાયું છે. આજે કાર્યકર્તાઓ એ અળખામણા સંગઠનનો સામનો કઈ રીતે કરાય એના ઇલાજ શોધી શકે એવી સ્થિતિમાં આવ્યા છે. મહાસભાવાદીઓ અથવા સત્યાગ્રહીઓએ તેમની સામે મંડાયેલાં બળો ઉપર કાબૂ મેળવવાની જરૂરિયાત આથી ફરી એકવાર સ્પષ્ટ રૂપે સિદ્ધ થઈ છે. તેમને તો પ્રજાને સારુ તેટલી જ મુસ્લિમ, ગરાસિયા, હરિજનો, બલ્કે ખુદ રાજાઓને સારુ પણ સ્વતંત્રતા જોઈએ છે. સત્યાગ્રહીઓએ શાંત દલીલોથી તેમ જ પોતાના વર્તનથી બતાવી આપવું રહ્યું છે કે, રાજાઓથી હવે કાયમને સારુ આપખુદ રહેવાય એમ નથી અને પ્રજાના માલિક મટીને વાલી બનવું એ એમના પોતાના હિતની વાત છે. બીજા શબ્દોમાં કહું તો, રાજકોટમાં મારી ભૂલ સુધારી લઈને મેં સત્યાગ્રહીઓને સાચો માર્ગ બતાવવા ઉપરાંત કશું કર્યું નથી. એ માર્ગ અનુસરવામાં કદાચ તેમના ધ્યેયને વહેલા પહોંચવાની ગણતરીએ તેમને આ ઘડીએ તેમની તાત્કાલિક

માગણીઓનો સૂર હળવો કરવો પડે. મતલબ કે નબળાઈને કારણે માગણી હળવી કરવાની વાત ન હોઈ શકે. સ્થાનિક પરિસ્થિતિને પૂરેપૂરી તોળી વિચારીને અને તેને પહોંચી વળવાની કાર્યકર્તાઓની શક્તિ માપીને જ હોઈ શકે. નાસીપાસી અને ભંગાણને સારુ તો આમાં ક્યાંયે અવકાશ જ નથી. વળી જયપુર જેવા દાખલામાં તો માગણી હળવી કરવાનો સવાલ જ ન હોઈ શકે એ સ્પષ્ટ છે. મૂળ માગણી જ ત્યાં તો હળવામાં હળવી છે. તેમાં વધુ હળવું કરવાને જગા જ નથી. માગણી કેવળ નાગરિક સ્વતંત્રતાની છે. અહિંસાપાલન સાથેની નાગરિક સ્વતંત્રતા સ્વરાજનું પ્રથમ પગથિયું છે. એ રાજદ્વારી તેમ જ સામાજિક જીવનના શ્વાસરૂપ છે. એ તમામ સ્વતંત્રતાના પાયારૂપ છે. એમાં હળવું પાતળું કરવાપણું કશું હોય જ નહિ. જીવનને પાણી જેટલી જ એ જરૂરી છે. પાણીથી વધુ પાતળું બીજું શું હોઈ શકે?

બીજા એક પત્રલેખકે બીજો પ્રશ્ન ઉઠાવ્યો છે. તે લખે છે, 'તમે અમને સમાધાનીભરી વાટાઘાટથી કામ લેવા કહો છો. પણ સામે પક્ષે વાટાઘાટની કશી વૃત્તિ જ ન હોય અને સ્વતંત્રતા માગનાર પક્ષને હીણવવાની અને તેનું માનભંગ કરવાની જ વૃત્તિ હોય ત્યાં શું કરવું?' અલબત્ત, કંઈ જ ન કરવું, સિવાય કે વાટ જોવી અને દુઃખો વેઠવાની તૈયારી કરવી અને રચનાત્મક કામ જમાવવામાં ગૂંથાવું.

સત્તાધારી વર્ગમાં સમાધાનીભરી વાટાઘાટની વૃત્તિ ન હોવી એ સ્વતંત્રતા માગનારાઓના પક્ષ વિષે કાં તો તુચ્છકાર અથવા તો અવિશ્વાસ સૂચવે છે. એમાંથી ગમે તે હોય તોપણ એનું ઓસડ એક જ છે: મૂંગું કામ. સમાધાનીની વાટાઘાટ

તો સત્તાવાળાઓ — પછી તે દીવાન હોય કે બીજું કોઈ — ની અવગણના એટલે કે તુચ્છકારની અવેજીમાં મેં સૂચવી છે. અને ખરું જોતાં તો તેમાં એટલી જ વિનવણી છે કે કાર્યકર્તાઓને પક્ષે એવી સમાધાનીની વાટાઘાટને સારુ હમેશાં વૃત્તિ અને તૈયારી જોઈએ. એવુંયે બને કે વાટાઘાટની ભૂમિકા આવવા જ ન પામે. જો એમ થાય તો, સત્યાગ્રહીઓને વાંકે એમ બન્યું એમ ન કહેવાવું જોઈએ.

સેવાગ્રામ, ૧૯–૬–૩૯

હરિજનબંધુ, ૨૫–૬–૧૯૩૯

## ૭૫

# એની સમજણ

મારાં લખાણો અગર કાર્યોને સમજવામાં જેમને આજ સુધી કશી મુશ્કેલી નથી પડી એવાઓને પણ દેશી રાજ્યોને લગતાં મારાં તાજેતરનાં નિવેદનોએ મૂંઝવણમાં નાંખી દીધા છે, એ જોઈ હું દિલગીર થાઉં છું. અધૂરામાં પૂરું રાજકોટનાં મારાં નિવેદનો, રાજકોટમાં મેં લીધેલાં પગલાં, અને ત્રાવણ-કોરને લગતું મારું નિવેદન, એ બધાંએ મળીને મૂળ મૂંઝવણને અનેકગણી વધારી મૂકી છે. પ્યારેલાલ અને પાછળથી મહાદેવ મારાં લખાણો તેમ જ કાર્યોને તેના ખરા અર્થમાં સમજાવવા આ પત્રની કટારોમાં ભડવીર પ્રયત્નો કરી રહ્યા છે. વ્યાપેલી ગેરસમજણો તેમના પ્રયત્નથી અમુક અંશે દૂર થવા પામી છે એમ પણ જાણું છું. પણ હું જોઉં છું કે હું પોતે કેટલુંક સમજાવું એવી જરૂર રહી છે. તેથી મારે મારાં તાજાં લખાણો તેમ જ પગલાંઓનો હું સમજું છું તે અર્થ પ્રજા આગળ મૂકવા યત્ન કરવો રહ્યો.

સૌ પહેલાં તો એ લખાણો તેમ જ કાર્યોનો જે અર્થ નથી તે કહી દઉં. એક તો એ કે, વ્યક્તિગત, સમૂહગત કે આમવર્ગના સત્યાગ્રહને લગતા મારા વિચારો બદલાયા નથી. તેમ જ મહાસભા અને રાજાઓ વચ્ચે અગર તો રાજાઓ અને તેમની પ્રજા વચ્ચે કેવો નાતો હોવો જોઈએ એને લગતા

મારા વિચારોમાં પણ કશો ફેરફાર નથી થયો. વળી જે ચક્રવર્તી સત્તાએ આટલા કાળ લગી દેશી રાજ્યોની પ્રજાઓ પ્રત્યેની પોતાની ફરજને બૂરી રીતે અવગણી છે તેણે તે ફરજ આજે બજાવવી અતિ જરૂરી છે, એ મારા અભિપ્રાયમાં પણ કશો ફેર પડ્યો નથી. મારો પશ્ચાત્તાપ મારી એક જ ભૂલને અંગે હતો, અને તે એ કે જે ઈશ્વરને નામે રાજકોટમાં મેં અનશન લીધું તેને ચરણે ચિત્ત ચોટેલું રાખવાનું છોડી મેં અંતરમાં અણવિશ્વાસ આણ્યો અને વાઈસરૉયને વચમાં પડવા બોલાવીને પ્રભુના કાર્યની પૂરણી કરવા પ્રયાસ કર્યો! ઈશ્વર ઉપર આધાર રાખવાને બદલે વાઈસરૉયનો આધાર શોધ્યો અગર કહો કે ઠાકોર સાહેબને ઠેકાણે આણવાના કામમાં વાઈસરૉયને ઈશ્વરની મદદે બોલાવવાનો મેં પ્રયત્ન કર્યો, એ નરી હિંસા હતી. આવી હિંસાને મારા અનશનમાં ક્યાંયે મુદ્દલ સ્થાન હોઈ શકે નહિ.

રાજકોટ પ્રકરણે મારી જિંદગીમાં જે નવું સત્યદર્શન ઉમેર્યું તે એ કે, છેક ૧૯૨૦ની સાલથી માંડીને પ્રજાકીય આંદોલનને અંગે જે અહિંસાનો આપણે દાવો કર્યો છે તે અદ્ભુત છતાં નિર્ભેળ નહોતી એ વાત મને જડી. આથી જે પરિણામો અત્યાર સુધીમાં નીપજ્યાં તે જોકે અસાધારણ કહેવાય, છતાં આપણી અહિંસા અણીશુદ્ધ હોય તો તે ઘણાં વધુ કીમતી નીવડ્યાં હોત. મનવાણી થકી સંપૂર્ણ અહિંસાપૂર્વકની અહિંસક લડત વિરોધીમાં સ્થાયી હિંસાવૃત્તિ કદી ન જ નિપજાવે. પણ મેં જોયું કે દેશી રાજ્યોની લડતે રાજાઓ તેમ જ તેમના સલાહકારોમાં હિંસાવૃત્તિ પ્રગટાવી છે. મહાસભા પ્રત્યેના અણવિશ્વાસથી આજે તેમનાં અંતર છલોછલ

છે. જેને તેઓ મહાસભાની દખલગીરી કહે છે તેવી દખલગીરી તેમને ન જોઈએ. કેટલેક ઠેકાણે તો મહાસભાનું નામ પણ તેમને અકારું થઈ પડ્યું છે. આમ થવું નહોતું જોઈતું.

આ શોધની મારા પર જે અસર થઈ તેની મારે મન મોટી કિંમત છે. આથી સત્યાગ્રહીઓ તરફની મારી અપેક્ષાઓ અને મારી માગણીઓમાં હું આકરો બન્યો છું. પરિણામે મારી સંખ્યા ઘટીને સાવ નજીવી બની જાય એમ હોય, તો તેની મને ફિકર ન હોવી જોઈએ. જો સત્યાગ્રહ એ બધી પરિસ્થિતિમાં લાગુ પડી શકે એવો વ્યાપક સિદ્ધાંત હોય, તો મૂઠીભર સાથીઓની મારફત સુધ્ધાં સચોટ લડત આપવાની કાર્યપદ્ધતિ મને જડવી જ જોઈએ. અને મને નવા પ્રકાશની ઝાંખી થયાની હું જે વાત કરું છું તેનો અર્થ એ જ છે કે, આ સત્યદર્શન થયા છતાં હજુ એવા મૂઠીભર માણસો કઈ રીતે સંગીન અહિંસક લડત આપી શકે એની ખાતરીલાયક કાર્યપદ્ધતિ મને જડી નથી. મારા આખા જીવનમાં બનતું આવ્યું છે તેમ એવું બને કે પહેલું ડગલું ભર્યા પછી જ તે પછીનું સૂઝે. મારી શ્રદ્ધા મને કહે છે કે જ્યારે એવું ડગલું ભરવાનું ટાણું થશે ત્યારે તેની યોજના સૂઝશે જ.

પણ અધીરો ટીકાકાર કહેશે, 'ટાણું તો હમેશાં બારણે ઊભેલું જ છે. બધી તૈયારી છે. તમે જ તૈયાર નથી થતા.' આ આરોપ હું નાકબૂલ કરું છું. મારો અનુભવ એથી ઊલટો છે. કેટલાંક વર્ષોથી હું કહેતો આવ્યો છું કે સત્યાગ્રહ ફરી શરૂ કરવાનો મોકો નથી. કાં? કારણો સ્પષ્ટ છે.

પ્રજાવ્યાપી સત્યાગ્રહ ચાલુ કરવાનું સચોટ વાહન બનવા જેવી મહાસભા આજે રહી નથી. એનું કલેવર ભારે બની

ગયું છે. એમાં સડો છે. મહાસભાવાદીઓમાં આજે નિયમન નથી. નવા નવા હરીફ સમુદાય ઊભા થયા છે જેઓ તેમનું ચાલે ને બહુમતી મેળવી શકે તો મહાસભાના કાર્યક્રમમાં ધરમૂળનો ફેરફાર કરે. એવી બહુમતી તેઓ હજુ સુધી મેળવી શક્યા નથી એ બીના મારે સારુ આશ્વાસનરૂપ નથી. બહુમતી છે તેમની પણ પોતાના કાર્યક્રમને વિષે જીવન્ત શ્રદ્ધા નથી. કોઈ પણ દૃષ્ટિએ નરી બહુમતીને જોરે સત્યાગ્રહ માંડવો એ વહેવારુ પગલું નથી. દેશવ્યાપી સત્યાગ્રહની પાછળ તો એકજીવ બનેલી સમસ્ત મહાસભાનું બળ જોઈએ.

વળી રોજ રોજ વધતા કોમી વિખવાદ છે જ. જે જુદી જુદી કોમોનું મળીને રાષ્ટ્ર બન્યું છે તેમની વચ્ચે માનભરી સુલેહ અને એકતા વગર આખરી સત્યાગ્રહની લડતની કલ્પના અશક્ય છે.

છેવટે પ્રાંતિક સ્વાયત્તતાની વાત કરું. આ દિશાએ મહાસભાએ માથે લીધેલા કામને એણે ઘટતો ન્યાય નથી આપ્યો એ મારી માન્યતા હજુયે કાયમ છે. એ પણ કબૂલ કરવું જોઈએ કે ગવર્નરોએ પોતાનો ભાગ એકંદરે છાજતી રીતે ભજવ્યો છે. તેમણે પ્રધાનોના કામમાં બહુ ઓછી દખલ દીધી છે. પણ દખલગીરી — ઘણી વાર અકળાવે તેવી દખલગીરી — તો પ્રધાનોને મહાસભાવાદીઓ અને મહાસભામંડળો તરફની વેઠવી પડી છે! જ્યાં સુધી મહાસભાના પ્રધાનો કારોબાર ચલાવી રહ્યા છે ત્યાં સુધી લોકપક્ષીય હિંસા કે રમખાણો તો થવાં જ નહોતાં જોઈતાં. આજે તો પ્રધાનોની ઘણી મોટી શક્તિ મહાસભાવાદીઓની માગણીઓને તેમ જ વિરોધને પહોંચી વળવામાં જ ખરચાય છે! જો પ્રધાનો પ્રજાને અપ્રિય હોય

તો પ્રજાએ તેમને બરતરફ કરવા જોઈએ. આજે તો કામ પર કાયમ રહેવા દઈને ઘણા મહાસભાવાદીઓ તેમને પોતાનો સક્રિય સહકાર આપતા નથી.

બીજા બધા ઉપાયો ખલાસ કર્યા વિના આખરી પગલું ઉપાડવું એ મહાસભાના એકેએક નિયમની વિરુદ્ધ છે.

આના જવાબમાં કંઈક વાજબીપણે એમ કહી શકાય ખરું કે, મેં જણાવેલી બધી શરતો પૂરી કરવાનો આગ્રહ રાખવામાં આવે તો સવિનય ભંગ લગભગ અશક્ય જ થઈ પડે છે. આવો વાંધો સંગીન ગણાય ખરો? દરેક પગલાના સ્વીકાર સાથે તેની શરતો તો રહેલી હોય જ. સત્યાગ્રહ તેને અપવાદરૂપ ક્યાંથી હોય? પણ મારું અંતર મને કહે છે કે, આજની અશક્ય સ્થિતિમાંથી છુટકારો પામવાને સારુ સત્યાગ્રહની કોઈ ને કોઈ રીત — પછી તે સવિનય ભંગ જ હોય એમ નહિ — જડવી જ જોઈએ. ભારતવર્ષ અત્યારે વધુ વખત ચલાવી ન લઈ શકાય એવી અશક્ય સ્થિતિનો સામનો કરી રહ્યું છે. સમજી શકાય એટલા સમયની અંદર કાં તો એણે અહિંસક લડાઈની કોઈ ને કોઈ સચોટ રીત શોધી કાઢવી રહી છે, અગર તો એણે હિંસા અને અંધાધૂંધીમાં સપડાવું રહ્યું છે.

આ સ્થિતિની વધુ વિચારણા હવે પછી.

સેવાગ્રામ, ૨૦-૬-૩૯

હરિજનબંધુ, ૨૫-૬-૧૯૩૯

## ૭૬

# અહિંસા વિ૦ હિંસા

રાજકોટના પગલાને અંગેની વિચારણા ગયાને આગલે અઠવાડિયે મેં અધૂરી મૂકી હતી તે આગળ ચલાવીએ.

તાત્ત્વિક દૃષ્ટિએ તો એ સાચું જ છે કે, જો હરકોઈ વ્યક્તિમાં પૂરતી અહિંસા કેળવાઈ હોય તો પોતાના ક્ષેત્રમાં ગમે તેવડી વ્યાપક અગર તીવ્ર હિંસાનો સામનો કરવાનો માર્ગ શોધી કાઢવા તે શક્તિમાન થવો જોઈએ. મારી અપૂર્ણતાઓનો મેં વારંવાર એકરાર કર્યો છે. હું કંઈ સંપૂર્ણ અહિંસાનો નમૂનો નથી. હું તો ઘડાઈ રહ્યો છું. મારામાં વિકસી છે તેવી અહિંસા પણ વખતોવખત ઊભી થયેલી પરિસ્થિતિને પહોંચી વળવાને સારુ આજ સુધી પૂરતી માલૂમ પડી છે. પણ આજે ચોમેર વર્તી રહેલી હિંસા સામે હું અસમર્થ છું એમ અનુભવી રહ્યો છું. રાજકોટવાળા મારા નિવેદનની ભેદક આલોચના કરતો 'સ્ટેટ્સમૅન' પત્રનો એક લેખ મારા જોવામાં આવ્યો હતો. તંત્રીના લખાણનો ઝોક એ હતો કે 'અંગ્રેજોએ આપણી હિલચાલને ખરા સત્યાગ્રહ તરીકે કદી માની જ નથી, પણ એ વહેવારચતુર પ્રજા કોઈ ચળવળને હિંસક બંડ તરીકે જાણવા છતાં એ અહિંસક હોવાનો ભ્રમ એણે ચાલવા દીધો છે. બંડખોરો પાસે હથિયાર નથી એટલા સારુ કંઈ એ બંડ

મટતું કે મોળું ઠરતું નથી.' લખાણનો સાર મેં યાદદાસ્ત ઉપરથી આપ્યો છે. આ લખાણ મેં વાંચ્યું તેવું જ તેની દલીલમાં રહેલું વજૂદ હું જોઈ શક્યો. આખી લડતની મારી કલ્પના તો જોકે શુદ્ધ અહિંસક પ્રતિકારની હતી, છતાં આજે જ્યારે એ દિવસોના બનાવો યાદ કરું છું ત્યારે જોઉં છું કે લડનારાઓ હિંસારહિત નહોતા. મારે કબૂલ કરવું જોઈએ કે જો મારી સ્થિતિ અહિંસાના સૂર જોડે સાવ એકતાન બની ગયેલી હોત તો અણીશુદ્ધ અહિંસા જોડે સહેજમાં સહેજ બસૂરો સૂર પણ મારા કાનને કડવો લાગત અને મને અકળાવત.

મને લાગે છે કે હિંદુ-મુસ્લિમે એકજીવ થઈને તે કાળે જે મોરચો માંડ્યો તેણે ઘણાનાં હૈયાંમાં લપાઈને પડેલી હિંસા પ્રત્યે મને આંધળો બનાવ્યો. અંગ્રેજો પાકા મુત્સદ્દીઓની તેમ જ રાજ્યશાસકોની પ્રજા છે. ગમ ખાય અને ઓછામાં ઓછો સામનો કરવાને ધોરણે ચાલે. તેથી જ્યારે તેમણે જોયું કે એક મહામોટી સંસ્થાને સિતમનાં ચક્રો ચાલુ કરી કચડી નાખવા કરતાં તેની જોડે સમજૂતીને ધોરણે કામ લેવામાં વધુ લાભ છે ત્યારે તેમણે જરૂર લાગી તેટલું નમતું તોળ્યું. બાકી એટલું તો હું દૃઢપણે માનું જ છું કે આપણી લડત મનસા વાચા નહિ તોયે કર્મે કરીને તો મોટે ભાગે અહિંસક હતી જ, અને ભાવિ ઇતિહાસકાર તેને અહિંસક તરીકે જ સ્વીકારશે. પણ સત્ય અહિંસાના શોધક તરીકે મનની નિષ્ઠા વિનાના એકલા કાર્યથી મને સંતોષ ન થવો જોઈએ. મારે તો પોકારીને કહેવું રહ્યું કે, તે કાળની અહિંસા મેં કરેલી વ્યાખ્યા મુજબની અહિંસાના કરતાં બહુ ઊતરતી પંક્તિની હતી.

મનબુદ્ધિના ટેકા વિનાનું માત્ર કાર્યમાં અહિંસક પગલું ધારેલું પરિણામ નિપજાવી શકતું નથી. આપણી અપૂર્ણ અહિંસાની નિષ્ફળતા આજે નરી આંખે દેખી શકાય છે. હિંદુ-મુસ્લિમ વચ્ચેનો વિખવાદ જુઓ. અસહકારના કાળમાં જે હિંસાને આપણે આપણાં હૈયાંમાં સંઘરી હતી તે આજે આપણા ઉપર જ ઊઠી છે. પ્રજામાં જે હિંસક શક્તિ પેદા થઈ, અને એક સર્વસામાન્ય ધ્યેયની પ્રાપ્તિની ગણતરીએ તે કાળે અંકુશમાં રહી, તે આજે ફાટી નીકળી છે અને આપણી વચ્ચે એકબીજા સામે જ વપરાઈ રહી છે!

એથીયે નજીક ખુદ મહાસભાવાદીઓમાં પોતાની વચ્ચે જે આપસના કજિયા જોવામાં આવે છે અને મહાસભાના પ્રધાનોને પોતાનો કારોબાર ચલાવવામાં બળજોરીની રીતો અખત્યાર કરવાની જે ફરજ પડી રહી છે તેમાંથી પણ એ જ વસ્તુ— સહેજ ઓછા બેહૂદાપણાથી—દીસી આવે છે.

આ બધું સ્પષ્ટ દેખાડે છે કે, વાતાવરણ હિંસાથી ભર્યું છે. આમાં ધરમૂળનો પલટો ન થાય તો વ્યાપક અહિંસક લડત અશક્ય છે એટલું આપણને સમજાઓ. આપણી ચોમેર જે બનાવો બની રહ્યા છે તે પ્રત્યે આંધળાભીંત થવું એ મહાવિપદ નોતરવા બરોબર છે. મને કહેવામાં આવે છે કે, જો હું દેશ-વ્યાપી સવિનય ભંગની લડત ઉપાડું તો બધા આંતરકલહ શમી જશે, હિંદુ-મુસ્લિમ પોતાના મતભેદની સમજૂતી કરી લેશે, અને મહાસભાવાદીઓ આપસનાં ઈર્ષ્યાદ્વેષ અને સત્તા માટેની હોંસાતોંસી ભૂલી જશે. મને એથી સાવ નિરાળું ભાસે છે. મને એથી તો લાગે છે કે, જો કદી અત્યારે અહિંસાને નામે કશી આમપ્રજાની ચળવળ ઉપાડવામાં આવે તો તેમાંથી મોટે ભાગે

અવ્યવસ્થિત અને ક્યાંક ક્યાંક વ્યવસ્થાપૂર્વકની હિંસા જ ચાલે. એવું પગલું મહાસભાને લાંછન આણે, તેની પૂર્ણ સ્વાતંત્ર્યની લડતને ઘાતક નીવડે, અને અગણિત ગૃહકુટુંબો તારાજ થાય. આ ચિતાર સાવ ખોટો અને કેવળ મારી નબળાઈમાંથી જન્મેલો પણ હોય. તેમ હોય તો તે નબળાઈ મારામાંથી ન જાય ત્યાં સુધી જેને અંગે મહાન બળ અને નિશ્ચયની જરૂર છે એવી લડતની આગેવાની હું કેમ લઈ શકું ?

પણ જો શુદ્ધ અહિંસક એવી કશી સચોટ રીત હું ન શોધી શકું તો હિંસા ફાટી નીકળવાનો સંભવ પણ ચોક્કસ જણાય છે. પ્રજા ગમે તે રસ્તે પણ પોતાની અસ્મિતા પ્રગટ કરવા અધીરી બની છે. મેં યોજેલા અને મહાસભાએ લગભગ એકમતીથી સ્વીકારેલા રચનાત્મક કાર્યક્રમથી તેને સંતોષ નથી. હું અગાઉ કહી ગયો છું તેમ રચનાત્મક કાર્યક્રમને મળતો ઉપરચોટિયો જવાબ જ મહાસભાવાદીઓની અહિંસા પ્રત્યેની ઉપરચોટિયા નિષ્ઠાની સ્પષ્ટ સાબિતીરૂપ છે.

પણ જો હિંસા ફાટી નીકળે તો તે કારણ વિના નહિ હોય. આપણે આપણી સ્વપ્નસૃષ્ટિના પૂર્ણ સ્વરાજથી બહુ દૂર છીએ. બેજવાબદાર મધ્યવર્તી સરકાર દેશની ઊપજના ૮૦ ટકા હોઇયાં કરી જાય છે, પ્રજાને પીસી રહી છે, અને તેની આકાંક્ષાઓને ગૂંગળાવી રહી છે. આ બધું દિવસે દિવસે હવે વધુ ને વધુ અસહ્ય થતું જાય છે.

વળી મોટા ભાગનાં દેશી રાજ્યોની ભયાનક આપખુદીનું ભાન પણ દિનપ્રતિદિન વધુ તીવ્ર થતું જાય છે. સંખ્યાબંધ રાજ્યોમાં સવિનય ભંગ મોકૂફ કરાવ્યાની મારી જવાબદારી મારે કબૂલ કરવી રહી છે. પરિણામે પ્રજામાં તેમ જ

રાજાઓમાં બેઉમાં નાદાની પેઠી છે. પ્રજા હતાશ થઈ ગઈ છે, અને એને લાગે છે કે બધું ઢોળાઈ ગયું. રાજાઓની નાદાની એ કે, તેઓ એમ માનવા લાગ્યા છે કે પ્રજા તરફથી એમને હવે કશું જ બીવાપણું નથી, તેને કશું દેવાપણું નથી. બેઉ ભૂલમાં પડયાં છે. હું આ પરિણામથી ગભરાતો નથી. ખરું જોતાં જયપુરી કાર્યકર્તાઓ જોડે હું તેમની લડત નિયમો અને મર્યાદાઓથી પરિમિત હતી છતાં મોકૂફ રાખવાની યોગ્યતા વિષે ચર્ચા કરી રહ્યો હતો ત્યારે આવાં પરિણામોની શક્યતાની મેં આગાહી કરી હતી. પ્રજામાં આવેલી નિરાશા બતાવે છે કે બાહ્ય ક્રિયાની અહિંસા પાછળ મનવાણીની અહિંસા નહોતી, અને તેથી જેલ જવાનો કેફ અને જુસ્સો અને તેને અંગેના દેખાવોની ઉત્તેજના ખલાસ થયાં તેની સાથે જ જાણે લડત ખલાસ થઈ એવી લાગણીએ તેને ઘેરી. રાજાઓ પણ માની બેઠા કે લડનારાઓની સામે જલદ ઇલાજો લઈને અને નરમ લોકો હોય તેમને નકલી સુધારાથી સમજાવી લઈને હવે તેઓ નિરાંતે પોતાની આપખુદીની કિલ્લેબંધી કરી શકે તેમ છે.

પણ સાચી સમજણ હોત તો પ્રજા તેમ જ રાજાઓ બેઉના ઉપર મારા પગલાની જે અસર થવી ઘટતી હતી તે જ થાત. લોકો મારી સલાહની યથાર્થતા સમજીને મૂગા અને નિશ્ચયી પ્રયત્નથી રચનાત્મક કાર્યને વળગી, શાંતપણે બળ અને શક્તિનો સંચય કરવા પાછળ લાગત, અને રાજાઓ મોકૂફીથી મળેલી તકને ઓળખી, વગર સોદો કર્યે શુદ્ધ ન્યાય તોળી સમજદાર પણ પ્રગતિમાન એવા પ્રજાપક્ષને સંતોષે એવા સુધારા આપત. યુગબળને ઓળખે તો જ તેમનાથી આ થઈ

શકે. હજીયે પ્રજાને કે રાજાઓને કોઈને સારુ વેળા વહી ગઈ નથી.

અહીં ચક્રવર્તી સત્તાનો પણ ઉલ્લેખ કરવાનું મારે ચૂકવું ન જોઈએ. રાજાઓ પોતાની પ્રજાઓને તેમને ઠીક લાગે તેવા સુધારાઓ આપવાને મુખત્યાર છે, એ મતલબની ચક્રવર્તી સત્તાએ કરેલી જાહેરાતનો કેમ જાણે તેને પસ્તાવો થઈ રહ્યો હોય એવાં લક્ષણ દેખાય છે. એવી વાતોના ભણકારા આવે છે કે જાણે ચક્રવર્તી સત્તા કહેતી હોય કે રાજાઓએ એ જાહેરાતનો અક્ષરશઃ અર્થ કરવાની જરૂર નથી. એ તો જગજાહેર વાત છે કે, જેનાથી ચક્રવર્તી સત્તાની ખફામરજી થાય એમ હોય એવો અંદેશો પણ મનમાં ડોકાય એવું કોઈ પણ કામ કરવાનું સાહસ કરવાની રાજાઓની સ્થિતિ નથી. જેમને તેઓ મળે હળે નહિ એમ ચક્રવર્તી સત્તા ઇચ્છે તેમને રાજાઓ મળે પણ નહિ. આવડી સર્વગ્રાસી અસર રાજાઓ ઉપર ચક્રવર્તી સત્તા ચલાવતી હોય ત્યાં પછી આજે ઘણાં રાજ્યોમાં વર્તી રહેલી નિર્ભેળ આપખુદીને સારુ ચક્રવર્તી સત્તાને જવાબદાર ગણવી એ સાવ સ્વાભાવિક છે.

તેથી, આ દુર્ભાગી દેશમાં જો કદી હિંસા ફાટી જ નીકળવાની હશે, તો તેની જવાબદારી ચક્રવર્તી સત્તાને શિરે, રાજાઓને શિરે, અને સૌની ઉપરાંત મહાસભાવાદીઓને શિરે રહેશે. પહેલાં બેએ તો અહિંસક હોવાનો દાવો કદી કર્યો જ નથી. તેમની સત્તા તો ખુલ્લી રીતે હિંસામાંથી આવેલી અને હિંસાબળ ઉપર અધિષ્ઠિત છે. પણ મહાસભાએ તો છેક ૧૯૨૦ની સાલથી માંડીને અહિંસાને પોતાની નિશ્ચિત નીતિ તરીકે સ્વીકારી છે, ને તેને વફાદાર રહેવા તે હમેશાં પ્રયત્ન

કરતી રહી છે. પણ મહાસભાવાદીઓનાં અંતઃકરણ કોઈ પણ વખતે અહિંસાથી છલકાયાં નથી, તેથી એ ગમે એટલી અજાણમાં પણ થયેલા દોષનું આજે તેમને ફળ ભોગવવું રહ્યું છે. બરાબર અણીની વેળાએ તેમનો દોષ ઉપર તરી આવ્યો છે અને તેમની સદોષ કાર્યપદ્ધતિ આજે પરિસ્થિતિને પહોંચી વળવાને અસમર્થ નીવડી છે. અહિંસા એ દબાણ કે બળજોરીની રીત હરગિજ નથી, એ તો હૃદયપલટાની જ રીત છે. આપણે રાજાઓનો હૃદયપલટો કરવાને અસમર્થ નીવડ્યા છીએ, અંગ્રેજ શાસકોનો હૃદયપલટો કરવાને પણ અસમર્થ ઠર્યા છીએ. માણસની પાસે તેની સત્તા રાજીખુશીથી છોડાવવી એ અશક્ય વસ્તુ છે, એવી દલીલ નિરર્થક છે. સત્યાગ્રહ એક નવો પ્રયોગ છે એવો દાવો મેં કર્યો છે. મહાસભાવાદીઓ તેને પૂરા જિગરની અજમાયશ આપે તે પછી જ તેની નિષ્ફળતાની ઘોષણા કરવી વાજબી ઠરે, તે અગાઉ નહિ. માત્ર વ્યવહારનીતિ તરીકે સ્વીકારેલી વસ્તુને પણ જો સચ્ચાઈપૂર્વક અજમાયશ આપવી હોય તો તે પૂરા જિગરથી ચલાવવી જોઈએ. આપણે તેમ નથી કર્યું. તેથી ચક્રવર્તી સત્તા અગર તો રાજાઓ ન્યાયથી વર્તે એવી અપેક્ષા કરતા પહેલાં મહાસભાવાદીઓએ પોતે પોતાનો હૃદયપલટો કરીને પોતાની નિષ્ઠાને સાચા નીવડવું રહ્યું છે.

પણ જો મહાસભાવાદીઓ અહિંસાની દિશામાં અત્યાર સુધી ગયા છે તેથી વધુ આગળ જઈ શકે તેમ ન હોય અગર જવા તૈયાર ન હોય, અને જો ચક્રવર્તી સત્તા તથા રાજાઓ પણ સ્વેચ્છાએ અને પોતાનો સ્વાર્થ ઓળખીને જે ન્યાય્ય વસ્તુ છે તે કરવા તૈયાર ન થાય, તો દેશે હિંસાને ફાટી નીકળેલી

જોવા તૈયાર રહેવું જ રહ્યું છે — સિવાય કે મારા નવા પ્રયોગમાંથી અન્યાય અને દુ:ખમાંથી ઊગરવાના માર્ગરૂપે હિંસાની અવેજી કરી શકે એવી અહિંસક લડતની કોઈ સંગીન રીત જડી આવે. હિંસા નિષ્ફળ નીવડવાની છે એ બીના એને ફાટી નીકળતી નહિ અટકાવી શકે. નરી કાયદેસરની ચળવળથી કામ નહીં સરે.

મુંબઈ, ૪–૭–૩૯

હરિજનબંધુ, ૯–૭–૧૯૩૯

૭૭

# રાજાઓને

દેશી રાજ્યોના મામલામાં રસ લેનાર ઘણાઓએ મને પૂછ્યું છે કે મારા અભિપ્રાય મુજબ એવી ઓછામાં ઓછી માગણીઓ કઈ ગણાય જેની બાંહેધરી બધાં દેશી રાજ્યોએ બ્રિટિશ હિંદના કેળવાયેલા પ્રજામત જોડે ઊભવા ખાતર આપવી જોઈએ. આવો અભિપ્રાય ધરાવવો અગર આપવો એ મહાસભાને માટે કદાચ ગેરવાજબી લેખાય. લોકસત્તાત્મક સંસ્થા રોજેરોજ બનતા બનાવો ઉપર જ અભિપ્રાય જાહેર કરી શકે. ગમે તેમ હો પણ અત્યારે હું જે અભિપ્રાય અહીં આપી રહ્યો છું તે મારો પોતાનો છે અને મારા સિવાય કોઈને તે બંધનકર્તા નથી.

નાનાંમોટાં તમામ દેશી રાજ્યો ઓછામાં ઓછું આટલું આપી શકે:

૧. પૂર્ણ નાગરિક સ્વાતંત્ર્ય — જ્યાં સુધી તેનો સીધી કે આડકતરી રીતે હિંસાને ઉત્તેજવામાં ઉપયોગ કરવામાં ન આવે. આમાં છાપાં ચલાવવાની અને હિંસાને ન ઉત્તેજનારાં છાપાં મંગાવવાની છૂટ આવી જાય છે.

૨. દરેક રાજ્યના પ્રજાજનોને મંડળો સ્થાપવાની અને તે તે રાજ્યોમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાની તરફેણમાં પ્રજામત કેળવવાની સ્વતંત્રતા.

૩. રાજ્ય બહારના હિંદીઓને, જ્યાં સુધી તેમની પ્રવૃત્તિઓ મજકૂર રાજ્યનો નાશ કરવાને સારુ યોજાયેલી ન હોય ત્યાં સુધી, કશી રોકટોક વગર રાજ્યોમાં દાખલ થવાની સ્વતંત્રતા.

૪. રૂ. ૧૦ થી ૧૫ લાખની વાર્ષિક આવકવાળાં રાજ્યોમાં આવકના દસમા ભાગ સુધી, અને કોઈ પણ દાખલામાં વાર્ષિક ત્રણ લાખ રૂપિયાથી વધુ નહિ, એવી મર્યાદા રાજાના અંગત ખરચ (દા. ત. મહેલનાં ખરચો, મોટરગાડીઓ, તબેલાઓ, રાજાના મહેમાનો ઇત્યાદિ) ઉપર મૂકવી, સિવાય કે એવાં ખરચોની બાબતમાં જે સ્પષ્ટપણે નિર્દેશ કરેલી જાહેર ફરજો બજાવવાને અંગે થયાં હોય.

૫. ન્યાયખાતું સ્વતંત્ર, સ્થાયી, અને તમામ પ્રકારની દખલગીરીથી મુક્ત રહે. આ બાબતમાં એકસરખો અમલ અને કડક નિષ્પક્ષપણું જળવાય એટલા સારુ જે પ્રાંતમાં રાજ્ય આવેલું હોય તે તે પ્રાંતની હાઈકોર્ટમાં અપીલ કરવાની જોગવાઈ રહે. હાઈકોર્ટોનું નિયમન કરનારા કાયદામાં ફેરફાર કર્યા વગર આ કદાચ શકય ન હોય, પણ હું માનું છું કે જો રાજ્યોની સંમતિ હોય તો તેવો ફેરફાર સહેલાઈથી થઈ શકે.

રાજ્યબંધારણના સુધારાનો ઉલ્લેખ મેં જાણીજોઈને નથી કર્યો. આનો આધાર દરેક રાજ્યની પરિસ્થિતિ ઉપર રહેશે. હું તો માની લઉં કે જ્યાં સ્થાનિક પ્રજામત બળવાન હશે ત્યાં તેની માગણીને રાજાએ સ્વીકાર્યે જ છૂટકો.

પણ મારી દૃષ્ટિની ઓછામાં ઓછી ઉપરલખી માગણીઓનો સૌથી વાદગ્રસ્ત મુદ્દો તો કદાચ હાઈકોર્ટોમાં લઈ જવાની અપીલના હકને લગતો છે. અને છતાં આવી કંઈક ગોઠવણ વિના રાજ્યોમાં શુદ્ધ ન્યાયની ખોળાધરી આપી શકાય એમ

નથી, પછી આની વિરુદ્ધ ભલે ગમે તે દલીલો રજૂ કરવામાં આવે. હાઈકોર્ટની સંસ્થા અંગ્રેજોએ ધીરજભર્યા પ્રયાસોથી અને કાળજીથી રચી છે. હાઈકોર્ટના વિધિ ખર્ચાળ અને અપેક્ષાના પ્રમાણમાં બહુ અસંતોષકારક છે, દેશના ગરીબ વર્ગના ગજા બહારના છે, કઢંગા અને બોજારૂપ પણ છે, લફંગા લોક એમાં ઘણી વાર ફાવી જાય છે. આ બધા દોષો છતાં, અને જ્યાં મોટા રાજદ્વારી મામલાઓના વિચાર આડે નથી આવતા ત્યાં, હાઈકોર્ટોના ચુકાદા ન્યાય્ય અને નિર્ભયપણે અપાતા જોવામાં આવે છે. આવી હાઈકોર્ટો સિવાય બીજો કોઈ સહેલો અને તૈયાર અંકુશ રાજ્યોની અદાલતોના મનસ્વીપણા સામે અને કેટલીક વાર રાજ્યના સત્તાધીશો આગળ તેમની જીલબ્બે સામે હું કલ્પી શકતો નથી. બીજું કશું તેટલું જ સચોટ શોધી શકાય તો તેમાં મને વાંધો નથી.

એક વાત સ્પષ્ટ લાગે છે. હિંસા વગર જો કદી રાજાઓ પાસેથી સત્તા પ્રજાના હાથમાં જવાની હશે અને જો રાજાઓ રાજા તરીકે રહેવાના હશે, તો તેમણે બદલાયેલા સંજોગોને અનુકૂળ થયે જ છૂટકો છે. મારી યોજનામાં, એટલે કે રાજાઓ સ્વેચ્છાપૂર્વક પોતાની સત્તા છોડે અને પ્રજાના સાચા ટ્રસ્ટીઓ બને એ યોજનામાં, બહુ થોડા લોકોને આસ્થા છે. ટીકાકારોનું કહેવું છે કે એ શેખચલ્લીના વિચાર છે, મનુષ્ય-સ્વભાવની વિરુદ્ધ છે. પણ હું પોતે જ્યાં સુધી એની વહેવારુ શકયતામાં માનું છું ત્યાં સુધી મારે એની હિમાયત કર્યે જ છૂટકો. દુનિયા આજે કાં તો આત્મનાશની દિશાએ અને કાં તો તેનાં નૈતિક, સામાજિક, આર્થિક તેમ જ રાજકીય તમામ દરદોનો અહિંસક ઇલાજ શોધવાની દિશાએ અનિવાર્યપણે

ઘસડાઈ રહી છે. ઝઝૂમી રહેલું મહાયુદ્ધ, એ મહાનાશમાંથી જો આપણામાંના થોડાઘણા પણ બચવા પામ્યા હશે તો, આપણને ઇચ્છિત ઇલાજની નજીક પહોંચાડશે. તેથી એ ઝઝૂમી રહેલા કિસ્મતમાંથી ઊગરવાનો એકમાત્ર ઇલાજ તેનો અહિંસક ઉકેલ શોધવો એ છે, એમ જે સમજે છે તે પોતાની કૌટુંબિક, કોમી કે બીજી તમામ ગૂંચો ઉકેલવાને સારુ એ જ ઇલાજની યોજના કરશે. અહિંસા તમામ પ્રકારની પરિસ્થિતિ વચ્ચે લાગુ પડનારો સાર્વત્રિક સિદ્ધાન્ત છે. તેની અવગણના સીધી નાશને માર્ગે લઈ જનારી છે — આજે કે વખત જતે.

રાજાઓ આ કોયડાનો ઉકેલ ગરાસિયા, મુસલમાનો, હરિજનો કે તેમના પોતાના પ્રજાજનોમાંના કાયર વર્ગ જોડે મિલાવટ કરીને કરી શકવાના નથી. એવી મિલાવટ તેના પોતાના જ બોજા તળે ભાંગી પડવાની છે. એ મિશ્રણ જાતે જ જ્વાલાગ્રાહી છે. વળી આવી મિલાવટ પણ કોની સામે ? જે મહાસભા રાજાઓ સિક્કે તમામનાં હિતોની પ્રતિનિધિ બનવા માગે છે તેની સામે ? જે દિવસે મહાસભા તેના સંપૂર્ણ અર્થમાં રાષ્ટ્રીય નહિ રહે તે દિવસે તે કુદરતી મોત પામશે. એની પાછળ તો એવી ૫૦ વરસની અખંડિત પરંપરા પડેલી છે. ગમે તેવા કાયાપલટ થાય છતાં એ એક જ એવું તંત્ર છે જે બ્રિટિશ સામ્રાજ્યશાહીની પાછળ એની જગા લેશે. સામ્રાજ્યશાહી તરીકે તો બ્રિટિશ સત્તાના દિવસો હવે ભરાયા છે જ. બ્રિટિશ મુત્સદ્દીઓ આ સમજે છે. તેઓ તેના કાયાપલટની અગર તો નાશની સામે થવાના નથી, થવા માગતા નથી. એ સામ્રાજ્યશાહી દિવસે દિવસે એ કારણસર પણ બોજારૂપ થતી જાય છે કે એની આખી રચના તીવ્ર તંત્રબદ્ધ

હિંસા ઉપર થયેલી છે. રાજાઓ અમુક સમય સુધી ભલે મહાસભાની અવગણના કરે, તેઓ હમેશને સારુ તેમ કરી શકવાના નથી. કેટલાક તો એટલે સુધી બોલ્યાનું કહેવાય છે કે મહાસભા વાણિયાઓની બનેલી છે, જેઓ ઉપર જણાવેલી મિલાવટવાળા વર્ગની મૂઠીઓના થોડાક મુક્કા માથા પર પડતાની સાથે ઊભી પૂંછડીએ નાસી જશે. હું અદબ સાથે જણાવવા ઇચ્છું છું કે મહાસભા વાણિયાઓની બનેલી નથી. વાણિયા તો એમાં આંગળીને વેઢે ગણી શકાય તેટલા હશે. જે લાખો લોકોએ સવિનય ભંગની લડતમાં ભાગ લીધો તેઓ વાણિયા નહોતા. આથી હું એમ સૂચવવા નથી માગતો કે તેઓ મુક્કાનો જવાબ મુક્કાથી વાળવાવાળા હતા. તેમાંના ઘણા એમ કરવાને અલબત્ત શક્તિવાળા હતા જ; પણ તેમણે હિંસાત્યાગની પ્રતિજ્ઞા લીધી હતી. જે અસંખ્ય મહાસભાવાદીઓનાં માથાં લડતોમાં ભાંગ્યાં તે મુક્કાઓ કરતાં કશીક વધુ કઠણ ચીજ જોડે અફળાઈને ભાંગ્યાં હતાં. મારા કથનનું તાત્પર્ય એટલું જ છે કે મહાસભા નર્યા ડરકુઓની બનેલી નથી. અહિંસા અને કાયરતા એ બેનો મેળ ખાઈ શકતો નથી. એકાદ પૂરા હથિયારબંધ માણસના બદનમાં ડરકુનું હૈયું ધબકતું હું કલ્પી શકું છું. પણ ખરી અહિંસા નિર્ભેળ અભયની સિદ્ધિ વિના અશક્ય છે.

રાજાઓને હું વીનવું છું કે મહાસભાને આ દેશમાંની એક શક્તિ તરીકે તેઓ તુચ્છ ન સમજે. તેની નીતિ હજુ અહિંસક જ છે. હું કબૂલ કરું છું કે હિંસા તરફ તે ત્વરાથી ઝૂકી રહી છે, અને મારા થોડાક સાથીઓ અહિંસાની તરફેણમાં મહાપ્રયત્નો કરી રહ્યા છે. રાજાઓને તેમની પોતાની ખાતર અને

જે દેશે તેમને જન્મ આપ્યો છે તે દેશની ખાતર અહિંસાના પક્ષમાં પોતાનું વજન નાંખવા હું વિનંતી કરું છું. મહાસભાની સ્થિતિ અનિશ્ચિત છે. કાં તો એ વધુ ને વધુ અહિંસક થતી જશે અગર તો તે હિંસાને સ્વીકારનારું એક તંત્ર બની જશે. ભલે તુરતમાં હિંસાનાં કાર્યો ન કરે પણ આખરી હિંસાને સારુ તે તૈયારી કરશે. કોઈ પણ સ્થિતિમાં કાયરોને તે પોતાની વચ્ચે નહિ રહેવા દે. તેમ કરશે તો તેનાં આજનાં શક્તિ અને પ્રભાવ નષ્ટ થશે. આમ ઊંચા કે નીચા (અને મહાસભાની નજરમાં તો કોઈ ઊંચું નીચું છે જ નહિ) દરેક હિંદીએ આજે પોતાની પસંદગી કરી લેવી રહી છે.

ઍબટાબાદ, ૮–૭–૩૯
હરિજનબંધુ, ૧૬–૭–૧૯૩૯

# ૭૮

## સગીર રાજ્યવહીવટ

ચંબા રાજ્યના રાજા સગીર છે, તેથી રાજવહીવટ સીધો બ્રિટિશ કારભાર નીચે છે. કારભારી ખરું જોતાં રાજાની જ રીતે વર્તે છે અને રાજાની બધી સત્તાઓ ભોગવે છે. ચંબાના એક પત્રલેખક લખે છે :

"અમારે ત્યાં સગીર રાજ્યવહીવટ હોઈ રાજ સીધું ચક્રવર્તી સત્તાના અંકુશ તળે છે. સ્વાતંત્ર્યની ભાવનાને ગુનારૂપ ગણનારા કાયદાઓ જે સગીર રાજ્યવહીવટ દરમ્યાન જારી કરવામાં આવ્યા છે તેમને ખેંચી લેવા અમે દબાણ કરી રહ્યા છીએ, અને ઇચ્છીએ છીએ કે જે કામચલાઉ કારોબારી કાઉન્સિલ સ્થાપવામાં આવી છે તેમાં કંઈ નહિ તો સગીર રાજ્યવહીવટ દરમ્યાન પ્રજાકીય તત્ત્વ દાખલ કરવામાં આવે...અમારા જેવા દાખલામાં ચક્રવર્તી સત્તા એમ ન કહી શકે કે તેનાથી વચમાં ન પડી શકાય. જો રાજાના અધિકારોની રક્ષા ચક્રવર્તી સત્તાની ફરજરૂપ છે, તો રાજ્યની પ્રજા પ્રત્યે પણ તેની કશી ફરજ ખરી કે નહીં? આપ આ પ્રશ્ન પર કંઈ અજવાળું પાડશો?"

આ પ્રશ્ન પ્રાસંગિક છે. બ્રિટિશ હિંદની પ્રજા જે છૂટો ભોગવે છે તે બધી બ્રિટિશ કારભારવાળાં રાજ્યોની પ્રજા કાં ન ભોગવે? ખરું જોતાં તો બ્રિટિશ કારભાર નીચેના હરકોઈ શાણા તથા ઉદાર કારભારીને સત્તાની રૂએ પોતાની સંભાળ

નીચે વસતી પ્રજાનું કલ્યાણ કરવાનો જે અવકાશ છે તે ખુદ બ્રિટિશ હિંદમાં છે તેના કરતાંયે વધુ છે. પ્રાંતીય કારભારની ઘરેડમાં કામ કરનારા બ્રિટિશ અમલદાર કરતાં આવાં રાજ્યના કારભારીને ખચીત ઘણી વધુ છૂટ છે. બ્રિટિશ હિંદના અમલદારને માથે એક ઉપર એક એમ અનેક ઉપરી અમલદારો છે અને તેને સત્તા પણ મર્યાદિત મળેલી હોય છે. એથી ઊલટું રાજ્યનો કારભારી પોતાના નાના રાજ્યની મર્યાદામાં ગવર્નર કરતાં પણ વધુ છે. તેને માથે અંકુશ માત્ર જે પ્રદેશમાં તેનું રાજ્ય આવેલું હોય છે તે પ્રદેશના એજન્સી રેસિડેન્ટની સામાન્ય દેખરેખનો જ છે. તેથી જો ચક્રવર્તી સત્તાની નીતિ અસંદિગ્ધ ભાષામાં જાહેર થયેલી હોય અને સંપૂર્ણતાએ તેની બજાવણી થતી હોય તો આવાં રાજ્યોમાં અંધેરને સારુ અગર તો ન્યાયની નિષ્ફળતાને સારુ કશું જ બહાનું રહેતું નથી. પણ જો રાજ્યનો કારોબાર જોઈએ તેવો ન હોય તો તે બતાવે છે કે રાજ્યોની પ્રજાને સંબંધ છે ત્યાં સુધી ચક્રવર્તી સત્તાની નીતિ નિશ્ચિત થયેલી નથી. રાજ્યો પોતાની પ્રજા પ્રત્યે યોગ્ય અમલ કરે એ માટે એનો આગ્રહ નથી. પ્રજાના પ્રાથમિક હકોની બાબતમાં તો ચક્રવર્તી સત્તાને પક્ષે બિનદખલગીરીની નીતિ જેવી કશી વસ્તુ જ ન હોવી જોઈએ. બિનદખલગીરીની નીતિને પડકાર તો ત્યાં સુધી જ ન થાય જ્યાં સુધી રાજ્યોની પ્રજા પોતાનું બળ ઓળખતી ન થઈ હોય. પણ આજકાલ તો રાજ્યોની પ્રજામાં એટલું બધું આત્મભાન જણાય છે કે બિનદખલગીરીની નીતિ વધુ કાળ સફળ થઈ શકે નહિ. બ્રિટિશ કારોબાર હેઠળનાં રાજ્યોમાં ન્યાયની ના એ તો કલ્પના બહારની વસ્તુ હોવી જોઈએ. ચંબાના લોકો પાસે ત્યાંની પરિસ્થિતિ વિષે હકીકતો

હોય તે તેમણે કશો મુલામો ચડાવ્યા વગર પ્રગટ કરવી જોઈએ. મારી ખાતરી છે કે જો ત્યાં કશો અન્યાય થયો હશે તો જાહેર પ્રજામતનું બળ તેમને જરૂરી દાદ મેળવી આપશે.

દેશી રાજ્યોની પ્રજાના અધિકારોને લગતી ચક્રવર્તી સત્તાની પ્રગટ નીતિને અભાવે જે વીતે છે તેનો આબાદ દાખલો ધામીના નાનકડા ડુંગરી રાજ્યમાં બનેલો તાજેતરનો બનાવ પૂરો પાડે છે. જે ગોળીબારનો હત્યાકાંડ ત્યાં થયો તે ચક્રવર્તી સત્તાની નીતિ જો જાહેર હોત તો અશક્ય થાત. આ હત્યાકાંડને અંગે ત્યાંના પોલિટિકલ એજંટ તરફથી પ્રગટ કરવામાં આવેલી યાદી એ બાબતમાં છેવટનો શબ્દ ન ગણાવી જોઈએ. એજંટ પાસે સાચો નિર્ણય ઘડવાને સારુ જોઈતી સામગ્રી નહોતી. આવા દરેક ગોળીબારની પાછળ ખુલ્લી અદાલતી તપાસ વગર વિલંબે થવી જોઈએ. રાજાઓ જેઓ ઘડીઘડીમાં ભયભીત થઈ જાય છે અને ગોળીબારનો આશ્રય લે છે તેમને, અત્યારે તેમની રૈયતના જાનમાલ ઉપર જે સત્તા તેઓ ધરાવે છે, તે ન જ હોવી જોઈએ. પ્રજા પણ કઈ સામગ્રીને આધારે આવા બનાવો ઉપર પોતાનો યોગ્ય નિર્ણય બાંધે? તે પોતે કશી સત્તાવાર તપાસ નીમી શકે નહિ. અને પોલિટિકલ એજંટની યાદી એ કંઈ સાચો ભોમિયો ન કહેવાય. ધામીની યાદી લો. એમાં કરેલાં કથનોને પડકારવાનું હું જરૂરી ગણતો નથી. તેનો શબ્દે-શબ્દ કદાચ સાચો હોય. પણ મુદ્દાની વાત એ છે કે આવી યાદી અટળ વિશ્વાસ પેદા કરી શકે નહિ. દેખીતી રીતે જ આવી યાદી એ એકપક્ષી દસ્તાવેજ ગણાય. પોલિટિકલ એજન્ટ પોતાના કથનના આધારમાં કશી કાયદેસરની સાબિતીઓ આપી શક્યા નથી. તેમની માહિતીનાં સાધન તે જણાવતા નથી. જેમાં

ગુનેગારને અગર ગુનેગારોને પોતાના અપરાધની સજા ખમવી પડે — પછી તે અપરાધ રાજ્યને પક્ષે થયો હોય કે પ્રજાને પક્ષે — એવી અદાલતી તપાસ જ પ્રજામાં વિશ્વાસ પેદા કરી શકે. આમ જો રૈયતે રાણાને દબડાવવાનો કે ભયભીત કરી મૂકવાનો પ્રયત્ન કર્યો હોય તો તે બેશક તેટલું જ ખોટું હતું જેટલું શ્રી. ભાગમલે તેમની સામેના હુકમની જો અવગણના કરી હોય તો તે ખોટું હતું. વળી કહેવાતા સરઘસમાં બહારના લોકો ભળ્યાની બીના જો સાચી હોય તો તે પણ તેટલું જ ખોટું હતું. તાત્કાળિક 'અલ્ટિમેટમ' અપાયાની બીના પણ જો સાચી હોય તો તે ભારે ઉદ્ધતાઈ ગણાય, અને તે તીખી નિંદાને પાત્ર છે. જવાબદાર રાજ્યતંત્ર આથી કંઈક વધુ સંગીન સામગ્રી-માંથી બને છે. ધામી રાજ્ય સાચે જ જો ૫,૦૦૦ની વસ્તીનું અને રૂા. ૩૦,૦૦૦ની વાર્ષિક આવકવાળું રજવાડું હોય તો અહીં જવાબદાર રાજ્યતંત્ર અર્થ વગરની વસ્તુ છે. જો દરેક રજવાડાની પ્રજા કાયદો હાથમાં લઈને આમ ચાલી નીકળશે તો કાર્યને અપરંપાર નુકસાન પહોંચાડશે. આવાં રાજ્યોની રાહબર અખિલ ભારત પ્રજા પરિષદ બેઠેલી છે. તેની રાહબરી દરેક પ્રજામંડળે લેવી જોઈએ અને પોતાનો કેસ અને પોતાની સ્વતંત્રતાની માગણી ઘડવી જોઈએ. અહીં તો પ્રજા બહુ ઉતાવળી થઈ ગઈ એ નિ:સંદેહ છે.

પણ રાણાનું શું? તેમણે પ્રજાની જોડે ન્યાયનું વર્તન રાખ્યું છે શું? શું સાચે જ તેમની જિંદગી એવડા જોખમમાં મુકાઈ ગઈ હતી કે તેમને આત્મરક્ષાની ખાતર ગોળીબાર કરાવવો પડે? દરેક ટોળું કંઈ ખસૂસ દુશ્મન ટોળું નથી હોતું. ગોળીબારની બીનાને કોઈએ હળવી ન જ લેખવી જોઈએ. દેશી રાજ્યોની

હદમાં માણસની જિંદગીની કિંમત બ્રિટિશ હિંદના જેટલી જ અંકાવી જોઈએ. દરેક ગોળીબારના પ્રસંગ પછી તેની બારીક ઝીણવટભરી તપાસ ચાલવી જોઈએ, અને તેમ ફરી થતું અટકાવવા માટે દંડનાં તેમ જ અટકાવ કરનારાં સંગીન પગલાં લેવાવાં જોઈએ. ચક્રવર્તી સત્તાની ફરજ છે કે જે રાજાઓ પોતાની સત્તાનો અદાલતી કાંટે તોળીને ઉપયોગ ન કરી જાણે તેમની પાસેથી તેવી સત્તા ખૂંચવી લેવી. બૃહદ ભારતવર્ષમાં રાજ્યોનું સ્થાન કયું ?— એ આખો પ્રશ્ન જ નવેસર વિચારણા માગી લે છે.

જૂનાને સ્થાને નવો યુગ આવ્યો છે. કાળના આવા પલટાની સાથે જુદા જુદા પક્ષોની રીતરસમમાં પણ પલટો થવો જોઈએ. આ પક્ષો એટલે ચક્રવર્તી સત્તા, રાજાઓ, તેમની પ્રજા, અને છેલ્લે મહાસભા— જો એ સંસ્થા આજના ઘરકજિયામાંથી બચી બહાર નીકળે તો. ચક્રવર્તી સત્તા અગર તો રાજાઓ, જે મહાસભાની છાયા તળે રાજ્યોની પ્રજા આરંભથી જ ખીલતી વિકસતી આવી છે, તેને અવગણશે તો ભૂલ કરશે. આ પ્રજાઓને મહાસભાએ દોર્યે જ છૂટકો. રાજાઓ અગર તો ચક્રવર્તી સત્તા મહાસભાની આવી રાહબરી સામે રોષ ધરશે તો તેમાંથી અચૂક પણ સાવ બિનજરૂરી અથડામણ ઊભી થયા વિના રહેશે નહિ. નિકટમાં નિકટ સામાજિક અને આર્થિક બંધનોથી બંધાયેલા એક હાડ અને લોહીના લોકો કૃત્રિમ વાડાની દીવાલોથી જુદા રહી જ કેમ શકે ? ભૂષણ તો એમાં રહેલું છે કે મહાસભાનો અણવિશ્વાસ કે ભય ન ધરતાં સૌ કોઈ રાજાઓ તથા તેમની પ્રજાના હિતાર્થે જ્યારે જ્યારે મહાસભાની મદદ મળી શકે ત્યારે ત્યારે તેને આવકારે.

અલબત્ત, મહાસભાએ પણ પોતાની મર્યાદાઓ સમજવી પડશે. જો તે મિત્રભાવે અને શાંતિપૂર્વક પોતાનું કામ કરશે તો જ તેની અસર પડવાની આશા તે રાખી શકશે. તેણે બધા પક્ષો વચ્ચે સરખો ન્યાય તોળવો પડશે. બળ અગર તો દબાણનો બધો દેખાવ તેણે તજવો જોઈશે. આ દૃષ્ટિએ ધામી રાજ્ય બહારના લોકો સરઘસમાં ભળ્યાનું કહેવાય છે તે વસ્તુ મહાસભાની રાહબરી હેઠળ અશક્ય હોત. વળી જો મહાસભા અહિંસાને વળગી રહેશે તો જ તેનો પ્રભાવ કારગત નીવડી શકશે. નૈતિક પ્રભાવ એ જ એની એકમાત્ર મૂડી છે. બીજી કોઈ પણ ભૂમિકા તે સ્વીકારશે તે ઘડીએ જાદવાસ્થળી અને ખૂનરેજી ચાલવાની. ધામીના બનાવને મહાસભાવાદીઓ બોધપાઠરૂપ સમજે. આ હું એની દેખીતી મર્યાદા સાથે કહું છું, કારણ કે ધામીમાં શું બન્યું છે અને સાચે કોને વાંકે બન્યું છે તે કશું હજી આપણે જાણતા નથી એ સૌ કબૂલ કરે છે. ઘટતી અદાલતી તપાસને અભાવે યોગ્ય પગલું લેવું અશક્ય છે.

એબટાબાદ, ૨૨–૭–૩૯
હરિજનબંધુ, ૩૦–૭–૧૯૩૯

## ૭૯
# ધામીનો પાઠ

ધામી પ્રકરણ હજુ પૂરું થયું નથી. સત્ય હજુ બહાર નથી આવ્યું. પોલિટિકલ એજંટ તરફથી પ્રગટ કરવામાં આવેલી એકતરફી કેફિયતને હિમાલય રાજ્ય પ્રજામંડળે પડકાર આપ્યો છે. એ નિવેદન બતાવી આપે છે કે ધામી રાજ્યમાં જે બનાવોને પરિણામે રાણા તરફથી ગોળીબાર કરાવવામાં આવ્યો તેની અદાલતી તપાસ થવી કેવી અનિવાર્ય છે.

હિમાલય મંડળના કેટલાક સભ્યો દિલ્લીના મારા ટૂંક રોકાણ દરમ્યાન મને મળવા આવ્યા હતા. ધામીના બનાવે મને તીવ્ર વિચારણામાં નાંખી દીધો હતો. આવી કરુણ ઘટનાઓ અટકાવવા શું કશું જ ન કરી શકાય ? આ બાબતમાં આવેલા શિષ્ટમંડળ જોડે મેં ઘણી વાતો કરી, પણ મને લાગ્યું કે તેને દોરવાનો ભાર મારે માથે લેવો અનુચિત હતું. એ જવાબદારી મોટી હતી. જે મુદ્દાઓ જોખમમાં હતા તે પણ તેટલા જ મોટા હતા. તેથી મને લાગ્યું કે એ મારે નહિ પણ અખિલ ભારત દેશી રાજ્ય પ્રજા પરિષદની સ્થાયી સમિતિએ હાથમાં લેવા જોઈએ. દેશી રાજ્યોનો પ્રશ્ન દિવસે દિવસે વ્યાપક બનતો જાય છે. રાજાઓ બંદૂકનો ઉપયોગ છૂટે હાથે કરવા લાગ્યા છે. તેમને લાગે છે કે ચક્રવર્તી સત્તાની બાબતમાં તેમને નિરાંત છે. તેમની પાસે મહાસભાની ઝાઝી આંટ નથી. તેમાંના ઘણા તો પોતાની પ્રજાનો વધતો જુસ્સો કચડી નાખવાનાં અને મહાસભાની દખલગીરી તો શું પણ સંગીન દોરવણી

સુધ્ધાં અશક્ય કરી મૂકવાનાં પગલાં ધડી રહ્યા છે. મહાસભાને તો પોતાનો ધર્મ રહ્યો છે. દેશી રાજ્ય પ્રજા પરિષદનું બંધારણ હું બરાબર નથી જાણતો, પણ હું માની લઉં છું કે કોઈ ને કોઈ સ્વરૂપમાં મહાસભા જોડે તેનો સંબંધ છે. એટલે કોઈ પણ દૃષ્ટિએ એ જ એકમાત્ર સંસ્થા છે જે દેશી રાજ્યોની પ્રજાને દોરવવા ખાસ રચાઈ છે. રાજ્યોએ આવી દોરવણી પ્રત્યે રોષ કરવો અનુચિત છે. તેમણે એ પણ સમજવું રહ્યું છે કે એવો કશો પણ રોષ નિષ્ફળ જ નીવડે. ખરે ટાંકણે લોકોને દોરવવાનો પોતાનો ધર્મ મહાસભા ચૂકી શકે નહિ. એવો સમય હતો જ્યારે મહાસભા ચક્રવર્તી સત્તાની સામે દેશી રાજ્યોના હકોની બાબતમાં દોરવણી અને રક્ષા આપતી હતી. ભીડ વેળાએ જો રાજ્યો મહાસભાની મૈત્રી ઇચ્છતાં અને આવકારતાં હતાં, તો આજે તેની પ્રજાઓ મહાસભાની સલાહ, દોરવણી અને રક્ષા શોધે તે સામે વાંધો લેવો એ તેમને ભાગ્યે જ શોભે. મહાસભા હરેક પ્રસંગે પ્રજાને સંગીન મદદ કદાચ ન કરી શકે એ કમનસીબે સાચું છે. મહાસભાએ પોતાના તંત્રને મજબૂત પાયા ઉપર મૂકીને શાણા સંયમથી નિષ્પક્ષપણા માટે તથા અદલ ઇન્સાફ માટે પોતાની શાખ બેસાડીને જરૂરી પીઠબળ પેદા કરવું રહ્યું છે. જો મહાસભાને છાજતી રીતે આ કામ બજાવવું હોય તો તેણે પોતાના કાર્યકરો તેમના હેવાલો પૂરી ઝીણવટથી તેમ જ સચ્ચાઈથી તૈયાર કરે એવો આગ્રહ રાખવો જ પડશે. પોતાની આગળ રજૂ થતી હકીકતોમાં આટલે સુધીની સચ્ચાઈ અને સમતોલન માટે ખાતરી ધરાવવા સારુ સ્થાયી સમિતિએ તેવી દરેક હકીકતની બારીક છણાવટ કરવી પડશે. આ રીતે જો કોઈ રાજ્યોમાં સાદો ન્યાય આપવાનો

સુધ્ધાં ઇન્કાર થયાની સાચેસાચી હકીકતો પ્રગટ થાય તો કાર્યનું સક્રિય પગલું ભરવાને સારુ તે અવશ્ય પાયારૂપ થઈ પડશે.

આ તો મેં કાર્યની દિશાનું સૂચન માત્ર કર્યું છે. સ્થાયી સમિતિ અલબત્ત પોતાની નીતિ અને વખતોવખત ઊભા થનારા પ્રશ્નોને ઉકેલવાની કાર્યવાહી નક્કી કરશે જ. મારો આ લખવાનો હેતુ એ છે કે દેશી રાજ્યોના કાર્યકરોને મારી પાસે આવવા સામે અને મારા તરફથી દોરવણીની અપેક્ષા રાખવા સામે હું ચેતવું. તેમણે સ્થાયી સમિતિ પાસે જવું જોઈએ. હું કાર્યવાહક સમિતિની કક્ષામાં આવતી સામાન્ય કાર્યરીતિઓ વિષે મહાસભાવાદીઓને સુધ્ધાં દોરતો નથી, પણ કાર્યવાહક સમિતિ જ્યારે સલાહ લેવા ઇચ્છે ત્યારે આપવા માત્ર તૈયાર રહું છું. તે પ્રમાણે જ હું હવે પછી નવા ઊભા થતા દેશી રાજ્યોના પ્રશ્નો વિષે વર્તવા ધારું છું. જેમની સાથે હું અત્યાર અગાઉ સીધી નિસ્બતમાં આવી ચૂક્યો છું તેમને દોરવાનું અલબત્ત હું ન જ છોડી દઉં. એ કહેવાની તો ભાગ્યે જ જરૂર હોય કે દેશી રાજ્યોમાંની પ્રજાકીય ચળવળોના સામાન્ય સંચાલનમાં પડ્યા વિના મારી ખાસિયતને કારણે મારાથી જે કંઈ થઈ શકે એવું હશે તે તો હું કર્યે જ જવાનો. દેશી રાજ્યોના કાર્યકર્તાઓને મારી વિનંતી છે કે સ્થાયી સમિતિને અગાઉથી પૂછ્યા વગર અગર તો તેની મંજૂરી વગર તેઓ રાજ્યોમાં કશી આગેકદમ ચળવળ ન ઉપાડે. પ્રજા પરિષદની મારફત કામ કરતી મહાસભાનો એ ધર્મ છે કે જરા પણ શક્ય હોય ત્યાં સુધી રાજ્યો જોડે કજિયામાં ઊતરવાનું ટાળે.

સેવાગ્રામ, ૩૦–૭–૩૯

હરિજનબંધુ, ૬–૮–૧૯૩૯

૮૦

# લીંબડી વિષે

લીંબડીના લોકો જોડે મારે લાંબો પત્રવહેવાર ચાલ્યા કર્યો છે, પણ તેમના ઉપર જે વીતી રહેલ છે તે વિષે ઘણા વખતથી કશું પણ કહેવાનું મેં ટાળ્યું છે. મારા મનમાં એવી આશા હતી કે જેઓ રાજા તેમ જ પ્રજા વચ્ચે સુલેહ કરાવવા મથી રહ્યા હતા તેમના પ્રયત્નને યશ મળશે. પણ એ આશા ઠગારી નીવડી.

લીંબડીની લડતના આરંભના બનાવો પછી ઘણું બની ગયું છે. જે ચોકસાઈ અને આગ્રહ સાથે લીંબડીમાં જુલમનીતિ ચલાવવામાં આવી છે તેવી કદાચ બીજે ક્યાંય નથી ચાલી. મારી પાસે આવેલી હકીકતો સાચી હોય — અને તે તેવી ન હોવાનું માનવાને મને કશું જ કારણ નથી — તો ખેડૂતોને તેમનાં ઘરબારથી શિકારનાં પ્રાણીઓની જેમ રંજાડવા અને તગડવામાં આવ્યા છે. આકરામાં આકરો તાશેરો તો પેલા દ્વેષનું પાત્ર થઈ પડેલા વાણિયાવર્ગ ઉપર વરસ્યો છે જે એક કાળે રાજ્યનો મિત્ર, લાડીલો અને આધારસ્તંભ હતો. પણ તેણે જવાબદાર રાજ્યતંત્રનાં વિચાર અને વાત કરવાનું સાહસ કર્યું. ખેડૂતોમાં જઈને તેમને તેમના હકદાવાનું ભાન કરાવવાની અને તે કઈ રીતે મેળવવા તેના માર્ગ બતાવવાની તેણે હિંમત કરી. આ હિજરતી વેપારીઓની દુકાનો તેમ જ ઘરબાર સાચું

જોતાં લૂંટવામાં જ આવ્યાં. બીજો કોઈ શબ્દ એને સારુ હું વાપરી શકું એમ નથી. હું જાણું છું ત્યાં સુધી કોઈ પણ જાતના નામના કાયદેસર વિધિ પણ આ બાબતમાં કરવામાં આવ્યા નહોતા. જુલમનીતિ ચલાવનારની મરજી એ જ સર્વોપરી કાયદો હતો. આની પાછળ લોકોને થથરાવીને જેર કરવાની જ કલ્પના રહેલી હતી. આ સ્થિતિમાં કેટલાક ઢીલા પડ્યા એમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. લડતનું સંચાલન કરનારાઓને મારી સલાહ છે કે આવા ઢીલા પડેલા લોકોને રાજ્યને શરણ થતા અટકાવવાનો પ્રયાસ તેઓ ન કરે. તેમને તેઓ એટલું ભલે સમજાવી દે કે એવી રીતે મીણો ભણીને રાજ્યને શરણ થયા પછી પણ તેમના શા હાલ થવાની વકી છે. પણ સમાજમાં એવા લોકો હોય છે જેઓ પોતાનાં માલમિલકતને પોતાની ઇજ્જત કરતાં વધુ વહાલાં ગણે. આવા લોકો કોઈ પણ સ્વાતંત્ર્યની હિલચાલને કેવળ બોજારૂપ હોય છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ તો એવા વીરલાથી જ થાય જેઓ શૂરા અને ત્યાગી છે અને જેઓ ઇજ્જતને ખાતર પોતાનું સર્વસ્વ હોમવાને હરહમેશ તૈયાર છે. જેઓ બલિદાનની કિંમત અને અગત્ય સમજનારા છે તેઓ થોડા હોય કે ઝાઝા, પણ તેઓ તો જેમ જેમ કુરબાનીઓ આપવી પડે તેમ તેમ આનંદથી નાચે કે લીંબડીમાંનાં તેમનાં માલમિલકત લૂંટાઈ ગયાં. તેમણે અધ્ધર સ્થિતિમાં અથવા તો તત્કાળ સમાધાન થવાની આશામાં ન જ રહેવું જોઈએ. તેઓ રાજ્ય બહાર રહી ઇજ્જતના ધંધારોજગાર કરે, અને હમેશાં દૃઢ શ્રદ્ધા રાખે કે એક દિવસ એવો ઊગ્યે જ છૂટકો છે કે જ્યારે લીંબડીની પ્રજા પોતાનું ખોયેલું પાછું મેળવશે. એવો દિવસ આવશે

— અને તે આવવો જ જોઈએ — ત્યારે તે પેલા મૂઠીભર ત્યાગી સ્ત્રીપુરુષોના શરાતનનું અને ફનાગીરીનું ફળ હશે કે જેમણે આકરામાં આકરી દમનનીતિ સામે શિર ઝુકાવવા ના પાડી છે. તેઓ હેનરી થોરોનું પેલું અમર વચન યાદ રાખે કે, જુલમી રાજ્યમાં મિલકત ધરાવવી એ પાપ છે અને મુફલિસી મહાપુણ્યરૂપ છે.

આટલું તો મારી પાસે આવેલા વિશ્વસનીય પુરાવા વિષે. પણ લીંબડીએ આવું જુલમી રાજ્ય શા સારુ બનવું જોઈએ ? મારી પાસે આવેલા નિવેદનમાં જો અતિશયોક્તિ હોય તો રાજ્યના સત્તાવાળાઓ તેનો રદિયો મારા પર મોકલી આપે. હું તે ઘણી ખુશીથી છાપીશ. તેથીયે સારું તો એ કે રાજ્યની સામે કરવામાં આવેલા આક્ષેપોના ખરાપણા સામે રાજ્ય વાંધો લેતું હોય તો તે એક નિષ્પક્ષ અદાલતી તપાસ નીમે.

હું લીંબડીના ઠાકોર સાહેબને જાહેર વિનંતી કરવા ઇચ્છું છું. તેમની અંગત પિછાનનો સુયોગ મેં ભોગવ્યો છે. તેમની મહેમાનગીરી પણ લીધી છે. તેઓ ધાર્મિક વૃત્તિના અને ઈશ્વરથી ડરીને ચાલનારા પુરુષ તરીકે જાણીતા છે. તેમની વચ્ચે અને તેમના પ્રજાજનો, જેમાંના કેટલાક જાણીતા અને આબરૂદાર તેમ જ લીંબડીમાં જોખમ ધરાવનારા માણસો છે, તેમની વચ્ચે આવો અંટસ ચાલુ રહે એ કોઈ વાતે ઠીક નથી. એ બધા લોકોને દાઝે બળ્યા ટોળાંના ગણી કાઢવા એ અયોગ્ય છે. તેમને કશો પોતીકો સ્વાર્થ નથી. રાજ્યની સામે મોરચા માંડવામાં તેમને કશા દુન્યવી લાભ સાધવાના નથી. તેમણે તો ઘરબારથી પરાગંદે થઈને અને મરજિયાત દેશવટો લઈને દુન્યવી ગણતરીએ પાર વગરનું નુકસાન જ વહોર્યું છે. ડાહ્યો

રાજવી આવા પ્રજાજનોને દુભાયેલા રાખતા પહેલાં પચાસ વેળા વિચાર કરે. એ તો એવો જ નિર્ણય કરે કે આવા આવા લોકો જ્યાં આવડાં કષ્ટ માથે લઈ રહ્યા છે ત્યાં ખસૂસ રાજવહીવટમાં સડો તથા પોતાના અમલદારોને પક્ષે અન્યાય હોવાં જ જોઈએ. તે આવા દુભાયેલા પ્રજાજનોને નોતરે, તેમની રાવ સાંભળે અને તેમનું સમાધાન કરે. ઠાકોર સાહેબે આવો માર્ગ ગ્રહણ નથી કર્યો. હજુયે તેમને સારુ વેળા વહી ગઈ નથી.

સેવાગ્રામ, ૩૧–૮–૩૯

**હરિજનબંધુ, ૧૦–૯–૧૯૩૯**

## ૮૧

# રાજાઓ અને ચક્રવર્તી સત્તા

### ૧

વળી રાજાઓ પણ યુરોપિયનોની જ હારમાં ઊભેલા નથી શું ? એમાંના ઘણાખરા નહિ તો ઘણા સામ્રાજ્યે જ સરજેલા છે અને સામ્રાજયનાં જ હિતોને અંગે તેમને નભાવવામાં આવે છે. રાજાઓ કોઈ વાતે તેમની પ્રજાના પ્રતિનિધિ નથી. રજવાડી પ્રજા તરફથી દર અઠવાડિયે જે ફરિયાદો મારી પાસે ચાલી આવે છે તે બધી જો હું પ્રગટ કરું તો 'હરિજન'નાં પાનાં મારે બમણાં કરવાં પડે. એ ફરિયાદોમાં જે વીતકોની રામકહાણી ગાયેલી હોય છે તે નથી હોતી રાજાઓને શોભાસ્પદ કે નથી હોતી તેમની રક્ષણહાર બ્રિટિશ સત્તાને. આવી બ્રિટિશ રક્ષિત સત્તા નાગો સામ્રાજ્યવાદ નહિ તો બીજું શું છે ? રાજાઓને લઘુમતી તરીકે ગણવાનું મહાસભાને કહેવામાં આવે છે. બ્રિટિશ પ્રભુના આધાર વિના રાજાઓથી શ્વાસ પણ લઈ શકાય તેમ નથી. મહાસભાવાદીઓ જોડે કશી સમજણમાં ઊતરવાનું તો દૂર રહ્યું, તેમને મળવાની પણ રાજાઓને સ્વતંત્રતા નથી હોતી. આ કટોકટીને કાળે રાજાઓ જે કંઈ કરી રહ્યા છે તેની સામે મારી ફરિયાદ નથી. બીજું કશું તેમનાથી થઈ શકે તેમ નથી.

હરિજનબંધુ, ૫-૧૧-૧૯૩૯

૨

આ વિષયની ચર્ચા કરતાં 'ટાઈમ્સે' રાજાઓનો જે ઉલ્લેખ કર્યો છે તે ખાસ અણુધટતો છે. તેઓ ચક્રવર્તી સત્તાની જ સૃષ્ટિ છે, અને તેના વગર તેમની કશી સ્થિતિ કે પ્રતિષ્ઠા નથી. મારું કથન વિચિત્ર લાગે છતાં મારે કહેવું રહ્યું કે રાજાઓ ચક્રવર્તી સત્તાની સ્પષ્ટ કે મોઘમ સંમતિ વગર સારું અગર તો ખૂરું કશું જ કરી શકવાની સ્થિતિમાં નથી. તેઓ તેમના પોતાના સિવાય બીજા કોઈના પ્રતિનિધિ નથી. આવા રાજાઓની સાથે સમાધાની કરવા મહાસભાને કહેવું એટલે ચક્રવર્તી સત્તા જોડે જ સમાધાની કરવા કહ્યા બરાબર છે.

હરિજનબંધુ, ૧૨–૧૧–૧૯૩૯

## ૮૨

# રાજકોટના સુધારા

રાજકોટના ના. ઠાકોર સાહેબને તથા દરબારશ્રી વીરાવાળાને અજાણ્યે પણ એક વાર દૂભવ્યા પછી એ રાજ્યમાં દરબારની કારવાઈઓની ટીકારૂપે કશું કહેતાં મેં મારી કલમને આજ લગી રોકી છે. પણ રાજકોટની પ્રજા જેણે દાખલારૂપ શિસ્તનું પાલન કર્યું છે તેના પ્રત્યેની મારી ફરજ વિચારતાં, તાજેતરમાં રાજ્ય તરફથી જાહેર કરવામાં આવેલા સુધારાઓ વિષે બે શબ્દ લખવાનો મારો ધર્મ થઈ પડ્યો છે. મારો અભિપ્રાય મારે જણાવવો એવી પ્રજાજનો આશા પણ રાખે છે.

મારે દુઃખની સાથે કહેવું પડે છે કે આ સુધારાઓ મરહૂમ ઠાકોર સાહેબનું કર્યુંકારવ્યું ધૂળ મેળવે છે. મરહૂમ ઠાકોર સાહેબે આપેલો પૂર્ણ મતાધિકાર જે છેલ્લાં ૧૫ વર્ષથી પ્રજાને આશીર્વાદ સમાન હતો તે ખેંચી લેવામાં આવ્યો છે, અને તેને બદલે મતાધિકારને સારુ મિલકત ધરાવવાની તથા રાજ્યના વતની હોવા વિષેની કડક શરતો મૂકવામાં આવી છે. ચૂંટાયેલા પ્રમુખની જગાએ દીવાનને સ્થાયી પ્રમુખ બનાવ્યા છે. મૂળ પ્રજાપ્રતિનિધિ સભા જે આખી ચૂંટાયેલા પ્રતિનિધિઓની રહેતી તેમાં હવે ૪૦ ચૂંટાયેલા અને ૨૦ નીમેલા સભ્યો રહેશે. ચૂંટાયેલા સભ્યોમાં વળી લઘુમતીઓના

વાડા અને ગોળ હશે. આમ કહેવાતી બહુમતી ખરી રીતે લઘુમતી થઈ રહેશે. સુધારાઓની સ્વાભાવિક દિશા પ્રજાકીય અંકુશનો ઉત્તરોત્તર વધારો હોય. અહીંયાં તો કશા પણ વાજબી કારણ વગર પ્રજાકીય અંકુશનું તત્ત્વ સારી પેઠે ઘટાડવામાં આવ્યું છે. મૂળ સભાને કાયદા કરવાની વિશાળ સત્તાઓ હતી, તે સત્તાઓ ઘટાડવામાં આવી છે.

એવી ચોકસ જાહેરાત કરવામાં આવી હતી કે ના. ઠાકોર સાહેબના અંગત ખરચની રકમ નક્કી કરવામાં આવશે. જાહેર થયેલા સુધારાઓમાં આ જાહેરાત પ્રત્યે સંપૂર્ણ દુર્લક્ષ કરવામાં આવ્યું છે. તા. ૨૬મી ડિસેંબરવાળી જાહેરાતમાં 'શકય તેટલી વિશાળમાં વિશાળ સત્તા' આપવાનું કહેવામાં આવ્યું હતું. આ સુધારાઓ વાંચીને હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે પ્રજા પાસે હતી તે સત્તાઓ પણ ખૂંચવી લેવામાં આવી છે એટલું જ નહિ, પણ પ્રજા પાસે રહેવા દેવામાં આવેલી સત્તાઓને પણ જેટલી બની શકી તેટલી મર્યાદિત કરવામાં આવી છે. એક શબ્દમાં કહીએ તો ઠાકોર સાહેબની એટલે કે દીવાનની ઇચ્છા એ જ રાજકોટમાં સર્વોપરી કાયદો ગણાશે.

આ લખતાં મને દુઃખ થાય છે. જે કરુણ કાંડને સારુ મારી હિંસા જવાબદાર બની તેનો આ સુધારા એ છેલ્લો અંક હશે કે કેમ એ પણ હું જાણતો નથી. ઉપવાસ એ એવો ઉપાય છે જે કેવળ નિષ્ણાતો જ લઈ શકે. તેનાથી ચળવળની ગતિ અટકે તોપણ સારાને સારુ અટકે છે. હિંસાનો અલ્પમાં અલ્પ સ્પર્શ પણ તેને વણસાવી નાખે છે. હું કબૂલ કરી ચૂકયો છું કે ઉપવાસ ચાલુ હતો તે દરમ્યાન

ઠાકોર સાહેબની કારવાઈ઼ઓ સામે ના. વાઈસરૉયને મેં કરેલી વિનંતી હિંસારૂપ હતી અને તેથી ઉપવાસ વણસ્યો. મને લાગ્યું હતું કે મારો પસ્તાવો જાહેર કરીને મેં તેનું પ્રાયશ્ચિત્ત કર્યું હતું, અને પરિણામે ના. ઠાકોર સાહેબ તથા દરબાર વીરાવાળા અને મારી વચ્ચે મીઠો સંબંધ સ્થપાઈને રાજકોટની પ્રજાને માટે નવું અને ઉજ્જવળ પાનું ખૂલશે. મારા જાહેર પશ્ચાત્તાપ પછી ભરવામાં આવેલો દરબાર એ પશ્ચાત્તાપના શુભ પરિણામ ઉપર મહોરરૂપ હતો એમ લાગ્યું હતું. હું જોઉં છું કે આમ માનવામાં મેં થાપ ખાધી હતી. માણસની પ્રકૃતિ ઘડીવારમાં બદલાતી નથી. રાજકોટની પ્રજાની હું ક્ષમા માગું છું.

મેં કરેલા પશ્ચાત્તાપનું મને દુઃખ નથી. મને ખાતરી છે કે જે નીતિદૃષ્ટિએ વાજબી હતું તે રાજકીય દૃષ્ટિએ પણ બરાબર જ હતું. મારા પશ્ચાત્તાપે રાજકોટની પ્રજાને બૂરા હાલમાંથી બચાવી લીધી. કોમી કલહ અટક્યા. મને વિશ્વાસ છે કે રાજકોટની પ્રજાને અંતે એનું છે તે મળ્યે જ છૂટકો છે. દરમ્યાન આ સુધારાઓ જે મારી નજરે નર્યા અનિષ્ટરૂપ છે તેને જરી જવા દેવા રહ્યા. જે કોઈ રાજકોટવાસીમાં સ્વાભિમાનનો છાંટો સરખો હોય તેમણે તેમાં સામેલ થવાથી દૂર રહેવું જોઈએ. જો તેઓ મારું માને તો તેઓ રાહ જુએ, પ્રાર્થના કરે અને અક્ષરશઃ કાંતે. તેઓ જોશે કે એમ કરીને તેઓ અહિંસાને એકમાત્ર સાચે માર્ગે રાજકોટમાં સાચી સ્વતંત્રતાના કાંતનારા નીવડશે.

અલાહાબાદ, ૨૦–૧૧–૩૯

હરિજનબંધુ, ૨૬–૧૧–૧૯૩૯

## ૮૩

# રાજકોટના સુધારા

રાજકોટ રાજ્યે સુધારાને લગતી પ્રગટ કરેલી યાદી મેં જોઈ. તેમાંના રદિયાની મારા પર કશી અસર નથી થઈ. મેં આ સુધારાઓને વિષે લખતાં જે કંઈ કહ્યું છે તેના અક્ષરેઅક્ષરને હું વળગી રહું છું. સમય જ આ સુધારાનો અર્થ શો છે તે બતાવશે. મારા લેખમાં શ્રી. ઢેબરના નામનો ઉલ્લેખ નહોતો, છતાં રાજ્યની યાદી ઘડનારે નાહક તેમનું નામ ખેંચી આણ્યું છે; અને આમ કરીને જે સજ્જનને એકલાને મારી હાજરીમાં એક સાચા અને ભડ સુધારક તરીકે સ્વીકારવામાં આવ્યા છે તેમના પ્રત્યેની પોતાની ખફગી દેખાડી આપી છે. શ્રી. ઢેબર તો તેમના પર થનારા બધા હુમલાઓમાં થઈને પણ અંતે ટકી રહેશે. રાજકોટના સુધારા જો સાચે જ તેમને અંગે જે દાવો કરવામાં આવે છે તેવા સરસ નીવડશે તો મારાથી વધુ રાજી બીજું કોઈ નહિ થાય. બાકી તો જન્મતા પહેલાં મૃત્યુ પામેલી બંધારણ સમિતિને માટે સૂચવાયેલા દસ સભ્યોમાંથી એકની સંમતિ આ સુધારાને સારુ રાજ્યના અમલદારો મેળવી શક્યા એ બીનાને સારુ તેઓ ધન્યવાદને પાત્ર ગણાય. અને તે જ રીતે એ બીના રાજ્ય પરિષદની તેમ જ મારી હારરૂપ ગણાય. આ ગુલાંટ કાઠિયાવાડી રાજખટપટના આબાદ નમૂનારૂપ છે. પણ મને

ફરિયાદ કરવાનો અધિકાર નથી. ભલે કદાપિ ઢેબરભાઈ સિકકે રાજ્ય પરિષદે સૂચવેલા દસેદસ જણાએ રાજકોટ રાજ્યના આ સુધારા સ્વીકાર્યા હોત તોપણ મેં એ સુધારાનું કરેલું પૃથક્કરણ જો ખરી હકીકતો પર ઘડાયેલું હોય—અને હું માનું છું કે છે—તો તે કોઈ વાતે બદલાતું નથી. માત્ર જેમને કંઈક જોઈતું હતું તે બધા જો તેમની પાસે જે મોજૂદ હતું તેનાથી પણ ઓછું લઈને સંતોષ પામવા તૈયાર થાય તો એવું પૃથક્કરણ નિષ્ફળ ઠરે ખરું. માટે એ અર્થમાં રાજકોટના સત્તાવાળાઓ બેશક જીત્યા કહેવાય.

સેવાગ્રામ, ૧૦-૧૨-૩૯

હરિજનબંધુ, ૧૭-૧૨-૧૯૩૯

## ૮૪

# રાજાઓ

મારા વલણ સામે ગમે તે કહેવામાં આવતું હોય તોપણ હું દેશી રાજાઓનો મિત્ર અને હિતચિંતક છું એ દાવો મારે કર્યા જ કરવો રહ્યો. અને તેથી જ આજે તેમની જે સ્થિતિ છે તેના તકલાદીપણા તરફ હું તેમનું વારંવાર ધ્યાન ખેંચતો આવ્યો છું. જે નાના નાના રાજવીઓ છે તેઓ તો જે સત્તાઓ તેમની પાસે કદી જ હોવી જોઈતી નહોતી તે બધી સમજીને જ છોડી દે એમાં શ્રેય છે. અને જેઓ મોટા છે તેમની સત્તાઓ ઘટતા નિયમન દ્વારા નિયમસરની થવી જોઈએ. આ દિશામાં ઓછામાં ઓછું કેટલું થવું જરૂરી છે એ સૂચવવાનું સાહસ પણ મેં કર્યું છે.

દેશી રાજ્યોની પ્રજા આજે છે તેની તે સ્થિતિમાં જ સદાકાળ રહેશે એમ તો કોઈ સ્વપ્નામાંયે નથી માનતું. તેઓ પોતાના હકો માટે અહિંસાથી કે પછી હિંસાથી લડશે જ લડશે. ગમે તેમ થાય તોપણ જેમને પોતાની દૈવી કે દુન્યવી શક્તિનું ભાન થયું છે એવી લાખો કરોડો પ્રજા સામે રાજાઓથી ટકાવાનું નથી.

વળી જો રાજાઓ કાળનાં લક્ષણો ઓળખવા ના જ પાડે તો પછી ચક્રવર્તી સત્તા કે જેમણે તેમને 'ઉગાર્યા' છે અગર તો 'સરજ્યા' છે તેની શું રાજ્યોની રૈયત પ્રત્યે કશી જ ફરજ નથી? શ્રી. પ્યારેલાલે બતાવી આપ્યું છે કે

ગેરઅમલ સામે પ્રજાને રક્ષણ આપવાની ફરજમાંથી દેશી રાજ્યો જોડેના ચાહે તેવા કોલકરારો પણ ચક્રવર્તી સત્તાને ફારગ કરી શકે નહિ, અગર તો એ કરારોની રૂએ રાજાઓને સાવ નિરંકુશ, સર્વતંત્રસ્વતંત્ર અને પોતાના બરોબરિયા લેખવાની પણ ફરજ ચક્રવર્તી સત્તા ઉપર પડતી નથી. ચક્રવર્તી શબ્દ જ છેવટની સત્તા ચક્રવર્તીની છે એમ બતાવે છે. કહેવાતા કોલકરારો બે બરોબરિયા વચ્ચેના કરારો નથી જ; પણ જેમને તે આપવામાં આવ્યા છે તેમના ઉપર મૂકવામાં આવેલી શરતો અને અંકુશોના કરારો છે. મુખ્યત્વે કરીને અથવા તો સંપૂર્ણતાએ ચક્રવર્તી સત્તાની મજબૂતી કરવાના હેતુથી અપાયેલી એ બધી બક્ષિસો કે ભેટો છે. અલબત્ત, એવા કાયદાબાજો અને ધારાશાસ્ત્રીઓ નીકળશે જેઓ દલીલ કરશે કે આ કોલકરારો તો ચક્રવર્તી સત્તાને પક્ષે અપાયેલાં પવિત્ર વચનરૂપ છે જેનો અમલ કરાવવાને રાજાઓ હકદાર છે. જે વેંતિયો છે તે વિરાટ પુરુષ સામે પોતાના હકોની બજાવણી કરાવી શકે?

જેઓ એવો આક્ષેપ કરી રહ્યા છે કે જ્યારે ઇંગ્લંડ જીવસટોસટની લડાઈમાં ગૂંચવાયું છે ત્યારે મહાસભા તેની જોડે સ્વાર્થનો સોદો કરવા નીકળી છે, તેમને પોતે શું કહી રહ્યા છે તેની સમજ નથી. ગમે તેમ હો પણ હું તો કશી સોદાગીરીમાં ભાગીદારી કરું એમ નથી. મારા સ્વભાવ વિરુદ્ધની એ વસ્તુ છે. હિંદનો જન્મસિદ્ધ હક આજે કદાચ ન કબૂલાય; વખત આવ્યે કબૂલાશે. પણ તકરારના મુદ્દાની ચોખવટ થવી જરૂરી છે.

મારા અભિપ્રાય મુજબ તો સ્થિતિ જ એવી છે કે મહાસભાથી રાજાઓ જોડે કશી સીધી વાટાઘાટ થવી અશક્ય

છે. એવો વખત આવશે ત્યારે જણાઈ રહેશે કે મહાસભા જોડે અગર તો તેની જગાએ જે કોઈ હિસાબ દેનારલેનાર હશે તેની જોડે અંતે ચક્રવર્તી સત્તાને જ રાજાઓની વતી વાટાઘાટ કરવી પડશે. જેમ હિંદમાંની સિવિલ સર્વિસ — જે બ્રિટિશોની ઊભી કરેલી સૃષ્ટિ છે — ને હિંદની સ્વાતંત્ર્યપ્રાપ્તિની દિશાની કૂચનો માર્ગ રૂંધીને બેસવા દઈ શકાય નહિ, તેમ રાજાઓને પણ તેમ કરવા દઈ શકાય નહિ અગર તો એ દિશાએ તેમને ઓઠા તરીકે વાપરી શકાય નહિ. સિવિલયનો તેમ જ રાજાઓ બેઉ જમાતો સામ્રાજ્યના સ્તંભરૂપ છે. તેથી અંતે બેઉએ કાં તો આઝાદ હિંદને રાજીખુશીની મદદ આપતા થવું જોઈશે અથવા તો એમને ફારગ કરીને વિખેરવા પડશે. આ હું તેમને હીણવવા ખાતર નથી કહેતો એ તો ઉઘાડી વાત છે. જ્યારે બ્રિટન સામ્રાજ્યવાદ ખંખેરી નાંખશે ત્યારે હિંદને લાગેવળગે છે ત્યાં સુધી સૌ જોશે કે સામ્રાજ્યશાહીની આ બે ભુજાઓને ઇંગ્લંડને સાચું પગલું લેવાના કામમાં અંતરાય થઈ પડવા નહિ જ દેવામાં આવે.

યુરોપની લડાઈને અત્યારે જે રૂપમાં હું નિહાળી રહ્યો છું તે રીતે હું માનું છું કે એ દાવાનળ હજુ એની કારમી ભીષણતામાં ભભૂકી ઊઠયો નથી. બેઉ પક્ષો હજુ નવી નવી સંહારરીતો શોધવામાં ગૂંથાયા છે. પણ ખરું જોતાં બેઉ, હું આશા રાખું છું કે, બેઉ પક્ષના ખરેખરા આખડવાથી નિશ્ચે થનારી ભયાનક કતલ ટાળવા મથી રહ્યા છે. વગર જોયેવિચાર્યે હાથ આવે તે જહાજોને ડુબાવવાની નીતિ અને તેમાંથી નીપજતી પ્રાણહાનિ ભયાનક છે જ, પણ બેઉ પક્ષે ખરી મરણિયા લડાઈની શરૂઆત થયે જે ભીષણ હત્યાકાંડ

વ્યાપે એની સરખામણીમાં આ પ્રાણહાનિને નજીવી જ ગણવી જોઈએ. દરમ્યાન અત્યારે બેઉ પક્ષોની વતી ઇચ્છાએ, કે પછી અનિચ્છાએ પણ, નૈતિક મુદ્દાઓની છણાવટ ચાલી રહી છે. આમાં હું જોઉં છું કે બ્રિટિશ મુત્સદ્દીઓ હવે યુદ્ધના હેતુઓને યુરોપી પ્રજાઓની સ્વતંત્રતા પૂરતા મર્યાદિત કરવા લાગ્યા છે. પણ જો લડાઈ એકાએક બંધ નહિ પડે તો આખી દુનિયાભરની પ્રજાઓની અને લોકશાસનની રક્ષા કરવાના મૂળ યુદ્ધહેતુ પર તેમને ફરી પાછા ઊભવું જ પડશે. જે રાક્ષસી તૈયારીઓ આ લડાઈને અંગે થઈ છે તે જોતાં એમાં ઊતરનારા પક્ષોને કદાચ તેમણે ધાર્યું હશે તે કરતાં ઘણાં વધુ વિશાળ નૈતિક કારણો અને હેતુઓ અપનાવવાની ફરજ પડશે. તેથી અંતે કદાચ નૈતિક મુદ્દાઓના પડ ઉપર જ લડાઈનો આખરી નિર્ણય થાય એમ બને. ગમે તેમ થાઓ પણ મહાસભા, જેણે સ્વેચ્છાપૂર્વક શસ્ત્રસંન્યાસ કર્યો છે અને શાંતિ તેમ જ અહિંસાનો માર્ગ ગ્રહણ કર્યો છે, તે આ નૈતિક મુદ્દાને જ મોખરે આણવામાં રોકાયેલી છે. અને જો તે ધીરજ રાખી શકશે તો સંભવ છે કે આ નૈતિક મુદ્દાની ચોખવટ કરાવવાનો એનો એવો એકધારો આગ્રહ જ ઝઝૂમી રહેલા માનવસંહારને અટકાવવામાં મહત્ત્વનો ભાગ ભજવે. રાજાઓના પ્રશ્નની સ્પષ્ટ સમજ એ આ નૈતિક મુદ્દાની ચોખવટનો એક મોટો અંશ છે. રાજાઓને અને તેમના સલાહકારોને તેમ જ અલબત્ત બ્રિટિશ મુત્સદ્દીઓને પણ જૂના મનોગ્રહ છોડીને અને નિષ્પક્ષપણે આ પ્રશ્ન તપાસવા અને વિચારવાને હું નોતરું છું.

સેવાગ્રામ, ૧૧-૧૨-૩૯

હરિજનબંધુ, ૧૭-૧૨-૧૯૩૯

## ૮૫

# રાજાઓનું સ્થાન

અખબારનવીસ : લોકશાસનની આણ વર્તતી હોય એવા હિંદમાં તમે રાજાઓને સારુ કયું સ્થાન રાખો ?

ગાંધીજી : પ્રજાના ટ્રસ્ટીઓ તરીકે ખાસું મહેનતાણું આપીને હું તેમને રોકું. પણ હું તેમને કહું કે એ મહેનતાણું કમાવાને સારુ એમણે પ્રજાની સેવા બજાવવી પડશે. બ્રિટનના રાજાને જેટલાં અધિકાર કે છૂટો છે તેટલાં તેઓ સુખે ભોગવે. આખરે તો આ રાજાઓ એ રાજાના ખંડિયા જ છે ને ? તો પછી તેઓ બ્રિટિશ રાજાના કરતાં મોટા ન હોઈ શકે. ઇંગ્લંડના રાજાની પાસે કોઈ માણસને ફાંસીએ લટકાવવાનો અખત્યાર નથી. કાયદેસર બંધારણને માર્ગે જ એણે જવું રહ્યું છે. એ એક ખાનગી વ્યક્તિ છે, નગરજન છે, જોકે પ્રથમ નાગરિક છે. જો રાજાની સંસ્થાને મારે પસંદ જ કરવી હોય તો ઇંગ્લંડમાં રાજાને જે મર્યાદિત પદ છે તેટલે સુધીનું રાજપદ હું પસંદ કરું. વળી દેશી રાજ્યોની પ્રજા પોતાને જોઈતું હોય તે બાબતમાં પોતે જ નિર્ણય શા સારુ ન કરે ? વળી લોકોને મળતા ન્યાયની બાબતમાં તો હું આ અગાઉ કહી ચૂક્યો છું કે દેશી રાજ્યોની અદાલતો હિંદની વરિષ્ઠ અદાલતની હકૂમત નીચે હોવી જોઈએ.

હરિજનબંધુ, તા. ૧૪-૧-૧૯૪૦

૮૬

# રાજાઓ

પ્ર૦—મને ધાસ્તી છે કે રાજાઓના પ્રશ્નની તમે ટાળાટાળી કરી છે. સામાન્ય રીતે તમે તમારા વિષયને હમેશાં સીધોસટ છેડો છો, પણ ગમે તેમ હો છતાં આ પ્રશ્નથી સાચે જ તમે ફેરો મારીને ચાલ્યા જણાઓ છો.

ઉ૦—તમે મારેલા ટાણામાં ઉપરટપકે જોતાં કંઈક તથ્ય છે, પણ વસ્તુતઃ નથી. વાત એમ છે કે રાજાઓના પ્રશ્નને એક મુશ્કેલી તરીકે આ અગાઉ કદી રજૂ કરવામાં આવ્યો નથી. બ્રિટિશ ભાથામાંનું આ નવું તીર છે. આઝાદી માટે બ્રિટિશ હિંદ જ લડી રહ્યું છે. દેશી રાજ્યોની પ્રજા મહામુસીબતો વચ્ચે ઘરઆંગણાની લડત લડી રહી છે. પ્રજા, દેશી રાજ્યોની શું કે બ્રિટિશ હિંદની શું, એક જ છે. બનાવટી સરહદોની હસ્તી તેમને હિસાબે છે જ નહિ. પણ હકૂમત કરનારાઓને હિસાબે એ સરહદો ઘણી જ સાચી છે. બ્રિટિશ કાયદો બ્રિટિશ હિંદમાંથી દેશી રાજ્યની હદમાં કે એક દેશી રાજ્યની હદમાંથી બીજા રાજ્યની હદમાં જનારાને પરદેશી તરીકે ગણવાની રાજાઓને છૂટ આપે છે. અને છતાં એ સાવ સાચું છે કે દેશી રાજાઓની હસ્તી કેવળ બ્રિટિશોની દયા પર છે. બ્રિટિશ સત્તાની પરવાનગી વિના તેમનાથી હરાતું ફરાતું નથી. તેમના વારસોને બ્રિટિશ રાજ્યની મંજૂરી મેળવવી પડે છે. એ વારસોની તાલીમ અને કેળવણી પણ તેમની જ નજર હેઠળ થાય છે. બ્રિટિશ સત્તા

મરજીમાં આવે ત્યારે તેમને ઉઠાડી મૂકી શકે છે. આમ બ્રિટિશ અંકુશની બાબતમાં તેઓ સામાન્ય બ્રિટિશ પ્રજાજન કરતાં બૂરી દશા ભોગવે છે. એથી ઊલટું, પોતાની પ્રજા ઉપર રાજાઓને અમર્યાદ સત્તા છે. તેઓ મરજી પડે ત્યારે તેમને ગિરફતાર કરી શકે છે ને તેમનો જીવ પણ લઈ શકે છે. કલ્પનાસિદ્ધાંતમાં બ્રિટિશ રાજ્યનો પ્રજા પ્રત્યે પણ ધર્મ રહેલો છે, પણ એનો બહુ ક્વચિત જ અમલ થાય છે. તેથી દેશી રાજ્યોની પ્રજા બેવડા અંતરાય હેઠળ કામ કરી રહી છે. આટલા વર્ણન ઉપરથી તમને સમજાયું હશે કે બ્રિટિશ સરકારની દરમ્યાનગીરી સિવાય બીજી કોઈ રીતે મહાસભા દેશી રાજાઓ પર અસર પાડી શકે તેમ નથી. પણ ખરું જોતાં બ્રિટિશ સરકાર રાજાઓ જોડે સાચો સંપર્ક સધાવા જ નહિ દે. હું પોતે તો રાજવંશી વર્ગનો નાશ ઇચ્છતો નથી. પણ હું બેશક માગું છું કે રાજાઓ કાળને ઓળખે અને પોતાની જોહુકમી સત્તાને ઘણેખરે અંશે છોડે. બળવાન બ્રિટિશ સંગીનોની રાજાઓને ઓથ છતાં, બ્રિટિશ તેમ જ રાજસ્થાની બેઉ હિંદની પ્રજાની કૂચ કોઈની અટકાવી અટકે એમ નથી. હું તો એવી આશા સેવી રહ્યો છું કે રાજાઓ તેમ જ આજના બ્રિટિશ રાજ્યકર્તાઓ સહિત રાજા પ્રજા તમામનું સામટું શાણપણ એ કૂચને પાગલ બનતી અટકાવશે. કારણ જો એને સારુ કોઈ પાધરો રસ્તો નહિ કાઢવામાં આવે તો તે આડી ફાટ્યા વિના રહેશે નહિ. હું તો મને શક્ય એવો સારામાં સારો અહિંસક પ્રયત્ન કરી જ રહ્યો છું. પણ મારી અહિંસા મારી અપૂર્ણતાઓને કારણે કદાચ નિષ્ફળ પણ નીવડે. તેથી લોહીમાં નાહ્યા વગર હિંદ પોતાના ધ્યેયને પહોંચે એમ જે કોઈ ઇચ્છતા હોય તે સૌનો આ કામમાં હું ટેકો માગું છું.

પણ જો રાજાઓ ન માને તો હું તેમના પર પણ બળજોરી કરવામાં આવે ને તેમને ફરજ પાડવામાં આવે એમ માગતો નથી. એકલું બ્રિટિશ હિંદ જ ભલે આઝાદી મેળવે. અને હું જાણું છું, રાજાઓ પણ જાણે છે, કે બ્રિટિશ હિંદની સાચી આઝાદી એમની પ્રજાની પણ આઝાદી થઈ પડ્યા વગર રહેવાની નથી. કારણ હું કહી ચૂક્યો છું કે બેઉ હિંદ એક જ છે. દુનિયાની કોઈ પણ સત્તા સદાકાળને માટે એમને જુદાં રાખી શકે એમ નથી.

હરિજનબંધુ, તા. ૨૪-૩-૧૯૪૦

## ૮૭

# દેશી રાજ્ય પ્રજામંડળો

પ્ર૦— જો સવિનય ભંગ ચાલે તો દેશી રાજ્યોમાં પ્રજામંડળો છે તેમના સભ્યોનો અને બાકીની દેશી રાજ્યની પ્રજાનો ધર્મ શો?

ઉ૦— જો મહાસભા તરફથી સવિનય ભંગ ચાલશે તો તે બ્રિટિશ સરકાર સામે હશે. દેશી રાજ્યોની પ્રજા પોતાના રાજ્યમાં ક્યાંયે સવિનય ભંગ ન કરી શકે — તેણે કરવો પણ ન જોઈએ. આનો અર્થ એ થયો કે મહાસભા તરફથી સવિનય ભંગ ચાલે તેથી પ્રજામંડળોની સ્થિતિમાં ફેરફાર થવાપણું નથી. પણ દેશી રાજ્યોમાં રહેનારા ઇચ્છે તો વ્યક્તિગત રીતે બ્રિટિશ હિંદમાં ચાલતી સવિનય ભંગની લડતમાં જોડાઈ શકે. તેથી આવા ઉમેદવાર પોતાના રાજ્ય બહારની નજીકમાં નજીકની મહાસભા સમિતિને પોતાનાં નામ મોકલી શકે.

હરિજનબંધુ, ૧૪–૪–૧૯૪૦

## ૮૮

# રાજાઓ

શ્રી. જયપ્રકાશને, તેમના મુસદ્દામાં મેં વાંચ્યું તેમ, પોતે કલ્પેલી તંત્રવ્યવસ્થા સ્થાપવાને અર્થે અહિંસાને સ્વીકારતા નિહાળીને હું અંતરથી રાચ્યું છું. મારો તો દૃઢ વિશ્વાસ છે કે હિંસા જે કદી ન સાધી શકે તે વસ્તુ અહિંસક અસહકાર અંતે બૂરાઈ કરનારનો હૃદયપલટો કરીને સાધી શકે છે. હિંદમાં આપણે અહિંસાને એને લાયકની અજમાયશ જ કદી આપી નથી. અચંબો જ એ છે કે આપણી સેળભેળિયા અહિંસાથી પણ આપણે આટલું બધું સાધી શક્યા છીએ.

જમીનને લગતી શ્રી. જયપ્રકાશની દરખાસ્તો ભડકામણી લાગે એવી છે. ખરું જોતાં તે તેવી નથી. ભલીભાંતે જીવવા રહેવા જોઈએ તે કરતાં વધુ જમીન કોઈ માણસ પાસે ન હોવી જોઈએ. આપણી આમપ્રજાનું દારુણ દારિદ્ય તેમની પાસે પોતાની કહી શકાય એવી કશી જમીન ન હોવાને કારણે જ છે, એ વાતની કોનાથી ના પડાય એમ છે?

પણ એ સુધારો એમ ઝટપટ કરાવી લેવાય તેવો નથી એ પણ સમજવું જરૂરી છે. જો એ અહિંસક માર્ગે કરાવવો હોય તો માલદાર તેમ જ મુફલિસ બેઉની કેળવણીથી જ એ સાધી શકાય. માલદારોને અભયદાન મળવું જોઈએ કે તેમની સામે કદી હિંસા આચરવામાં નહિ આવે. મુફલિસોને પણ

સમજ મળવી જોઈએ કે એમની મરજી વિરુદ્ધ કશું કામ કરવાની એમને ફરજ પાડવાનો કોઈને પણ હક નથી, અને અહિંસા એટલે કે મરજિયાત કષ્ટ સહન કરવાની કળા શીખવાથી તેઓ પોતાની મુક્તિ સાધી શકે છે. હેતુસિદ્ધિ કરવી હોય તો મેં કહી તેવી કેળવણી અત્યારે જ શરૂ કર્યે છૂટકો. પ્રારંભિક પગલા તરીકે એકબીજા પ્રત્યે આદર અને વિશ્વાસનું વાતાવરણ જમાવવું જોઈએ. ઉપલા વર્ગો અને આમપ્રજા વચ્ચે હિંસક વિગ્રહ હોઈ શકે નહિ.

તેથી શ્રી. જયપ્રકાશે અહિંસાની ધરતી પર દોરેલી દરખાસ્તને સામાન્ય રૂપે સંમતિ આપવામાં જોકે મને મુશ્કેલી નથી, તોપણ રાજાઓની બાબતમાં તેમણે કરેલી દરખાસ્તમાં હું મારી સંમતિ પૂરી શકતો નથી. કાયદાની નજરે રાજાઓ સ્વતંત્ર છે. એ ખરું છે કે એમની સ્વતંત્રતાની વિશેષ કિંમત નથી, કારણકે તે જોરાવર પક્ષની બાંયધરી ઉપર અવલંબનારી છે. પણ આપણી સામે તો તેઓ પોતાની સ્વતંત્રતા બજાવી શકે જ. શ્રી. જયપ્રકાશના મુસદ્દામાં કલ્પ્યું છે તેમ જો આપણે અહિંસામાર્ગે આઝાદ થઈ શકીએ તો હું એવી સમાધાનીની કલ્પના નથી કરતો જ્યાં રાજાઓનું નામ ભૂંસાઈ ગયું હશે. જે કંઈ સમાધાની થશે તે પ્રજાએ સંપૂર્ણપણે પાળવી પડશે. તેથી હું તો એવી જ સમાધાની કલ્પી શકું છું જેમાં મોટાં રાજ્યો પોતાનો દરજ્જો ટકાવીને રહેશે. એક રીતે આ સ્થિતિ અત્યારની સ્થિતિ કરતાં ઘણી ચડિયાતી હશે; પણ બીજી રીતે એ મર્યાદિત હશે. કારણ એમાં દેશી રાજ્યોની પ્રજા હિંદના બીજા ભાગોમાં પ્રજાને હશે તેવા જ સ્વરાજના હકો ભોગવશે. તેને વાણીનું સ્વાતંત્ર્ય હશે. છાપાં મુક્ત

હશે. શુદ્ધ ન્યાય સૌને મળવાની બાંયધરી હશે. કદાચ શ્રી. જયપ્રકાશને રાજાઓ આપમેળે પોતાની આપખુદ સત્તાઓ છોડે એવી શ્રદ્ધા નથી; મને છે. કારણ એક તો તેઓ આપણા જેવા જ માનવી છે; અને બીજું એ કે સાચી અહિંસાની અમોઘ શક્તિમાં મને અપાર શ્રદ્ધા છે. તેથી અંતમાં હું એમ કહીને પૂરું કરીશ કે જો આપણે આપણી પોતાની જાતને, આપણામાં શ્રદ્ધા હોય તો તેવી શ્રદ્ધાને, અને પ્રજાને સાચા નીવડીશું તો રાજાઓ અને બીજા બધા પણ સાચા થશે અને આપણને અનુકૂળ થશે. અત્યારે તો આપણે જ અધકચર્યાં જિગરવાળા છીએ. એવી અધકચરી શ્રદ્ધામાંથી કદી સ્વાતંત્ર્યનો ઉદય થવાનો નથી. અહિંસાનો આરંભ તેમ જ અંત આત્મપરીક્ષણ અને અંતરખોજમાં રહેલો છે.

સેવાગ્રામ, ૧૪–૪–૪૦

હરિજનબંધુ, ૨૧–૪–૧૯૪૦

૮૯

# રાજાઓ અને આજનો પ્રસંગ

કેટલાક ભાઈઓ દેશી રાજ્યોમાંથી આવ્યા હતા. તેમણે દેશી રાજ્યોમાં પ્રવર્તતી સ્થિતિનો — પ્રજામાં વ્યાપેલું ભયભીતપણું, અરક્ષિતતા અને ઝઝૂમી રહેલી અરાજકતા એ બધાનો — ભીષણ ચિતાર આપ્યો અને પૂછ્યું, "રાજાઓ શું કરે?"

ગાંધીજીના ઉત્તરનો સારાંશ આ હતો: "તેમણે રાજા મટીને પ્રજાના સેવક બનવું જોઈએ." એ જ વાતનો વિસ્તાર તેમણે પછીના સંવાદમાં કર્યો:

"રાજાઓએ તેમનાં ઊંચાં સિંહાસન પરથી ઊતરવું પડશે અને લોકોનો સહકાર ખોળવો પડશે. તેઓ એમ કરે તો અંધાધૂંધી કરનારાં બળોને દબાવી દેવાને તેમને પશુબળનો ઉપયોગ કરવાની જરૂર ન રહે. મહાસભા રાજાઓનો નાશ કરવા નથી માગતી, એટલે રાજાઓ પોતાનાં શાંતિ ને સંતોષ ફેલાવવામાં મહાસભાનો સહકાર માગી શકે છે.

"તેમણે પ્રજાના સાચા સેવક બનવું પડશે. એમ કરે તો એમનો નાશ કરવાનો વિચાર કોઈ ન કરે. તેઓ જો સેવક હોય ને પ્રજા શેઠ હોય તો શેઠ સેવકનો નાશ શા સારુ કરે? તમે કહો છો કે કેટલાક નાના રાજા એવા છે જે મહાસભાની સાથે સમાધાની કરવા આતુર છે. એમ હોય તો

જે વસ્તુઓ અતિ આવશ્યક અને ધરમૂળની છે તે કરવામાં તેમને શી રોકાણ થાય છે?"

પેલા ભાઈઓ કહે: "તેઓ તો અમુક વસ્તુઓ કરવા માગે છે, પણ તેમને એક બાજુથી ચક્રવર્તી સત્તાનો ડર ને બીજી બાજુથી પોતાની પ્રજાનો ડર છે. એમનાં મનમાં કંઈક એવો ડર પેસી ગયો છે કે લોકો એમના પર જૂનાં વેર વાળ્યા વિના નહિ રહે."

"એમના બંને ડર પાયા વિનાના છે. તેઓ જો ન્યાયથી વર્તે તો લોકો જૂનાં વેર વાળવા માગે એ મારા માન્યામાં આવતું જ નથી. આપણા લોકો કીનાખોર સ્વભાવના નથી. ઔંધના રાજાને તેમના રાજ્યમાં બળવો થવાની બીક છે ખરી કે? નથી, કેમકે રાજાએ પોતાની લગભગ બધી સત્તા છોડી દીધી છે એમ જાણ્યા પછી લોકો કોની સામે બળવો કરવાના? બળવો કરવા માગે જ તો રાજા તેમને કહી શકે છે કે, 'આવો, ને મારા મહેલનો કબજો લઈ લો; હું તો ગરીબમાં ગરીબની ઝૂંપડીમાં જઈને સંતોષથી રહીશ.' ઔંધના રાજાના દીકરા આપ્પાસાહેબ રાજ્યનો કોઈ નોકર નહીં ઉઠાવતો હોય એટલી જહેમત લોકોને સારુ ઉઠાવે છે.

"પણ ખરી વાત એ છે કે રાજાઓની દાનત સાફ છે એવી પ્રજાના મનની પાકી ખાતરી થવી જોઈએ. રાજાઓએ બે વસ્તુ કરવી આવશ્યક છે. એક તો એ કે તેઓ પોતાનાં જીવન વિશુદ્ધ કરે ને પોતાની રહેણી સાદામાં સાદી કરી નાંખે. તેઓ પોતાના મોજશોખ પાછળ અઢળક ધન ખરચે છે તેનો તો કંઈ બચાવ જ નથી. હજારો પ્રજાજનોને એક ટંક પેટપૂર અન્ન ન મળતું હોય એવે વખતે પ્રજાના પૈસા મોજશોખ ને

ભોગવિલાસમાં વેડફી નાખતાં રાજાઓનો જીવ કેમ ચાલે છે એ હું સમજી જ નથી શકતો. મહિને બસો ત્રણસો રૂપિયા લઈને એમને કેમ સંતોષ ન થવો જોઈએ? પણ મારા કહેવાનો મુદ્દો આ છે: પ્રજા જે આપે તે લઈને તેમણે સંતોષ માનવો જોઈએ. રાજાના ખાનગી ખરચનો આંકડો પ્રજાના મતથી નક્કી થવો જોઈએ, અને રાજા પોતાને માટે કેટલા પૈસા લે તે કહેવાનો પૂરેપૂરો હક પ્રજાને જ્યાં સુધી ન હોય ત્યાં સુધી રાજ્યબંધારણના કોઈ પણ સુધારાની અને કોઈ પણ અંદાજપત્રકની કશી કિંમત નથી. નવો યુગ શરૂ થઈ ચૂક્યો છે, અને જે રાજાની રહેણી મોટે ભાગે તેની પ્રજાની રહેણીને મળતી નહીં હોય, અને જે પ્રજાની જોડે તાદાત્મ્ય નહીં સાધે તેને પ્રજા સાંખી રહેવાની જ નથી.

"એ એક વાત થઈ. બીજી વાત એ છે કે રાજ્યના ન્યાય આપનારા અધિકારીઓ નિષ્પક્ષ ને પ્રામાણિક, ને તેથી રાજાઓની સત્તાથી સ્વતંત્ર, હોવા જોઈએ. આજે કોઈ પણ રાજ્યમાં ન્યાયખાતાના અધિકારીઓ ખરેખરા સ્વતંત્ર છે એમ હું નિઃશંકપણે નહિ કહી શકું. તે ઉપરાંત પ્રજાજનોને નાગરિકોના બધા હકો હોવા જોઈએ.

"આ તો સુધારાની દિશામાં મંગલાચરણ ગણાય. રાજાઓને ચક્રવર્તી સત્તાનો ડર લાગતો હોય તો તે પણ નિષ્કારણ છે. સાચા સુધારાની આડે આવે એવું કશું ખુલ્લી રીતે કહેવા કે કરવાની એ સત્તાની હિંમત નથી. જ્યાં જ્યાં તે વચ્ચે પડી છે ત્યાં તેણે તે તે રાજાના કંઈક ચારિત્રદોષનું બહાનું બતાવ્યું છે. એ પરથી સાર એ કાઢવાનો છે કે રાજાઓનું ચારિત્ર એ સતીના સતની પેઠે એવું અણીશુદ્ધ

હોવું જોઈએ કે તેને વિષે કોઈના મનમાં શંકા જ ન પેદા થાય. રાજાઓને મહાસભાનો ડર છે એમ તમે કહો છો એને વિષે તો એટલું જ કહેવાનું કે રાજાઓ જાણે કે મહાસભા તો તેમની જોડે સમજૂતી પર આવવાને સદા તૈયાર બેઠી છે. મહાસભા એ અહિંસાના ધ્યેયને વરેલી સંસ્થા છે. રાજાઓ સ્વેચ્છાએ પોતાની પ્રજાની સત્તાને તાબે થાય, એટલે મહાસભા જરૂર તેમની જોડે મિત્રાચારી કરશે. તેઓ જો એમ ન કરે તો આગળ ઉપર તેમને વસમું પડવાનું છે ખરું. હું ફરી વાર કહું કે મહાસભા રાજાઓનો નાશ કરવા નથી નીકળી. તેઓ પોતે જ પોતાની રીતરસમ ન સુધારે ને આત્મનાશ વહોરી લે તો જુદી વાત છે. પ્રજાનો સેવક બનવામાં સંતોષ માનનાર એક પણ રાજા હશે તો મહાસભા તેને પડખે ઊભી રહેશે.”

સીમલા જતી ગાડીમાં, ૨૭–૬–૪૦

હરિજનબંધુ, ૧૭–૮–૧૯૪૦

૯૦

## દેશી રાજ્યોમાં

પ્ર૦ — દેશી રાજ્યોમાં મહાસભાના સભ્ય ન બનાવાય?

ઉ૦ — આ પ્રશ્ન વારંવાર પુછાય છે. મેં તો શરૂઆતથી જ અભિપ્રાય આપ્યો છે કે દેશી રાજ્યોમાં મહાસભાના સભ્ય બનાવવા એ દરેક રીતે અનુચિત છે. એમ કરતાં ઘર્ષણ થવાનો સંભવ રહે છે, અને સંતોષકારક સંગઠન પણ નથી થવા પામતું. દેશી રાજ્યોના જે માણસો મહાસભાના સભ્ય થવા માગતા હોય તેઓ બ્રિટિશ હિંદમાંની પોતાની નજીકની મહાસભા સમિતિના સભ્ય બને. સારું તો એ છે કે દેશી રાજ્યોવાળા પોતપોતાનાં રાજ્યોમાં જ બની શકે એટલું કામ કરે. એ કામ તો મોટે ભાગે રચનાત્મક જ હોઈ શકે. તેની જ મારફતે સાચી જાગૃતિ ને દેશદાઝ પેદા થઈ શકે. મહાસભાના સભ્ય થવાને બદલે મહાસભાની વૃત્તિવાળા, મહાસભાની ભાવનાવાળા બનવાથી વધારે અને સાચું કામ થઈ શકે છે, એવો મારો મત છે.

પ્ર૦ — દેશી રાજ્યોમાં મહાસભાના સભ્ય બનાવાય તો ચરખા સંઘ અથવા પ્રજામંડળના કાર્યકર્તા એ કામ ન કરે? કે એ કામમાં સહકાર પણ ન આપે?

ઉ૦ — બંને સંસ્થાઓ પોતપોતાના ક્ષેત્રની બહાર ન જાય. ચરખા સંઘને તો મનાઈ છે જ. ચરખા સંઘ એ

મહાસભાની કૃતિ છે ખરો, પણ તેને રાજ્યપ્રકરણની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ નથી. એ પારમાર્થિક અને આર્થિક સંસ્થા છે. એવી સંસ્થાની મારફત એ કામ ન લઈ શકાય. પ્રજામંડળને માટે નોખી નીતિ છે. પરિણામ એક જ છે. પ્રજામંડળો મુસીબતોનો સામનો કરીને પોતાનું કામ કરે છે. તેના પર મહાસભાના સભ્ય બનાવવાનો બોજો લાદવામાં હું ભારે જોખમ જોઉં છું. જો સભ્ય ન બનાવી શકાય તો સહકાર કેમ આપી શકાય? સહકારનો અર્થ માનસિક સહાનુભૂતિ હોય તો તે તો મળશે જ. ત્રણે સંસ્થાઓનાં કાર્યક્ષેત્ર અંકાયેલાં છે. પોતપોતાના સાચા કામથી જ તેઓ એકબીજાને મદદ આપી શકે. એમ કરવું છે પણ સ્વાભાવિક. એક ભાવના ત્રણેને પ્રેરી રહી છે. મહાસભા રાજ્યપ્રકરણમાં સફળ થાય તો ચરખા સંઘને અને પ્રજામંડળોને એ સફળતાથી લાભ થયા વિના નહીં રહે. એ રીતે ચરખા સંઘની સફળતાથી મહાસભાની સેવા થાય જ છે. એક પણ પ્રજામંડળ તેના કામમાં સફળ થાય તો તેટલે અંશે મહાસભાને અવશ્ય બળ મળશે. પણ જો તે પોતાના ક્ષેત્રથી બહાર જાય તો નુકસાન થવાનો સંભવ છે.

સેવાગ્રામ, ૯–૯–૪૦

હરિજનબંધુ, ૧૪–૯–૧૯૪૦

## ૯૧

# દેશી રાજ્યો અને મહાસભા

ગુજરાતના દેશી રાજ્યના એક કાર્યકર્તા નીચે પ્રમાણે લખે છે:

"આજના 'હરિજનબંધુ'ના અંકમાં પહેલે જ પાને 'દેશી રાજ્યોમાં' એવા પેટામથાળા નીચે જે લખાણ છે તેમાં આપે એમ જણાવ્યું છે કે, 'દેશી રાજ્યોમાં મહાસભાના સભ્ય બનાવવા એ દરેક રીતે અનુચિત છે. એમ કરતાં ઘર્ષણ થવાનો સંભવ રહે છે, અને સંતોષકારક સંગઠન પણ નથી થવા પામતું.'

મને લાગે છે કે આપના આ કથનથી ભારે ગેરસમજ થવાનો સંભવ છે. આપનો ઇરાદો એવો હોય ખરો કે 'દેશી રાજ્યોમાં મહાસભાની સમિતિની રચના કરવી એ દરેક રીતે અનુચિત છે... વગેરે.'

આપે તે પછીની લીટીમાં જણાવ્યું છે કે, 'દેશી રાજ્યોના જે માણસો મહાસભાના સભ્ય થવા માગતા હોય તેઓ બ્રિટિશ હિંદમાંની પોતાની નજીકની મહાસભા સમિતિના સભ્ય બને.' બીજું વાક્ય વાંચનારના મનમાં પહેલા વાક્યથી ઊભી થયેલી ગેરસમજ દૂર થાય ખરી. પરંતુ જેઓ ગેરસમજ ઊભી કરવાને ટેવાયેલા હોય તેઓ પ્રચાર કરતી વખતે આપનાં લખાણનો તેમને અનુકૂળ જ ઉપયોગ કરે એ સ્વાભાવિક છે.

આજે વસ્તુસ્થિતિ એવી છે — ખાસ કરીને ગુજરાતમાં — કે દેશી રાજ્યોમાં મહાસભાના સભ્યો નોંધાય છે, અને તે સભ્યો પડોશની બ્રિટિશ હિંદની તાલુકા સમિતિને દફતરે નોંધાયેલા સભ્યો

ગણાય છે. દેશી રાજ્યોમાં મહાસભાની કોઈ સમિતિની રચના કરવામાં નથી આવી.

કૃપા કરી આપ એટલી સ્પષ્ટતા 'હરિજનબંધુ' મારફત કરશો કે આપની સલાહ દેશી રાજ્યોમાં મહાસભાના સભ્યો ન નોંધવા એવી છે, કે તેવા નોંધાયેલા સભ્યોની મહાસભા સમિતિ ન રચવી એવી છે?"

આ કાગળમાં જે ચોખવટ લેખકે માગી છે તે મારી નોંધમાં સ્પષ્ટ છે. જે અર્થ લેખકે કર્યો છે એ જ મારી નોંધનો છે. જેઓને કોઈ લખાણનો ઊંધો અર્થ કરવો છે તેને સારુ ગમે તેવાં સ્પષ્ટ લખાણો કર્યાં હોય તે નકામાં છે. કોઈ પણ લેખકના લખાણમાં એક વાક્ય તેના સંબંધમાંથી નોખું પાડીએ તો આપણી ઇચ્છા પ્રમાણે અર્થ ઘટાવી શકીએ છીએ. પણ તે લેખકનો અર્થ નહીં હોય. આટલું યાદ રાખવાની જરૂર છે કે મારી નોંધ બધાં દેશી રાજ્યોને લાગુ પડે છે. એ નોંધ લખતાં ગુજરાત મારા ધ્યાનમાં ન હતું. હું જાણતો હતો કે ગુજરાતમાં મૂળથી જ સરદારે ખરી નીતિ ચલાવી છે. પણ હિંદુસ્તાનના બીજા ભાગોમાં ત્યાંત્યાંના નેતાઓએ જુદી નીતિ સ્વીકારી છે. કેટલાંક દેશી રાજ્યોમાં જ મહાસભાની સમિતિઓ સ્થાપવામાં આવી છે. આવાં રાજ્યોને ધ્યાનમાં રાખીને મારી નોંધ લખાઈ હતી. મારી નોંધનું મુખ્ય વાક્ય યાદ રાખવું જોઈએ કે મહાસભાની સેવા કરવા સારુ મહાસભામાં દાખલ થવાની જરૂર નથી, પણ મહાસભાનું માનસ હૃદયમાં રાખી તેના આદેશોનો મૂગે મોઢે અમલ કરવો. એવું કરોડોએ પ્રસંગ આવ્યે કરી બતાવ્યું છે. એવું આપણે સહુ કરી બતાવીએ. એટલે કે મહાસભામાં

દાખલ થઈએ તો તે કેવળ સેવાભાવથી, ફરજ સમજીને; અધિકાર મેળવવા કદી નહીં. ઘણી વેળા મહાસભામાં કેવળ પક્ષાપક્ષી ચલાવવા ભરતી કરવામાં આવે છે. આ જૂઠી લાલચમાંથી સહુ મુક્ત રહે.

મુંબઈ, ૧૭-૯-૪૦

હરિજનબંધુ, ૨૧-૯-૧૯૪૦

## ૯૨

# હૈદરાબાદ

"નિઝામ રાજ્ય પાસેથી અંગ્રેજોએ એક કે બીજે બહાને વરાડ, દત્તમંડળ, કર્ણાટક વગેરે પ્રદેશો પડાવી લીધા છે તેને અંગેના નિઝામ સરકારના હક વિષે આપ શું કહો છો?"

આ પ્રશ્નનો જવાબ આપવો જોઈએ. જેટલે અંશે આ પ્રદેશો અંગ્રેજોએ પડાવી લીધા હોય તેટલે અંશે તે અંગ્રેજો પાસેથી મેળવવાનો હક પ્રાપ્ત થાય છે એમાં શક નથી. ન્યાયની વાત કઈ કહેવાય એમ મને પૂછવામાં આવે તો હું એટલું જ કહું કે તે તે પ્રદેશની પ્રજાને પસંદગી કરવા કહેવું જોઈએ. હું તો એ જ એક ન્યાય જાણું છું.

પણ મારું કહેવું એમ છે કે આ જાતની બધી ચર્ચા કેવળ તાત્ત્વિક ગણાય. ભૂગોલદૃષ્ટિએ એક અખંડ એકમ તરીકે હિંદ જો પોતાનું સ્વાતંત્ર્ય મેળવશે — અને કોક દિવસ તો મેળવશે જ — તો એનો અર્થ એ થશે કે એનું એકેએક અંગ સ્વતંત્ર થશે. વળી એ સ્વતંત્રતા જો અહિંસાને માર્ગે મેળવી હશે તો એ બધાં અંગો સ્વેચ્છાએ એકબીજાનો આધાર લઈને રહેતાં હશે, અને એક મધ્યવર્તી પ્રતિનિધિ સત્તા હેઠળ પૂરી એકસંપીથી પોતપોતાના કારોબાર ચલાવતાં હશે. મધ્યવર્તી સત્તા પણ એવાં અંગોના તેના પ્રત્યેના વિશ્વાસમાંથી પોતાનું સત્તાબળ મેળવતી હશે. એથી ઊલટું જો હિંદે પોતાની આઝાદી શસ્ત્રબળથી મેળવી હશે તો પછી જે સૌથી બળવાન

સત્તા હશે તે આખા હિંદ ઉપર અમલ ચલાવશે. આવી બળવાન સત્તા તે હૈદરાબાદ રાજ્ય પણ હોઈ શકે. નાનાં મોટાં તમામ રાજ્યો ઇચ્છાએ કે અનિચ્છાએ બ્રિટિશ ઝૂંસરીમાંથી તો છૂટાં થશે જ. તે બધાં પોતપોતાની હસ્તી ટકાવવા લડશે, જે સૌથી જબરદસ્ત ઠરશે તેને શરણે જશે, અને પેલો જબરદસ્ત હિંદનો સમ્રાટ બનશે. આવું તો જ બની શકે જો કરોડોની નિઃશસ્ત્ર પ્રજા સશસ્ત્ર રાજ્યોના સંગઠન સામે લાચાર બની તેને વશ થશે. બીજી પણ ઘણી શક્યતાઓ છે. બ્રિટિશ લશ્કરના હિંદી ભાગમાં એવી સ્થિતિમાં ઘણે ભાગે પોતાનું બળ અને સ્વતંત્ર હસ્તીનું ભાન પેદા થશે. મુસ્લિમ ફોજ, શીખ ફોજ, ગુરખા સેના, રાજપૂત સેના, એવાં કૈક લશ્કરો કદાચ ઊભાં થયાં હશે. કદાચ તેઓ કાં તો આપસમાં લડશે, અથવા તો કોઈક રાષ્ટ્રીય પક્ષ જોડે મળી જઈને રાજાઓ સામે વ્યાપક સંગઠન રજૂ કરશે. વળી એમ પણ બને કે સરહદ પરથી લડાયક કોમો અહીં ઊતરી પડે, અને આવી લૂંટમાં અથવા તો સર્વોપરી રાજસત્તામાં પણ ભાગ પડાવવા માગે.

એવા સંજોગો ઊભા થવા પામે તો તે વખતે મહાસભા પાસે જો તેની અહિંસા કશી સિલક રહી હશે તો તે હિંદમાં સર્વવ્યાપી શાંતિ સ્થાપવાના પ્રયત્નમાં મરી છૂટશે. એમ બનવું પણ અશક્ય નથી કે એ બધાં લડનારાં તત્ત્વોને એક મધ્યવર્તી સત્તાની નૈતિક આણ માનીને સ્વેચ્છાપૂર્વક તેનું શરણ સ્વીકારવામાં એકથી વધુ રીતે લાભ દેખાય. આમ બને તો એનો અર્થ એ થયો કે પ્રજાનાં તમામ સ્ત્રીપુરુષોને મતાધિકાર હશે, અને તેનો ઉપયોગ શિસ્તબદ્ધ અને રાજદ્વારી બાબતોમાં

સમજદાર એવાં મતદારમંડળો દ્વારા થતો હશે. એનો અર્થ એ પણ થયો કે કોમી અને બીજા કુસંપોનું યોગ્ય અને કાયમનું દફન થયું હશે.

પણ આવું ન બને એમ સંભવે. અત્યારે કશું આશાદાયક ચિહ્ન નથી. પણ હું શ્રદ્ધાળુ માણસ છું. અને શ્રદ્ધાની આંખને બધું જ શક્ય દેખાય છે. પણ ધારો કે બધું જ અવળું ઊતરે અને ભૂંડામાં ભૂંડી દશા થાય ને દેશમાં અંધાધૂંધી ફેલાય તો ઈશ્વરસાક્ષીએ હું તો એટલું જ કહી શકું છું કે હું એ વેળા આ કે તે એવી પસંદગી કરવા જીવતો નહિ હોઉં. એ અંધાધૂંધીની જ્વાળાને મારા નાનકડા કંપતા હાથથી ઓલવવાના વ્યર્થ પ્રયત્ન કરતાં કરતાં જ હું મરીશ. પણ જો તમે મને અત્યારથી જ એમ પૂછો કે એક બાજુ એવી અંધાધૂંધી અને બીજી બાજુ બ્રિટિશ અથવા બીજી કોઈ વ્યવસ્થિત વિદેશી હકૂમતની સત્તા બેની વચ્ચે હું કોને વધુ પસંદ કરું, તો હું વગર આનાકાનીએ પેલી અંધાધૂંધીને જ પસંદ કરીશ— અગર કહો કે નાના મોટા ખંડિયા બનેલા રાજાઓના કે સરહદની મુસ્લિમ કોમોના ટેકાથી બધાના સરદાર બની બેઠેલા નિઝામની સત્તાને કબૂલ કરીશ. એવી સત્તા પણ મારે હિસાબે તો સોયે સો ટકા દેશી લેખાશે. ગમે તેવું પણ એ 'હોમરૂલ' (ઘરનું રાજ) હશે, જોકે સ્વરાજથી તો એ દૂર, સુદૂર જ હશે. પણ સાથેસાથે એટલું પણ હું ફરી કહી દઉં કે, જોકે તાત્ત્વિક દલીલરૂપે આ બધું હું લખી શકું છું, છતાં જો સાચે જ એવી સ્થિતિ મારી સામે આવીને ઊભે તો મારી પસંદગી કાં તો પ્રજાની જ ખાતર અને પ્રજાને હાથે ચાલનારું પ્રજાશાસન અને કાં તો મૃત્યુ એ બેની વચ્ચે જ થશે. પ્રથમ ગણાવ્યું તે

પ્રજાશાસન એટલે જ નિર્ભેળ અહિંસાનું શાસન. હવે તમે સમજ્યા હશો કે મારી અહિંસા રૂના પોલ જેવી પોચી નથી પણ 'વજ્રથીય વધુ કઠણ (છતાં) ફૂલથીયે કુમળી' છે. એની ઉપમા એ પોતે જ છે; બીજી ઉપમા જ એને સારુ નથી.

તો પછી તમે મને સહેજે પૂછશો કે મારી આ વ્યવસ્થામાં રાજાઓને સારુ કયું સ્થાન છે? અહિંસામાં રહેલી બધી વસ્તુઓ તમે પૂરેપૂરી સમજી ગયા હો તો આવો પ્રશ્ન તમારા મનમાં ન ઊઠવો જોઈએ. કારણ કે શસ્ત્રના પીઠબળ વગરના એક મધ્યવર્તી સંગઠનની નૈતિક સત્તાને તાબે રહીને ચાલનારા રાજાઓ તે વખતે પ્રજાસેવકો તરીકે પ્રજામાં માનભર્યું સ્થાન પામશે. પોતાની ફરજો ખુશીથી અદા કરવામાં રહેલા કુદરતી હક સિવાય કોઈને કશા હક નહિ હોય. એટલે આલા હજરત નિઝામ તે વખતે લોકોના પસંદ કરેલા પ્રજાસેવક જ હશે. માત્ર તે વખતે એમની પ્રજામાં મને કમને એમની આજની સરહદમાં વસતી પ્રજાની જ ગણના નહિ થાય, પણ કદાચ આખા હિંદની પ્રજાની પણ ગણના થાય. આને સ્વપ્નસૃષ્ટિ તરીકે ન ગણી કાઢતા. હું મને વહેવારુ માણસ ગણાવું છું. જો મહાસભા પોતાની નીતિને વફાદાર રહેશે તો આજે હવાઈ તરંગ જેવું જણાતું હશે તે કાલ સવારે ભાવતું સત્ય નીવડે તો નવાઈ નહિ. મારી યોજનામાં માણસની બુદ્ધિને કે રચનાત્મક પ્રયત્નને વ્યર્થ નીવડવાપણું છે જ નહિ. આ અનુસંધાનમાં નામાંકિત અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સે મનુષ્યના અધિકાર વિષે મારા ઉપર મોકલેલા તારનો મેં જે જવાબ મોકલ્યો હતો તે અહીં ટાંકું:

"તમારો તાર મળ્યો. મેં તમારા પાંચે લેખ કાળજીપૂર્વક વાંચ્યા છે. તમે ઊંધે માર્ગે ચડ્યા છો. અધિકારોનો તખતો તમારા કરતાંયે વધુ સોહામણો હું દોરી આપું એમ છું. પણ એનો શો ઉપયોગ? એની ખોળાધરી આપનાર વાલી કોણ થશે? પ્રચારકાર્યથી અને પ્રજામત કેળવ્યેથી એમ થશે એમ કહેતા હો, તોપણ તમને કહું છું કે તમે અવળે છેડેથી શરૂઆત કરી છે. હું સાચો રસ્તો સૂચવું છું. માનવી કર્તવ્યનો તખતો દોરીને આરંભ કરો. એમ કરશો તો, શિયાળાની પાછળ વસંતઋતુ તેમ આની પાછળ માનવી હકો અચૂક ચાલ્યા આવશે. હું અનુભવથી આ લખું છું. જુવાન વયે મારા અધિકારો પ્રસ્થાપિત કરવાના પ્રયાસોથી મેં જીવનની શરૂઆત કરેલી. થોડા જ સમયમાં મેં જોયું કે મારે અધિકાર કશા હતા જ નહિ — મારી સ્ત્રી પર પણ નહોતા. તેથી મારી સ્ત્રી પ્રત્યેની, બાળકો પ્રત્યેની, મિત્રો, સાથીઓ અને સમાજ પ્રત્યેની ફરજો સમજવા ને અદા કરવાના પ્રયત્નોથી મેં શરૂઆત કરી. અને આજે હું જોઉં છું કે જેટલા અધિકારો આજે મને છે તેટલા ભોગવનારો દુનિયામાં બીજો કોઈ માણસ મારી જાણમાં નથી. આ દાવો વધુપડતો લાગતો હોય તો એટલું કહીશ કે આજે મારા કરતાં વધુ હકો ધરાવતો હોય એવો માણસ મેં જાણ્યો નથી."

સેવાગ્રામ, ૮–૧૦–૪૦
હરિજનબંધુ, ૧૯–૧૦–૧૯૪૦

૯૩

# ત્રિવિધ પાપનું પ્રક્ષાલન

[શ્રી. પ્યારેલાલે ૧૯૩૯ અને ૧૯૪૦માં દેશી રાજાઓના ચક્રવર્તી સત્તા સાથેના સંબંધ વિષે અંગ્રેજીમાં એક લેખમાળા લખી હતી, તે થોડાક મહિના પહેલાં 'Status of Indian Princes' (દેશી રાજાઓનો દરજ્જો) એ નામે નાના પુસ્તકરૂપે પ્રસિદ્ધ થઈ છે. તેની જે પ્રસ્તાવના ગાંધીજીએ મૂળ અંગ્રેજીમાં લખી છે તેનો અનુવાદ નીચે આપ્યો છે.]

ભાઈ પ્યારેલાલે હિંદના રાજાઓના દરજ્જાના વિષયનો ઊંડો અભ્યાસ કર્યો છે ને તેને પરિણામે આ પુસ્તકમાંનાં સાત પ્રકરણો લખ્યાં છે. તે પુસ્તકાકારે ઘણા વખત પહેલાં પ્રસિદ્ધ થવાં જોઈતાં હતાં, અને મારા બીજા વ્યવસાયો આડે ન આવ્યા હોત તો થયાં પણ હોત. લેખક પોતે જેલમહેલમાં વિરાજે છે. તેથી આ પ્રકરણો જેવાં લખાયેલાં તેવાં જ પુસ્તકરૂપે પ્રગટ થાય છે. એ કદી વાસી થાય એવાં નથી. હિંદમાં જે લગભગ છસો રાજાઓ છે તેમના દરજ્જા વિષે આ પ્રકરણો કામગરા પ્રજાસેવકને કે વિદ્યાર્થીને સંક્ષિપ્ત રૂપમાં કંઈક ખ્યાલ આપે છે. આ પત્રિકાનો મુખ્ય ગુણ એ છે કે એમાં એવું કંઈ નથી જે પ્રમાણભૂત ગ્રંથો ને લખાણોમાંથી ન લેવામાં આવ્યું હોય. આવી જબરદસ્ત આપખુદી આ દેશમાં વર્તે છે તે અંગ્રેજોના લોકશાસન વિષેના દાવાને ખોટો પાડનાર મોટામાં મોટો પુરાવો છે, અને રાજાઓ અથવા આ

નરી આપખુદીની તાબેદારીમાં જેમને રહેવું પડે છે તે અભાગી પ્રજા એમાંથી એકેને ભૂષણરૂપ નથી. પોતાના માનવી તરીકેના ગૌરવનું જેને ભાન હોય એવા કોઈ પણ માણસના હાથમાં જે સત્તા ન રહેવી ઘટે તે સત્તા રાજાઓ પોતાના હાથમાં રાખે છે તેમાં તેમની શોભા નથી. જે પ્રજા પોતાની મનુષ્ય તરીકેની પ્રાથમિક સ્વતંત્રતા ઉપર આમ તરાપ વાગતી મૂગે મોઢે સહેતી આવી છે તેની પણ એમાં શોભા નથી. અને હિંદમાં અંગ્રેજી રાજ્ય ઉપર એ મોટામાં મોટું કલંક છે એમ કદાચ કહી શકાય. પણ આપણે હજુ આ ઘટનાઓની એટલા નજીક છીએ કે 'રાજાઓનું હિંદ' અથવા 'હિંદી હિંદ' એ નામથી સૂચવાતા વિભાગની રચના કેવા ખોટા પાયા પર થઈ છે તે આપણે સમજી શકતા નથી. એ તંત્ર તેના પોતાના જ અસહ્ય ભારથી ભાંગીને ભૂકા થઈ જશે. મારો નમ્ર અહિંસક પ્રયત્ન એ ત્રણે પક્ષને આ ત્રિવિધ પાપનું પ્રક્ષાલન કરવા સમજાવવાનો છે. એમાંનો એક પક્ષ પણ નિશ્ચયાત્મક પગલું ભરી શકે છે; તેની અસર બીજા બધાની ઉપર પડશે. પણ જો ત્રણે પક્ષ સામટા આ પાપની ભીષણતા સમજે અને સંયુક્ત પ્રયત્ન વડે તેને ધોઈ કાઢે તો એ એક ભવ્ય વસ્તુ થઈ જશે.

સેવાગ્રામ, ૨૩–૨–૪૧

## ૯૪

# રાજાઓને

[મુંબઈથી નીકળતા અંગ્રેજી પાક્ષિક 'સ્ટેટ્સ પીપલ'ના ચોથા વરસના આરંભ નિમિત્તે ગાંધીજીએ મોકલેલો જે સંદેશો તે પત્રના તા. ૨-૧૦-૧૯૪૧ના અંકમાં છપાયો હતો તેનો અનુવાદ નીચે આપ્યો છે.]

રાજાઓ અને તેમની પ્રજા વચ્ચેના સંબંધ વિષે હું કડક ને ચોકસ વિચારો ધરાવું છું. મારી દૃઢ પ્રતીતિ છે કે, 'યુદ્ધ'ના ગૌરવભર્યા નામથી ઓળખાતી જે ગાંડી કતલ આજે ચાલી રહી છે તેને અંતે અચૂક સ્થપાનારા નવા વિશ્વતંત્રમાં રાજાઓની હસ્તી તો જ રહેશે જો તેઓ પ્રજાના સાચા સેવકો બનશે, અને પોતાની સત્તાને માટે તલવારબળ પર નહીં પણ પ્રજાનાં પ્રેમ ને સંમતિ પર આધાર રાખતા થશે. આવો મારો નિશ્ચિત મત હોઈ દેશી રાજ્યોની પ્રજાને મારી એ સલાહ છે કે તેઓ ધીરજ કેળવે, અને જે જવાબદારીઓ તેમના પર તેમની ઇચ્છા હોય કે ન હોય તોપણ પડવાની છે તેને માટે પરિશ્રમપૂર્વક મૂગું રચનાત્મક કાર્ય કરીને તૈયારી કરે.

આનો અર્થ એ નથી કે તેમણે તીવ્ર ને આકરા જુલમને તાબે થવું. એ જુલમના ઘણા હેવાલો મારી પાસે આવ્યા કરે છે. એવા જુલમનો તો તેનો ભોગ થનારાઓએ બની શકે તેટલી સારી રીતે સામનો કરવો જ જોઈએ. હું તો સારામાં સારી રીત અહિંસાની જાણું છું. એનું જ બીજું નામ જ્ઞાન ને નિશ્ચયપૂર્વક કરેલું કષ્ટ-

સહન છે. પણ વ્યક્તિઓ પર શારીરિક જુલમ ગુજર્યાના ને તેમની હડધૂત થયાના દાખલા મારી જાણમાં આવ્યા છે. એ જો સાચા હોય અને જો એવા જુલમો જે માણસોના પર ગુજર્યા હોય તેમને અહિંસામાર્ગની જાણ ન હોય, તો તેઓ અંતરમાંથી જેટલી હિંસા પ્રગટાવી શકે તે બધી વાપરીને એ જુલમોનો સામનો કરશે, અને એ શારીરિક જુલમો અને હડધૂતનો સામનો કરતાં મોતની ભેટ કરવી પડે તો કરશે.

એવો હિંસક સામનો લગભગ અહિંસામાં ગણાશે— જેમ વિકરાળ બિલાડીનો ઉંદરે કરેલો સામનો ગણાય છે. કોઈ નિઃશસ્ત્ર માણસના દેહ પર કોઈ જાલિમોની સશસ્ત્ર ટોળી અનેક યાતનાઓ ગુજારી રહી હોય એવા માણસની કલ્પના મારા મનમાં છે. કોઈ પણ માણસ શરીરે ગમે તેટલો નબળો હોવા છતાં તેનામાં જો સામનો કરવાનું સંકલ્પ-બળ હોય અને સામી છાતીએ મોતની ભેટ કરવાની શક્તિ હોય, તો તેણે ગમે તેટલાં સંકટોની સામે પોતાને અસહાય માનવાની જરૂર નથી.

હું રાજાઓનો સાચો મિત્ર હોવાનો દાવો કરું છું. મારો એ દાવો રાજાઓ સ્વીકારે એમ હું ઇચ્છું છું. એવા મિત્ર તરીકે હું તેમને કહેવા ઇચ્છું છું કે, યુગધર્મને ઓળખવાનો રસ્તો એ છે કે તલવારનું બળ સાવ નિરુપયોગી છે એ સમજવું. બાઇબલમાં કહ્યું છે કે, ' જેઓ તલવાર ઉઠાવશે તેમનું મોત તલવારથી જ થશે.' એ વચન આપણે ધારેલું એના કરતાં વહેલું સાચું ઠરવાનું છે.

સેવાગ્રામ, ૨૦–૯–૪૧

# સૂચિ

# ગાંધીજીનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦—૨—૦ |
| અહિંસા | ૦—૮—૦ |
| આત્મકથા ભા. ૧–૨ | ૧—૦—૦ |
| આત્મકથા ભા. ૧–૨ (નાગરી લિપિ) | ૦–૧૪—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| ખરી કેળવણી | ૦–૧૨—૦ |
| ગીતાબોધ | ૦—૧—૬ |
| ગોસેવા | ૦—૫—૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ૦–૧૨—૦ |
| દ૦ આ૦ સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧–૨ | ૧–૧૨—૦ |
| ધર્મમંથન | ૦–૧૨—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૬—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦–૧૪—૦ |
| સર્વોદય | ૦—૧—૬ |
| સૉક્રેટીસનો બચાવ | ૦—૧—૦ |
| સો ટકા સ્વદેશી | ૧—૪—૦ |
| હિંદ સ્વરાજ (છાપેલું) | ૦—૪—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# શાળોપયોગી પુસ્તકો

| | |
|---|---|
| અપંગની પ્રતિભા | ૦—૧૨—૦ |
| આત્મકથા | ૧—૦—૦ |
| ઓતરાતી દીવાલો | ૦—૬—૦ |
| કાવ્યપરિચય ભા. ૧–૨ | ૧—૬—૦ |
| કુંવરબાઈનું મામેરું | ૦—૬—૦ |
| કેળવણીના પાયા | ૧—૦—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| ખરી કેળવણી | ૦—૧૨—૦ |
| ગાંધીજી | ૦—૪—૦ |
| ગ્રામભજનમંડળી | ૦—૨—૦ |
| જીવતા તહેવારો | ૦—૧૨—૦ |
| નામાનાં તત્ત્વો | ૨—૮—૦ |
| મધપૂડો | ૦—૧૦—૦ |
| મારી જીવનકથા—જવાહરલાલ નેહરુ | ૩—૦—૦ |
| મારી વ્યાપક કેળવણી (બૂકર ટી. વૉશિંગ્ટન) | ૧—૪—૦ |
| રાષ્ટ્રભાષાનો ગુજરાતી કોશ | ૧—૮—૦ |
| લોકમાતા | ૦—૬—૦ |
| વર્ધા શિક્ષણ યોજના | ૦—૧૦—૦ |
| सद्बोधशतकम् | ૦—૧૨—૦ |
| સાર્થ ગુજરાતી જોડણીકોશ | ૪—૦—૦ |
| સીતાહરણ | ૦—૧૨—૦ |
| સ્મરણયાત્રા | ૧—૮—૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧—૦—૦ |